# ઝેર કોણે આપ્યું?

એક

## અદ્ભૂત ડીટેકટીવ વાર્તા.

લેખક

**હર્ષદરૉય મ્હેતા**

"મારુત મહારાજનુ મીશન," "મહાત્મા ગૌતમ બુદ્ધ,"

વગેરેના કર્તા



પ્રસિદ્ધ કર્તાઓ

**ધી. લખમીદાસની કુંપની**

પુસ્તકો પ્રસિદ્ધ કરનારા, વેચનારા તથા

કમીશન એજંટ

પારસી બજાર, કોટ—મુંબઈ

# ઝેર કોણે આપ્યું?

## પ્રકરણ પહેલુ.

### મોહિનીની મોહજાળ

"શુ, ત્યારે તમે મને એમ માનવા સુચના કરો છો કે આ પુરી થવા આવતી મુસાફરીથી તમે નાખુશ છો?"

"હા! મોહિની! હુ તે સાચુંજ કહુ છુ ખરા અંતઃકરણથીજ કહુ છું"

"પણ—" એટલુ બોલતા અચકાએલી મોહિની એક સુંદર પંખા વડે પોતાનુ સુંદર મોંહુ, અર્ધું ઢાકતી બીજે હાથે પોતાના ખોળામા બેઠેલા સુંદર પપીને પંપાળવા લાગી કંઇક વિચારથી તેના મ્હો ઉપર શેરડા પથરાવવા લાગ્યા. વિચાર શ્રેણીને ફરીથી ગોઠવી તે સુંદરી બોલી "પણ, સરલકુમાર! તમારા જેવી નાદુરસ્ત અને લથડેલી તબીએતમા પોતાના સ્વદેશનો કાંઠો પાસે આવતો જોઈ હરકોઈ મનુષ્ય આનંદ અનુભવ્યા વિના રહે નહિ; છતા તમે તો સામાન્ય

માન્યતાથી ઉલટીજ રીતનુ ભાન કરાવો છે એમ કરવામા અગરતો કહેવામા તમારો કોઇ ગુપ્ત હેતુ હોવો જોઇએ ”

“ હા હેતુ છે અને તમે તે સમજી શકો તેવો છે ” માર્મિકપણે સરલે જવાબ આપ્યો.

“ પણ, મને તો તે જરાએ સમજાતો નથી ”

“ શુ, ત્યારે ન સમજી શકાય તેવી ભેદી ભાષા હુ બોલુ છુ ? ”

“ ખરેખર તેમજ છે ” ખોળામાના પપીના મ્હો ઉપર હાથ ફેરવતી સુદરી કૈક ટોળના સ્વાગે બોલી નિરાશાની છાયામા ઢકાતો સરલ વીલો બન્યો અને બોલ્યો “ મારી ભરમવાળી અને ભેદુ ભાષાના તમે ભેદુ છો, અને તે તમે ના કહી શકશો નહિ. ”

અજાણપણાનો ડોળ ઘાલી સુદરી બોલી “ મારાથી તો જરાએ તમારૂ કહેવુ સમજાતુ નથી ” મોહિનીને આમ બોલતી જોઈ સરલે આવેશમા આવી ઉત્તર આપ્યો —“ મોહિની ! મારા બોલવાથી જો તમને માઠુ લાગતુ હોય તો તેની માફી હું આગળથી માગી લઉ છુ પણ હુ સાચુ જ કહું છુ કે હુ જે કહુ છુ અથવા કહેવા માગુ છુ તે સર્વ તમે બરાબર સમજો છો અને જાણો છો મારી નિરાશા અગર નાખુશીનુ કારણ તમેજ છો. આહ્ ! મુસાફરી તો હવે પુરી થશે અને કીનારે

ઉતરતા તમારાથી મારે જુદા પડવુ પડશે મારા અ તરમા જડાયલી તમારી મોહક છબી તે કેમ અને કયારે મળશે ?"

સરલ બોલતા બોલતા ગળગળો થઇ ગયો. મોહિની જરા હશી, અને ક ઇંક લજ્જાના પ્રતિબીંબ તેના ચહેરા ઉપર દેખાવવા લાગ્યા તેની અસરથી તેના સુ દર કપોલ ઉપર લાલાશ પ્રસરી રહી

" શુ ત્યારે, આટલા થોડા વખતમાં મે મારી કિમ્મત આટલી બધી વધારી ?" શરમાતી શરમાતી સુંદર બોલી

" સુ દર મોહિની ! સાચી વાત સમજતા શરમાવ છો શાના ?" આશાનુ કીરણુ હાથમા આવતા સરલ ટટાર થતો બોલવા લાગ્યો, "મારી આખમા તમારી કિમ્મતનો આક નથી "

" છીટ્ ! " સુ દરી સરલના નબળા હાથને જરા ટપલી મારી બોલી, " તમારૂ બોલવુ બહુ વધારે પડતુ છે " મોહિની આમ બોલતાબોલતા પોતાના મનમા ક ઇંક ફુલાવવા લાગી ક ઇંક અ શે પોતાની ફત્તેહ થઇ એમ સ્વીકાર્યું આ ભાવ તેનો ચહેરો જોનારના મનમા સહજ સમજાઇ જાય તેમ હતા તેની આખમા ફત્તેહનો ભાવ જણાતો આ દેખાવ પેનીનસ્યુલર અને ઓરીએન્ટલ કું૦ ની એક ભવ્ય સ્ટીમર પરના કવાર્ટર ડેક ઉપરનો હતો

સરલકુમાર આશરે છવીશ વર્ષનો તરૂણ હતો. તે યુગન્ડાની એક રેલ્વે ક પનીમા સીવીલ એનજી-

નીઅર તરીકે નોકરી ઉપર ગયો હતો. ખ તીલાપણા અને મીલનસાર સ્વભાવને લીધે તે ત્યાં બધાનો માનીતો થઈ પડયો હતો. આફ્રીકાની હવા તેને માફક ન આવવાથી દિન પ્રતિદિન તેનું શરીર ઘસાતુ જતુ હતુ આમ છતાં પણ તે તેના કામ ઉપર ચોકકસ હતો અને મકકમપણે પોતાની જગ્યાને વળગી રહ્યો હતો. આપણી આખ્યાયિકાના સમય પહેલાં એક વર્ષ અગાઉ તેનો પિતા બ ગાલમાં વિદેહ પામ્યો હતો. તે ઘણી મીલોનો માલીક હતો, અને કપડાંનો મ્હોટો વહેપાર કરતો હતો પિતાના આમ એકાએક વિદેહ સ્વરૂપને પામ્યા પછી એકલ પુત્ર સરલકુમાર એક અઢળક દોલતનો ધણી બન્યો હતો, અને નેથી તે તેના સ્વદેશ તરફ આવવાને નીકળ્યો હતો

સરલ શ્રીમ ત હતો એટલુ જ નહિ પણ દેખાવડો એ હતો. વાચાળ પણ મીઠાં બોલો હતો તેથી તે સ્ત્રીઓ જોડે વિશેષ ભળી જતો હતો આફ્રીકામાંથીજ તેને પરણવા માટે માગાં આવતાં હતા એટલુ જ નહિ, પર તુ પ્રત્યેક મેલ વખતે તેના દેશમાંથી અનેક પત્રો તે સ બધી આવતા કેટલાએક તો કુ વારીકાઓના સ્વહસ્તાક્ષરના પ્રેમથી ભરેલા પત્રો આવતા હતા. સરલ આવી અનેક પ્રકારોની લાલચોથી લપટાય તેવો કોમળ અ ત કરણનો નહિ હતો તેના આવા દૃઢ વિચારોથી તેણે પોતાની પ્રતિષ્ટામાં વધારો કીધો હતો

સરલકુમારને એકજ ખાસ મિત્ર હતો તેનુ નામ જીતેદ્રરૉય હતું પોતાના મિત્રના સ્વભાવ અને વર્તણુકથી તે તદ્દન પરિચીત હતો એ પણ આ સ્ટીમરમા હતો અને હિ દુસ્તાન આવતો હતો એનો પિતા ખેતીનું કામકાજ કરતો હતો અને તેમના મરણ બાદ એજ ધંધો જીતેદ્ર કાયમ રાખ્યો હતો તેમા તેણે સારો પૈસો પેદા કીધો હતો કઇક બીજો વહેપાર કરવાના વિચારથી અને દેશ પ્રદેશ જોવાની ઇચ્છાથી તે આફ્રીકા ગયો હતો.

સરલકુમારને જયારે ડૉકટરે પોતાની તંદુરસ્તીની ખાતર એ દેશ છોડવાની ફરજીઆત સલાહ આપી ત્યારે તેની સાથે હિંદુસ્તાન આવવા જીતેદ્રરૉયે નિશ્ચય કર્યો સરલકુમારને આ મિત્રનો પરોપકારી સ કલ્પ ગમ્યો નહિ તેને કાટા જેવો લાગ્યો

" ભાઈ સરલ ! તારી આવી નબળી તબીઅતમા તને એકલો મોકલવો એ ઠીક લાગતુ નથી મારે હાલ અહીંઆ ખાસ કામ નથી તેથી તારી જોડેજ હુ હિ દુસ્તાન આવીશ તને ગમશે અને તારી તબી-અત પણ સચવાશે." જીતેદ્રે સરલને કહ્યુ.

"ભાઇ જીતે દ્ર ! તારી લાગણી માટે મને ઘણુ ઉચુ માન છે, પર તુ હું તને તકલીફ આપવા માગતો નથી તને હજી અહી કામ છે અને મારે માટે ખાસ તુ પડતુ મૂકે તે મને ઠીક લાગતુ નથી " નરમાશથી સરલે ઉત્તર આપ્યો જીતે દ્રે સરલનુ કહેવુ માન્યું નહિ અને આખરે તેની સાથેજ જવા તૈયાર

થયો  જીતેદ્રને ના કહેવાથી તેની લાગણી દુભાશે એમ સરલ સારી રીતે સમજતો  તેના સ ગાથથી તેની પ્રકૃતિ સચવાશે અને આન દ પણ થશે એ વિચારને પણ અનુમોદન આપતો તથાપિ તેના પર આવેલો નીચેનો એક પત્ર સરલને મૈત્રીની ફરજ અદા કરતા અટકાવતો હતા

ઘેલુ બ ગલો
તા૦ ૨૯ મી ફેબ્રુઆરી

પ્રિય સરલકુમાર,

આવતા અઠવાડીઆમા તમે હિંદુસ્તાન જવા ઉપડશો એ ખબર આપી તેને માટે આભાર માનુ છુ  બીજે કોઇ અવસરે આ ખબર મને તમે આપી હોત તો ખરેખર મને દીલગીરી જ થાત, કારણ કે હું તમને મારા સ્નેહી અને શુભેચ્છક ગણુ છુ એટલે તમે મારાથી ઘણા દૂર રહો એ સ્વભાવિક રીતે મને ગમે નહિ  મારા પ્રિય પતિના વિદેહાવસ્થા પછી મારે મારા વતનમા પાછુ ફરવુ જોઇએ એ વિચારથી હુ પણ હિ દુસ્તાન જવા સ ગાથ શોધતી હતી  એટલામા તમારો પત્ર આવ્યો મારા વિચાર અને તમારા વિચાર એક થયા તમારી નાદુરસ્ત તબીયતમા મારો સ ગાથ ઉપયોગી થઇ પડશે એવુ ભાસવાથી હુ તમારી સાથે જ આવુ છુ  મારો મુદ્રા લેખ amicus usque ad aras છે

લી૦ તમારી ત દુરસ્તી માટે પ્રભુ પ્રાર્થના કરતી
મોહિની

આ પત્ર વાચી સરલ અતિ આનંદમાં આવી ગયો. આવા કુદરતી અને સુખદ સહવાસમાં ત્રીજી વ્યકિતનો સાથ થાય એ સરલને ક ટક જેવુ લાગે એ સ્વાભાવિક હતુ. અને એજ કારણથી જીતેદ્રને તે અટકાવવા માંગતો હતો

મોહિનીનો પતિ નરેદ્રકુમાર સરલની જોડે ઑફીસમા નોકર હતો પરદેશમાં જાતી ભાઈને જોતા સહજમાં પરીચય વધે છે તેમ આ ઉભય વ્યકિતના સ બ ધમા પણ હતુ

મોહિની સૌદર્યમા અપ્સરા-મોહિનીને લજાવે તેવી હતી તેના ભવ્ય લલાટ, કદલી જ ઘા, અણિઆલા મોહક નેત્રો, પ્રવાળા અધર અને નાજુક કેડ એ બધા બહિર દેખાવો તેની મોહિનીમા વૃદ્ધિ રૂપ થઇ પડયા હતા મીઠું મીઠુ હસવુ, મૃદુવાણી અને લાવણ્યતાના પ્રભાવો પણ પૂર્ણાશે ઝળકતા હતા ટુ કામા મોહિની તે મોહિનીજ હતી મોહિની બહારથી જેવી હમેશા ખુશમીજાજી દીસતી તેવી તે અ તરથી નહોતી તેનુ આતરિક જીવન ભેદભરેલુ હતુ અને તે ભાગ્યેજ કોઇથી વાચી શકાતુ હતુ તેનુ હૃદય હમેશા બળતુ હતુ અને તે તેના નિશ્વાસથી જણાતુ તેનો પતિ તેના કરતા ઉમ્મરે ઘણો મોટો હતો, તે મિત ભાષણી, ગ ભીર અને ગમગીનીમા બહુધા રહેતો આવા વર્તન પોતાને માટે જાહેરમાં ભારે અફવાને જન્મ આપ્યો હતો "મોહિનીને ગૃહસ સારમા સુખ નથી" એમ કોઇ કહેતુ તો બીજો

"આ દંપતિનુ જીવન મૂઢ છે" એમ અભિપ્રાય આપતો અને ત્રીજો કંઈ તૃતીયમ્ જ ફેલાવતો. સાચું જોતાં મોહિનીએ પોતાના પતિ માટે લેશ માત્ર પણ અહિતનુ વેણુ કહ્યુ નથી, તેમ નરેંદ્રે પણ દુખની વૃષ્ટિ વરસાવી નથી ઉભય માયાળુપણાથી અને સન્માનથી રહેતા હતા આ પતિપત્નિના જીવન વ્યવહાર ઉપર લોકો અનેક તર્ક વિતર્ક ન છાજતા ઉપજાવતા અને નવરી જીંહ્વા અનેક પ્રકારની સટોડીઆ વિચારો દર્શાવતી

સરલ આ કુટુંબમા ઘણો હળી ગયો હતો નરેંદ્ર આ યુવાનને એક મિત્ર ગણતો અને તેને છાજે તેવું માન આપતો નરેંદ્રની પત્ની પણ તેને પક્ષપાતની નજરથી જોતી એ પક્ષપાત ત્યાના લોકોની જાણ બહાર નહોતો એ સર્વે વાત જીતેંદ્રની જાણમા આવી તેણે તેને મોહિનીથી સાવચેત રહેવા કેટલીક વખત સુચના પણ કરી આ સુચના સરલને રૂચીકર નહિં થવાથી ઉભય વચ્ચે ભારે વાદવિવાદ થતો હતો

હૃદય હૃદયને પારખી શકે છે મોહિનીએ જીતેંદ્રના હૃદયને કસી તેને ઘટતો ઉત્તર પણ દીધો હતો એક દિવસ નરેંદ્રની તબીઅત સહસા બગડી આથી બે ડૉકટરોને બોલાવી તપાસ કરાવી એકે "કૉલેરા થયો છે" એવો અભિપ્રાય આપ્યો, જ્યારે બીજાએ જણાવ્યુ "આ કેસમા કાઇ દગો લાગે છે અને વિષ દેવામાં આવ્યુ છે"

ગમે તેમ પણ બન્ને ડાકટરોની બુદ્ધિ કામ કરી

શકી નહિ સાત કલાકની ટુંકી બીમારી પછી નરેંદ્રનુ શરીર પડ્યુ તે હતો ન હતો થઇ ગયો! બન્ને ડૉકટરોના વિચારો આખરે મેળાવી લેવામાં આવ્યા અને તેઓ બન્નેએ "કૉલેરાથી મરણ નીપજ્યુ છે" એવુ પ્રમાણપત્ર આપ્યું એ વાત અહીંથીજ અટકી

નરેંદ્ર વિદેહાવસ્થાને પામ્યા બાદ તેની આર્થિક સ્થિતિ ઘણીજ ગુંચવણી ભરેલી નીકળી. તેને માથે કરજ માલૂમ પડ્યુ પોતાની પાછળ રહેલી વિધવાના નિર્વાહ માટે નરેંદ્રે ભાગ્યેજ સાધનો રાખ્યા હતાં મોહિનીની ઉપર આવેલી આ અણધારેલી આફતે તેની તરફ ઘણાની લાગણી ઉશ્કેરી તેને દિલાસો આપતા મિત્રોની સંખ્યા દિન પ્રતિદિન વધતી ચાલી. મોહિની સર્વેને ઘટતો જવાબ આપતી, પરંતુ તે ભાગ્યેજ ઘરની બહાર નીકળતી કિંવા કોઇને ત્યાં મળવા જતી પતિના મરણ નિમિત્ત જે શોક રાખવાની આવશ્યકતા હતી તે ધારણ કરવામાં તે ચૂકી નહોતી

નરેંદ્રના મૃત્યુ બાદ લોકોની એવી અટકળ હતી કે મોહિની સ્વદેશ જવા જલદી ઉપડી જશે હિંદુસ્તાન આવવાનો વિચાર તેણે મુલતવી રાખ્યો હોય એમ કેટલાક સમય સુધી જણાયુ, પણ જ્યારે સરલકુમારની જોડે આવવા તેયાર થઇ ત્યારે લોકોની અજાયબીનો પાર રહ્યો નહિ.

મોહિનીની વૈધવ્ય સ્થિતિમા તેની મુલાકાત લેનારાઓમાં સરલકુમાર ખાસ ધ્યાન ખેંચતો હતો. તેના

મિત્ર જીતેદ્રે એક વખત તેને કહ્યુ હતુ "સરલ! પચ વાયકા ખરી પડે છે! લોકબત્રીશીએ ચઢવામા ફાયદો નથી. જગત્ આરશી છે."

"ઓ ભલા જીતેદ્ર!" સરલે ઉડતો જવાબ આપતા કહ્યુ· "મોહિની તરફ માત્ર મને લાગણી જ છે તે લાગણી ખરા અતકરણની છે તેથી તેના મિત્ર તરીકે માત્ર હુ ત્યા જાઉ છુ લોક મારે માટે શુ કહે છે તેની મને થોડી જ દરકાર છે કોઇને મારા આંતરજીવનની આડે આવવાનો હક નથી હુ એટલુ જ કહુ છુ કે

"એ અબલા હિત ખાતરે,
ધાર્યું કઇ જે મન થકી,
જાન અરપતા કે જીવતા,
કરવુ ઠયુ મનમા નકી,
પરવા પછી મુને નથી,
આ દેહના લગ્ન તણી,
નહિ સ્નેહની, ના પ્રેમની,
ના ધન કે આ તન તણી"

જીતેદ્રને આ અભિપ્રાય રૂચ્યો નહિ, તથાપિ તેને ચૂપ રહ્યા શિવાય બીજો રસ્તો હતો નહિ જ્યારે તેને ખબર પડી કે મોહિની સરલની જોડે જ હિંદુસ્તાન આવવાની છે ત્યારે તેના હૃદયને ભારે આઘાત થયો જીતેંદ્રરૉયે સ્પષ્ટ રીતે મોહિનીને તિરસ્કારના વચનો કહ્યા હતા અને એ ઉભય વચ્ચે મુસાફરી દરમ્યાન ઘણીવાર વાટાઘાટ થઇ હતી

## ૧૧

આપણી વાર્તા ચાલે છે તે પ્રસગે સરલ ઓશીકાઓ પડખામા રાખી લાંબી આરામ ખુરસી પર ડેક ઉપર સુતો છે તેણે પગ ઉપર એક ગરમ વ્યાઘ્રાંબર ઓઢેલુ છે તેનો ચહેરો નિસ્તેજ અને ઉદાસી છે. તેની બાજુમા ઘાસના બરૂની મેજ ઉપર મોહિની બેઠેલી છે.

તે એક સુદર સધ્યા હતી પશ્ચિમ તરફના મોજાઓની પછવાડે સૂર્યનારાયણ અહુણા લપાઈ ગયા હતા, અને તેની પાછળ જતા કીરણોની મીઠી લાલાશ સમુદ્રના મોજાઓના તરગમા મળી જઇ અદ્દભુત સપ્તરગી દેખાવ રજુ કરતી હતી જ્યારે મોહિનીએ "છીટ્!" એવો ઉદ્દગાર કાઢી સરલના નબળા હાથને હળવેથી ટપલી મારી ત્યારે સરલે પોતાના હાથ ઉચા કર્યા અને બન્ને હાથની હથેલી વચ્ચે મોહિનીના હાથને જરા જોરથી પણ વ્હાલથી દાબ્યો અને મોહિનીના નેત્રોદ્વય પ્રતિ, જાણે તે તેના હૃદયના વિચાર વાચતો હોય તેમ ટગર ટગર જોઇ રહ્યો

"મોહિની!" દીનતાનો ભાવ પ્રગટ કરતા સરલ બોલ્યો, "એમ કેમ બોલો છો? ઘણા વખતથી મારે તમને કહેવાનુ છે, અને તે કહું કહુ કરતાં આટલો બધો કાળ વ્યતીત થઇ ગયો થોડા જ વખતમા આ મુસાફરીનો અત આવશે અને કીનારે ગયા પછી તમે અને હુ છૂટા પડીશુ. 'તમે અને હુ છુટા પડીશુ' એ શબ્દો–વિચારો મને ગાંડો બનાવી મૂકે

છે—મારૂ મસ્તક ફેરવી નાંખે છે અને મારી આશાઓને છિન્ન ભિન્ન—અવ્યવસ્થિત કરી નાંખે છે ”

સરલ બોલતાં બોલતાં થાકી ગયો. તેનો શ્વાસ ભરાઇ આવ્યો પરસેવાના બિંદુ ટપકવા લાગ્યા અને પોતાનુ માથુ તકીઆ ઉપર નાંખી દીધુ મોહિનીએ આ સર્વ શાંતિથી સાભળ્યુ અને જોયુ. તેના ચક્ષુ નિસ્તેજ થઈ ઢળી પડેલા સરલના ચહેરા પ્રત્યે ફરકવા લાગ્યા શો જવાબ આપવો તે તેને તુર્ત સૂઝ્યુ નહિ આખરે પોતાના નબળા પડી ગયલા સાથી તરફ જરા ઢળી તેના મુખ આગળ પોતાનુ મુખ ધરી ધીરેથી અને મીઠાશથી બોલી “સરલ કુમાર ! તમારી સેવા મારાથી કશી જ થઇ નથી માત્ર થોડાક વખતના આ તુતક ઉપરના ચાલૂ સહવાસથી તમને જરાએ આનદ મળ્યો હોય, જરાએ તમારૂ દુખ ઓછુ થયુ હોય તો હુ મારી જાતને કૃતાર્થ થયલી સમજું છુ મારા જેવી એક ગરીબ બાલાને તમે તમ્હારા મિત્ર તરીકે ગણો તે મારૂ સદ્‌ભાગ્ય સમજુ છુ અને જો આવી નિર્દોષ મિત્રાચારી કાયમ રાખવા તમારો ઈરાદો હોય તો મારા તરફથી તેમ કરવામા હુ કશો જ બાધ જોતી નથી. તમારા મિત્ર તરીકે ગણાવવામા હું માન સમજુ છુ અને તેમ ગણાવામા મારો ગર્વ સચવાશે ”

સરલ જરા બેઠો થયો તેનામા આશા દેવિએ ચૈતન્ય રેડયું હોય એમ હવે લાગ્યુ સામેના પચરગી દરીઆના મોજાં સામુ થોડી વાર તે જોઇ રહ્યો

પછી શરમને બાજુએ મૂકી, લજ્જાને કોરાણે રાખી તેણે હવે મોહિનીની જોડે ખુલ્લા દીલથી વાત કરવાનો નિશ્ચય કર્યો ગમગીનીને દૂર કરી વિચારશીલ દેખાવને ત્યાગી હિમ્મતથી સરલ બોલ્યો

"મોહિની! હુ કઈપણ માર્મિકપણાથી બોલતો નથી તેમ હુ કઇ ભરમમા રાખવા માગતો નથી તમારી સ્ત્રી જાતીનો સ્વભાવ તમને ખાત્રી આપતો હશે કે હુ તમારી મિત્રતા કેટલી કીંમતી ગણુ છુ હવે હુ તમને તદ્દન સાદી ભાષામાં સમજાવુ છુ મોહિની! હુ તમને ચાહુ છુ ખરા જીગરથી ચાહુ છુ તમારી સોબતની મ્હને ઘણી જરૂર છે મારી તદુરસ્તી ત્યારે જ પાછી આવશે કહો! હુ તમને મારી પ્રિયા મોહિની કયારથી કહુ? ક્યારથી હુ તમને સુખ દુખના સાથી ગણુ? ક્યારથી હુ તમને મારી અર્ધાગના તરીકે મારી છાતી સરસા ચાપુ?" આટલુ બોલી સરલ ચાતકની પેઠે ઉત્તરની રાહ જોતો મોહિનીના સામુ જોઇ રહ્યો

મોહિનીના હાથમા રહેલો પખો હવે હાલતો બધ પડયો તે કઇક વિચારમા ગરકાવ થઇ ગઈ શુ કહેવુ તે સૂઝ્યુ નહિ થોડીવાર પછી ગભીરપણે તે બોલી "સરલકુમાર! તમારો પ્રશ્ન મને અણધાર્યો આવ્યો છે તેનો શો ઉત્તર દેવો તે હુ પોતે હમણા સમજી શકતી નથી મારી અને તમારી સ્થિતિ વચ્ચે ઘણો મ્હોટો અતર છે હુ એક અનાથ વિધવા—પૈસાટકા વગરની અને તમે હજી

કુંવારા, સુંદર અને તવગર છો. મને જવાબ આપવા માટે ફરજ પાડો તે પહેલાં તમે વિચાર કર્યો છે કે, તમે શુ બોલો છો?"

"તમે જે સાભળ્યું તે મારૂ જ બોલેલુ છે જે હુ બોલ્યો છુ તે સમજીને જ બોલ્યો છુ—પૂરતો વિચાર કરીને જ બોલ્યો છુ હુ ફરીને કહુ છુ અને એમ કહેવા માગુ છુ કે તમે મારા પત્ની બનો."

સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકનાર મોહિનીના ચહેરા સામુ જુવે તો તે સહેજ સમજી શકે કે જાણે તેણે મહાન ફત્તેહ મેળવી હોય તેમ તે મનમા ને મનમા મલકાતી હતી તેની આખો તેજથી અત્યારે ચમકતી હતી ઓષ્ટ ફડફડતા હતા જાણે કંઈ ગણગણતી હોયની?

પ્રત્યુત્તર મળવામા ઢીલ થતા અધીરો બનેલો સરલ બોલી ઉઠયો:—

"મોહિની! પ્રિયે, મોહિની! કેમ, મારા સવાલનો જવાબ આપતા નથી? શુ તમને મારા સવાલે નાખૂશ કીધા છે!"

"ના .આ " ધ્રુજતે અને ધીમે સાદે મોહિનીએ જવાબ આપ્યો "ત્યારે મને સત્વર જવાબ આપો કે તમે મારા પત્ની બનશો?" સરલે આતુરતાથી પૂછ્યુ

આ વખતે મોહિનીની ખુરશી પછવાડે એક નિસ્તેજ શ્વેત વસ્ત્રમા સજ્જ થયેલી આયાની આકૃતિ

દેખાઈ. તે છેક નમીને મોહિનીના મસ્તકને અડકી અને જ્યારે તેના ઓષ્ટ મોહિનીના કાનને અડકયા ત્યારે ઘણા મ દ અવાજે બોલી "સાવચેત!"

આ શબ્દ સાભળતા જ મોહિની ફિક્કી પડી ગઈ; પણ તે સરલ કળી શકયો નહિ. તેણે સરલના હાથમાંથી પોતાનો હાથ છોડાવ્યો એકદમ ખુરશી ઉપરથી ઉભી થઇ ગઈ, પણ તે હશી, પરાણે હશી, અને બોલી.—"આયા! તુ બહુ ક ટાલો આપે છે. ચા તૈયાર થઈ છે એટલુ કહેવા માટે આમ છુપાતે છુપાતે આવીને છેક મારા કાન આગળ ગણગણાટ કરવાનુ શુ પ્રયોજન! તુ તદ્દન હજી બેવકુફ જ રહી." પછી સરલ તરફ ફરીને કહેવા લાગી "ચા તૈયાર થઇ છે. સરલકુમાર! તમને બેઠા કરૂ ?"

"બ્હેન! મારા મિત્રને ઉઠાડવાનુ કામ મને જ કરવા દો" આમ એકાએક એક બીજા નવીન આવનાર યુવાને કહ્યુ આ નવીન ગૃહસ્થ જીતેદ્ર હતો તે ડેકની બાજુએ અત્યાર સુધી બેઠો હતો અને ચા પીવાનો ઘ ટ થતા મિત્રને બોલાવવા આવ્યો હતો

સરલનો પૂછાયલો પ્રશ્ન નિરૂત્તર રહ્યો મોહિનીએ વાત પલટાવી અને ઉડાવી પણ દીધી, પર તુ તેમ કરવામા તેનો ચહેરો પણ બદલાતો ગયો



# પ્રકરણ બીજુ.

## મનની મુંઝવણ

લીલાપૂર હુગલી નદીના કાઠા ઉપર આવેલુ ન્હાનુ પણ સુદર ગામડુ છે થોડે છેટે ન્હાના ડુ-ગરો છે ગામની આસપાસ ફળદ્રુપ જગલો છે અને તેમા વીધવીધ પ્રકારના ઝાડ, વેલા તથા છોડ-વાઓ ઉછરેલા છે

શરતચદ્ર લીલાપૂરનો એક મ્હોટો ધનાઢ્ય પુરૂષ હતો કલકત્તા, કાનપૂર અને છેક મુબઇ સુધીની મીલોમા તેનો ભાગ અથવા શેરો હતા, એ શિવાય તેનો કાપડનો મ્હોટો વહેપાર હતો કલકત્તામા તેની ઑફીસ હતી, પણ ગ્રામ્ય જીદગી ( Rural life ) તેને વિશેષ પસદ હોવાથી તે લીલાપૂર આવીને વસેલો હતો તેની પત્ની કમલાકુમારી એક પુત્ર અને એક પુત્રીને મુકી કેટલાક વર્ષથી પરલોકવાસી થઈ હતી આ પુત્રની જોડે વાચનારની ઓળખાણ થઇ છે તે સરલકુમાર તેની બ્હેન સુશીલા અત્યારે જોબન અવસ્થામા આવી છે

સુશીલા ન્હાની હતી ત્યારે દાદર ઉપરથી પડી ગઇ હતી તેથી તેને કપાળે અને વાસે એમ બન્ને જ-ગ્યાએ સખ્ત વાગ્યુ હતુ અને જોકે ન્હાની ઉમ્મરમા આ ઘા પડયા હતા છતા તેની ખોડ મોટપણુમા પણ ગઇ નહુતી એ અકસ્માત પછી તે બહુ બેડોળ બની

ગઈ હતી. તેના પિતાએ પુત્રી તરફના હેતને લીધે ઘણા પૈસા છોકરીની ખોડ ઢાકવા પાછળ ખર્ચ્યા પણ તે બધા વ્યર્થ ગયા હતા ખરેખર સુશીલાની સ્થિતિ દયાજનક હતી.

સુશીલા રૂપે સુંદર નહોતી—ખોડને લીધે કદરૂપી હતી—તથાપિ તેનુ અ ત કરણ તેવુ નહોતુ. જેમ જેમ તેનામા સમજણ આવતી ગઈ તેમ તેમ તેનુ અ ત કરણ અતિ ઉચ્ચ પ્રકારમા વિકાસને પામતુ ગયુ તેના વિચારો ઘણા વિચારશીલ અને ઉચ્ચ જણાવા લાગ્યા. ટુંકામા તત્વજ્ઞાને તેનામા દેખાવ દીધો અને શનૈ. શનૈ તે તત્વજ્ઞાન વૃદ્ધિને પામતુ ગયુ કુદરતી રીતેજ સ સારી જી દગી તેને અકારી લાગવા લાગી સાસારિક સુખ તેને તુચ્છ ભાસવા લાગ્યું થોડા સમયમા તેના આ ગુણો જાહેરમા આવવા લાગ્યા અને તેના હૃદય અને માનસિક બળના તેજમા તેનુ શારીરિક બેડોલપણુ છુપાઈ ગયુ

જનસમાજની સેવા, દુ ખી જીવોને આશ્વાસન, માદાની માવજત, સ કટગ્રસ્ત જીવોને મદદ કરવી એજ સિદ્ધાતોએ તેના મગજની મ્હોટી જગ્યા રોકી એજ વિચારોને અનુકૂળ તેણે પોતાનુ જીવન અવલ‘બવા માડયુ, અને એવા પરમાર્થમાં જ પોતાનો વખત ગાળવા લાગી તેણે પોતાનો મુદ્રાલેખ—"My roof a shelter for the needy and distress ed" એવો રાખ્યો હતો

શરત્ચ દ્રે પોતાની એકની એક પુત્રીની આવી

સ્થિતિ જોઇ હતી તેથી મરતી વખતે તેણે પોતાના વીલમાં રૂ ૬૦૦૦ રોકડાની વાર્ષિક આવક તેને લખી આપી હતી. આ રૂપીઆ તેને પોતાને જ મળે અને સ્વતંત્ર રીતે તે પોતાના કામમા લઇ શકે એવું સ્પષ્ટીકરણ પણ વીલમા કરવામા આવ્યું હતું. જો તે પરણે નહિ તો—મંગળ ભુવન—જે મહેલ જેવા મકાનમા તેઓ રહેતા તે તેના પોતાના ઉપયોગ માટે તેની હયાતી સુધી તેને આપવા વીલમા વિશેષ સૂચના કરેલી હતી તેની હયાતી બાદ તે મકાન અને રોકડ હક સરલને મળે એવુ પણ તેમા જણાવવામાં આવ્યું હતું.

સુશીલાના હાથના ઉમેદવારો પણ વખત જતા બહાર પડવા લાગ્યા गुणा पूजास्थान गुणिषु न च लिंग न च वयः। એ પ્રમાણે સુશીલામા રૂપ પૂજ્ય સ્થાને નહતુ છતા તેનામા ગુણો હતા એ ગુણોએ તેનામા રૂપનુ પ્રાધાન્ય રાખ્યુ હતુ સુશીલા પોતાના હાથના ઉમેદવારોને જરાએ આશા આપતી નહીં પરંતુ તેણે એકને જ હજુ શંકાશીલ રાખ્યો હતો તે તે જ ગામનો ડૉકટર શાંતિકુમાર હતો ડૉકટર શાંતિકુમાર એલ એમ એસ ની પરીક્ષા પસાર કરી ધંધાર્થે લીલાપુર આવ્યો હતો. ત્યા આવ્યા પછી સેવાસદન નામની એક સંસ્થા સ્ત્રીઓને માટે તેણે સ્થાપી હતી, અને નર્સ વિગેરેનુ કામ નિ:સ્વાર્થથી આર્ય મહિલાઓને શીખવતો સુશીલા આ સેવાસદનની મુખ્ય સભાસદિની હતી, અને

માંદાની માવજતનું કામ ડૉકટર પાસેથી ઘણી સંભાળપૂર્વક સમજી શીખી હતી. ડૉકટર શાંતિકુમારનું ઓળખાણ થોડા વખતમાં એક ગાઢ મૈત્રીના સ્વરૂપમાં ફેરવાઈ ગયુ. સુશીલાએ ડૉકટરની કાર્કિદીનુ બહુ બારીકપણે અવલોકન કર્યું હતુ. તેની સહનશક્તિ, હિમ્મત, ખંતીલાપણું, માયાળુ સ્વભાવ અને ધાર્યું કામ પાર પાડવાનો નિશ્ચય ઇત્યાદિ સદ્‌ગુણોથી સુશીલાનુ ધ્યાન ખેંચાયુ હતુ આવા પ્રશંસનીય ગુણોથી દોરવાઈ જઈ સુશીલા ડૉકટર પ્રતિ માનની ભાવનાથી જોતી હતી એટલુ તો તે જાણતી હતી કે એ બાહોશ અને માનનીય ડોકટરને માટે હજી આશાભર્યું ભવિષ્ય સરજાયેલુ હતુ

એક સાંજે ડૉકટર શાંતિકુમારે સુશીલાના કોમળ કરને પોતાના હાથમા લઇ ઉદ્‌ગાર કાઢયો –"સુશીલા! હું તને ચાહુ છુ"

"હુ તે સમજુ છુ"

"ત્યારે તુ મારી ધર્મપત્ની થશે?"

"ના" નમ્રતાથી સુશીલાએ પ્રત્યુત્તર વાળ્યો

"પણ તુ તારી 'ના'ની 'હા' થવાની આશા આપશે?"

"હા" સુશીલાએ ઉત્તર આપતા જણાવ્યુ "તેમ આશા આપવાને મને વાંધો નથી તમે વયે મ્હોટા છો હુ હજી બાળક છુ. રાહ કેમ જોવી તેનો તમને અનુભવ છે મારો ભાઈ આફ્રીકાથી

હુમણા આવનાર છે  તે બીમાર છે  તેની આગતા-સ્વાગતા કરવી એ મારી પહેલી ફરજ લેખાશે તેની સભાળ રાખવામા મારો ઘણોખરો વખત રોકાઈ જશે  તદુપરાત આપણા પાડોશી કુલીન-કુમારની કુવારી કન્યા સ્નેહલતાના વિવાહ મારા ભાઈ જોડે મારા સ્વ  પિતાએ ઘણા વખતથી કર્યા છે ભાઇના આવ્યા પછી અને તેની તબીઅત સુધર્યા પછી તેઓના લગ્ન થશે ત્યારબાદ ઇચ્છા હશે તો તમારી જોડે લગ્ન કરવાનો વિચાર રાખીશ ”

સરલ લાબે સમયે પોતાને દેશ–ગામ આવે છે એવી ખબર ગામમા પડતા સરલના સદ્ગત પિતા શરતુચ દ્રના અનેક મિત્રો તથા સ બ ધીઓમા ખુશાલી પ્રગટી  આ બધાની ખુશાલી અને આન દમા એકનો આન દ અમાપ હતો  એવા અદ્ભુત આન દમા રમબસ થયલી વ્યક્તિ તે શ્રીમતિ સ્નેહલતા હતી હજુ જો કે સરલની જોડે તેના લગ્ન થયા નહિ હતા તથાપિ પોતાના ધર્મ પતિ તરીકે સરલકુમારને માની લીધેલો હોવાથી તેનુ આવાગમન સાભળી તે હર્ષ-લીન થઇ હતી  સ્નેહલતા અને સુશીલા સમો-વડીઆ હતા અને પાસે પાસે રહેતા હતા  આથી તે ઉભય વચ્ચે અતિ ગાઢ પ્રેમ બ ધાઇ ગયો હતો

સરલના આવવાની આગલી સાઝે આ બન્ને બા-ળાઓ મ ગળભુવનની મેડીના એક છજામા વાર્તાલાપ કરતા બેઠા હતા  અહીંથી નીચેના ઉપવનની સુ દર રચના દેખાતી હતી અને સામે આવી રહેલી ન્હાની

મ્હોટી ટેકરીની સુંદર હાર પણ કુદરતની સૌદર્ય-તાનો ખ્યાલ આપતી હતી

આ બન્ને સહીયરોએ આમ વાર્તાલાપમા અને કુદરતની કૃતિને અવલોકવામા કેટલોક કાળ કાઢયો થોડીવારે પ્રચ ડ વાયુ સ્ફુરવાથી બારીબારણા બ ધ કરી તેઓ અ દર આવ્યાં ત્યા પડેલા એક કોચ ઉ ર બેશી સ્નેહલતાનો હાથ પોતાની છાતી સરસો ચાપી સુશીલા બોલીઃ—"બ્હેન સ્નેહલતા ! રાત પડવા આવી છે તુ હવે થોડા વખતમા મારી ભાભી થઇશ સરલભાઈ કાલે આવનાર છે એટલે તારા મૂલ મોઘા થશે એટલા માટે હુ તને દીવો સળગાવવાની આજ્ઞા કરતી નથી આ શગડી આગળ બેસી વાતો કરતા નવા નવા વિચારો સ્ફૂરે છે; અને ક ઇક ઈ નવું જાણવાનુ મળી આવે છે"

"હા !" સ્નેહલતા ઉત્તર આપી સગડીમાના બળતા અ ગારા તરફ તાકીને જોઈ રહી પછી જાણે ક ઈ સૂઝયુ હોય તેમ બોલી.—"પણ બ્હેન સુશીલા ! તમારા ભાઇને મળ્યે ઘણો વખત થઇ ગયો છે મારે માટેની લાગણીઓ તેમના હ્રદયમા જેવી-ને તેવી અસ્ખલીત રહી હશે ખરી ? હુ એમની પત્ની થઇશ ત્યારે મારાથી ક ટાળશે તો નહિ ?"

"મારો ભાઇ તારાથી ક ટાળો ખાય ?" આશ્ચર્ય પામતી સુશીલા બોલી. "આ કેવા વિચાર ? કેવી ભયકર કલ્પના !! નહિ, નહિ મારો ભાઈ તારા જેવી એક સુશીલ અને સદ્ગુણી

બાળાને પોતાની ધર્મપત્ની બનાવવામા મ્હોટું માન સમજશે."

"ઓહ્ !" એટલું બોલી સ્નેહલતાએ એક ઉંડો નિશ્વાસ મૂકયો

"કેમ બ્હેન સ્નેહલતા? તુ નિશ્વાસ કેમ મૂકે છે? તુ બારીમા બહુ વાર ઉભી રહી તેથી પેલાં વાદળાંની ગમગિની પવન દ્વારા તારા ચ્હેરાને અસર કરી ગઇ હોય એમ મને તો લાગે છે "

"કદાચ તારૂ ધારવુ ખરૂ પણ હોય, સુશીલા! પણ મને હમણા હમણા ઘણા ખરાબ સ્વપ્ના આવે છે, અને તેથી આખો દિવસ ઘણા ખરાબ વિચારો આવ્યા કરે છે "

"શા, સ્વપ્ના?" સુશીલાએ અધીરી બની પ્રશ્ન પૂછયો

"જાણે તમારા ભાઇ સરલકુમાર કોઇ બીજાનાજ પ્યારમા પડયા હોય—જાણે તેમણે મને તદ્દન વિસારી નાખી હોય—અહીં આવ્યા પછી જાણે તેમણે મારો તિરસ્કાર પણ કર્યો હોય, એવા ભણકા મને વાગ્યા કરે છે આવા ભણકાએ મને શોકાગ્નિમા બળતી મૂકી દીધી છે કેમ બચવુ સમજાતુ નથી! હાય!!!"

"શુ, મારો ભાઇ તારો તિરસ્કાર કરે? એ વાત બનેજ નહિ . તુ તો દિવાની બની ગઇ છુ મને લાગે છે કે દીવા વિના તારો જીવ ગભરાય છે લાવ હુ દીવો મંગાવુ." આમ કહી સુશીલાએ ઘંટડી

વગાડી અને એક નોકરને અંદર દીવો લાવવાનો હુકમ કરી સ્નેહલતાની સોડમાં ભરાઇ પાછી બોલી:– "તુ એવા એવા ગાડા ખ્યાલ છોડી દે, અને આનંદી બન. કાલે સરલભાઈ આવશે અને તને પ્રેમથી આલિંગન દઈ છાતી સરસી ચાપશે"

આમ બોલે છે એટલામા એક નોકરે કોઇના આવવાના સમાચાર આપ્યા. આ અચાનક આવનાર ગૃહસ્થ ડૉકટર શાતિકુમાર હતો તેણે આ બન્ને સહીયરોની પાસે ખુરસી નાખી બેઠક લેતા કહ્યુ —"બાનુઓ! તમને અત્યારે તકલીફ આપવા માટે મને માફ કરશો"

"ડૉકટર! હુ ધારૂં છુ કે કોઈ જરૂરી કામને લીધે જ તમારૂ અત્યારે આગમન થયું હશે. નહિ વારૂ!" સુશીલા બોલી.

"હા! પણ તે બીના બહુ અગત્યની નથી. ગામબહાર તમારી વાડીમા આવેલા "ભૈરવ–કૉટેજ" બંગલાના સંબંધમા કંઇ પૂછવા માટે હુ આવ્યો છુ એક ભાડુત એ બંગલો માગે છે"

"વાહ! એતો સારી વાત કહેવાય. ઘણા વખતથી તે પડતર છે અને મને ભય રહેતો હતો કે તેને માટે ભાડુત જ નહિ મળશે"

"ગામના લોકોમા તે બંગલા માટે કંઇ વહેમ ભરાઇ ગયો છે શુ, તે સાચી વાત છે?" ડૉકટરે જીજ્ઞાસાની વૃત્તિથી પૂછ્યું.

“હા ! પેલા બે ખૂન થવાના બનાવ પછી લોકો માની બેઠા છે કે તેમા ભૂત છે”

“એ ખૂન કોના ? મને તે વાતની કશી ખબર નથી” વધુ ઇંતેજારીથી ડૉકટરે જણાવ્યું

“લ્યો, ત્યારે હુ તમને તે કહી સ ભળાવુ બીના જરા જાણવા લાયક છે” સુશીલા બોલી— “કેટલાક વર્ષ પહેલા–મારા જન્મ પહેલાની એ વાત—મારા બાપે એક પરદેશીને તે બ ગલો ભાડે આપ્યો હતો એ લોકો માત્ર ત્રણ જણાજ હતા પતિ, પત્ની, અને એક પુત્ર પુત્રની વય તે વખતે આશરે વીશેક વર્ષની હશે એ લોકો કોઇ જોડે ભળતા નહિ તેમ કોઇ એમની જોડે સ બ ધ પણ રાખતુ જણાતુ નહિ એક રાત્રિએ પ્રચ ડ વાવ ટોળ થવાથી બ ગલાની બાજુમાનુ એક ઝાડ તે બ ગલાની બારીપર પડયુ તે વૃક્ષની ડાળીઓ પૈકી કેટલીક અ દર પણ ઘુશી ગઈ સવારે મારા પિતાના એક નોકરે ત્યાથી પસાર થતા તે જોયુ તેણે અ દર જઇ ઘ ટડી વગાડી, પર તુ કોઇએ અ દરથી ઉત્તર દીધો નહિ આથી ઇંતેજારી વધી તેણે બારી ભાગી અ દર જોયુ જે દેખાવ તેની નજરે પડયો તેથી તે આભોજ બની ગયો તેના હોશકોશ ઉડી ગયા અને જાણે જીવ્હા જતી રહી હોય તેવી રીતે ગતિ અને વાક્શૂન્ય થઇ ત્યા ઉભો રહ્યો થોડી વારે તેના ખોળીઆમા જીવ આવ્યો હોય તેમ તેને ભાન આવ્યુ જરાક હોશીઆર બની બૂમો પાડી લોકોને એકત્ર કીધા

અને અંદર બધાએ જોયું તો ત્યાં રહેનાર રાજેંદ્રલાલ અને તેની પત્નીના શબ પડેલાં હતાં. કોઇ પાપી ચાંડાલે તે નિર્દોષ દંપતિના ખૂન કર્યાં હતાં. ઘરમાં ખાતર પડયુ હતું અને દરેક કીમતી ચીજો ચોરાઈ ગઈ હતી. આ કુટુંબનો હાલ હેવાલ મળે એવો એક કાગળનો રૂકકો પણ મળી શકયો નહિ. કાબેલ ડીટેકટીવોને કલકત્તેથી બોલાવવામાં આવ્યા હતા. ખુનીનો પત્તો મેળવી આપનારને ઘણાં મ્હોટાં ઈનામો આપવા સંબંધીના જાહેરનામાં પ્રકટ કરવામાં આવ્યાં હતાં અદ્યાપિ પર્યંત તેનો કંઈ પત્તો લાગ્યોજ નથી તે ભેદ હજી અંધારામાજ છે. એ બંગલાનુ નામ તે દીવસથી વાયડુ થયું છે. ત્યાર પછી તે બંગલાને ભાડે આપવાનો કિંવા દુરસ્ત કરવાનો વિચાર અમે માંડી વાળ્યો હતો "

એક ચિત્તે આ બીના સાભળનાર ડૉકટર બોલ્યો:—" ખરેખર ! એ અજાયબનીજ વાત છે. એ ખુન થયાંને કેટલો વખત થયો હશે વારૂ ? "

સુશીલાએ જવાબ આપ્યો:—" આશરે પચ્ચીશ વર્ષ જોકે બંગલાનું નામ વગોવાયું છે છતાં મને આશા છે કે હું ભૈરવ કોટેજ ભાડે આપી શકીશ."

ડૉક્ટરે કહ્યું:—" હું થોડા વખત ઉપર કલકત્તે ગયો હતો. ત્યાં મને એક ગૃહસ્થે .બીજા ગૃહસ્થની મુલાકાત કરાવી. તેણે મને ભૈરવ–કૉટેજની હકીકત પૂછી. હું જે જાણતો હતો તે બધું તેને કહ્યું. એ પણ જણાવ્યું કે તે લોકોની માન્યતા પ્રમાણે ભુત-

ખાનું છે, છતાં એણે મને કહ્યુઃ—" હું ભૂત પીશાચને માનતો નથી જો થોડા વર્ષને માટે તે ભાડે આપતા હોય તો હું લેવા તૈયાર છુ " તે માણસની ઉમ્મર આશરે પચાસ વર્ષની હશે, અને પેનશનર–વાન-પ્રસ્થ હશે એમ હુ ધારૂ છુ અત્યારે હુ જે તમારી પાસે આવ્યો છુ તે તે ગૃહસ્થના કહેવાથી અને તેમને માટેજ. જો તમારે બગલો ભાડે આપવાનો વિચાર હોય તો તે બગલાનુ સાટુ હુ કરી અપાવુ "

સુશીલાએ જવાબ આપ્યો—" તમે કામ તો સારૂ કર્યું તે બગલો ભાડે તો આપવાનો છે, પણ ભાઇ કાલે આવે છે એટલે ચોક્કસ જવાબ તેની સાથે વિચાર કરીને હું આપીશ."

"ત્યારે તે ગૃહસ્થને તમારા ભાઇને મળી ચોક્કસ કરી જવા બોલાવુ છું હા! પણ હુ તમને તે ગૃહસ્થનું નામ આપવાનુ ભૂલી ગયો તેમનુ નામ બહેચરપ્રસાદ "

" અરે! આ તો કાઇ નવીન પ્રકારનુ નામ." સ્નેહલતાએ ટીકા કરતા કહ્યુ

" ખરેખર! એ નવુ જ ભાસે છે હુ ધારૂં છુ કે તે પરદેશી હોવો જોઇએ." સુશીલાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" હા! તે પરદેશીજ છે." ડૉકટરે ખુલાસો કર્યો. " લ્યો, ત્યારે હુ રજા લઉં છુ. મારે હજી બે દરદીને તપાસવા તેમને ઘેર જવાનું બાકી છે."

# પ્રકરણ ત્રીજું.

## માઠાં શુકન

ઘણી આતુરતાથી વાટ જોવાતો સુદિવસ આખરે આવી પહોચ્યો કલકત્તેથી આવનારી ટ્રેને બીમાર સરલકુમારને પોતાના વતનમા લાવીને મૂકયો સ્ટેશન પર ખાસ–અ ગતના સ્નેહીઓ અને સગાં વહાલાં તેને તેડવા આવ્યાં હતાં. ડૉકટર શાંતિકુમારે હાર તોરા પહેરાવ્યા પછી તથા સ્ટેશને આવેલા ગૃહસ્થો સાથે ખબર અંતર પૂછયા પછી તૈયાર રાખેલી બે ઘોડાની ગાડીમાં ડૉકટર જોડે બેસી સરલે પોતાના "મંગલ ભૂવન" પ્રતિ પ્રયાણ કર્યું

રસ્તે ઓળખીતા ગૃહસ્થોને સલામ કરતો અને તેમની સલામો પ્રેમપૂર્વક ઝીલતો સરલકુમાર લગભગ પોતાના ઘર સુધી આવી પહોંચ્યો. એવામાં તેને જોવા મળેલી એક બાજુની ઠઠમાંથી કદાવર બાંધાનો અને પાકી વયનો એક શખ્સ બળાત્કારે પોતાને બહાર નીકળવાનો રસ્તો કરીને સરલની ગાડી તરફ ધસ્યો આવતો દેખાયો. લગભગ ગાડી આગળ આ-વતાં "સાહેબજી, ડૉકટર શાંતિકુમાર, સાહેબજી!" એમ તે 'ભીમસેની' બૂમ પાડવા લાગ્યો.

ડૉકટરે તેની સલામ ઝીલી, ગાડી ઉભી રખાવી તે નવીન ગૃહસ્થ કહ્યુ:—"અહો! તમે અચાનક અહીં કયાંથી?" પછી સરલ તરફ ફરીને પૂછયું:—

"સરલકુમાર! આ ગૃહસ્થને આપણી જોડે ગાડીમાં બેસાડું?"

"ઘણી ખુશીથી" સરલે પ્રત્યુત્તર વાળ્યો.

નવીન ગૃહસ્થ ગાડીમાં બેઠો અને ગાડી આગળ ચાલવા માંડી. પછી ડૉકટરે તે ગૃહસ્થની ઓળખાણ કરાવતાં સરલને કહ્યું:—"આ ગૃહસ્થ મી. બહેચરપ્રસાદ તમારા ભાડુત થવા ઈચ્છે છે." પછી બહેચરપ્રસાદ તરફ ફરીને બોલ્યો.—"તમારી અહીં આવ્યાની મને ખબર નહોતી. હુ હમણાંજ તમને પત્ર લખવાનો હતો"

"ડૉકટર સાહેબ તમારી મમતા માટે ઉપકાર માનુ છું" બહેચરપ્રસાદે જવાબ આપ્યો "મને કાલેજ કલકત્તે ખબર મળી કે મી સરલકુમાર આફ્રીકાથી આવી અહીં આવવા ઉપડયા છે. તેથી તેમની ઓળખાણ કરવાની આ સારી તક છે એમ ધારી તેમજ તેમના ભવિષ્યના ભાડુત આપણે બનવું છે એમ ગણી, એ સબધી રૂબરૂમા વાત થાય અને ખુલાસો જલદી મળે એવી ધારણાથી હું અહીં આવવા ઉપડયો. અહીં આવી તપાસ કરતા અત્યારે તે આવનાર છે એવા સમાચાર મળવાથી આ ગલીને રસ્તે મગળ ભૂવન તરફ જતો હતો. ગરદી ઘણી હતી તેથી બહાર આવતાં જરા મુશ્કેલી નડી. જરા ધક્કા મૂકી પણ થઇ, અને જો સુભાગ્યે તમે નહિ આવી પહોંચ્યા હત તો મારામારીના સોદા પણ થાત."

"ખરેખર, એ ઘણું અફસોસ કરવા જેવું છે. પણ મી. બહેચરપ્રસાદ! એ વાતથી અત્યારે આપણા નબળી પ્રકૃતિવાળા નવા અતિથીને આનંદ મળશે નહિ." ડૉક્ટરને આમ બોલતો જોઇ બહેચરપ્રસાદ જરા ખીજવાયો તો ખરો, પરંતુ તે આવેશને સ્વરૂપ આપતાં અટકયો.

ડૉક્ટરે પછી સરલકુમારને કહ્યુ.—"આ ગૃહસ્થ તમારો "ભૈરવ-કૉટેજ" બંગલો થોડા વર્ષને પટે ભાડે રાખવા માગે છે; જો તમે સારી સરતે અને મધ્યમ ભાડાના દરે તેમ કરવા ઇચ્છતા હોય તો "

"ભૈરવ-કૉટેજ?" વિસ્મય પામતાં સરલે ઉદ્‌ગાર કાઢયો. "તે વિશે મને જરા વિચાર કરવા દો. તે તો ગામ બહારની અમારી વાડીમાં ખંડેર જેવી સ્થિતિમાં પડેલો છે થોડા દિવસ સુધી હું કંઈ પણ કામકાજમા લક્ષ પરોવવા ઈચ્છતો નથી, છતાં મી. બહેચરપ્રસાદ તમારી મરજી હશે તો આપણે પછીથી સાટું કરીશું તે દરમ્યાન તમે ખુશીથી મારી ગરીબ ઝુંપડી તમારી જે મેમાનગીરી કરે તે ખુશીથી સ્વીકારજો"

આવી રીતે સરલના બોલવાથી તે પરદેશી ભાડુતને પોતાની ઈચ્છા કંઇક અંશે ફળીભૂત થયેલી જણાઇ.

"હુ આપનો ઉપકાર માનુ છું, મી સરલકુમાર! તમારા મહેમાન થવામાં મને જરા પણ વાંધો નથી દૂર મુસાફરી કરી આવેલો માણસ

ખોટા વિવેકને માનતો નથી; પરંતુ માણસની લાગણી તુર્ત ઓળખી કાઢી પોતાનો રસ્તો શોધી લે છે." બહેચરપ્રસાદે આભાર માનતા જણાવ્યું.

સરલ આ ગૃહસ્થને આમ બોલતો સાંભળી અચંબો પામ્યો. "આપે કયા મુસાફરી કીધી છે?" અધીરો બની સરલ બોલ્યો.

"મેં આખા આફ્રીકા ખંડમાં." બહેચરપ્રસાદે ઉત્તર આપ્યો. અને ખાસ કરીને હું વિશેષ વખત યુગન્ડામાં રહ્યો હતો. જુવો, હુ એક પત્ર આપને બતાવું છું. તેના લખનારને તમે ઓળખશો." આમ કહી ખીસામાંથી પત્ર કાઢયો અને લખનારની સહી શિવાયનો બધો ભાગ ઢાંકી માત્ર સહીજ વંચાવી.

"મોહિની!" ચોંકીને સરલ બોલી ઉઠયો "હા! હું તેને ઓળખું છું. સારી રીતે પીછાનુ છુ; પરંતુ મેં તેને કદી તમારૂં નામ લેતાં સાંભળી નથી "

"ક્વચિત્ તેમ હશે" પત્રને ગજવામાં નાંખી ઠંડે કલેજે બોલ્યો "પણ તે મારી ભત્રીજી થાય છે"

"ખરેખર! આ તો આશ્ચર્યકારક પીછાન નીકળી!" સરલ વિસ્મય પામતો બોલ્યો.

બહેચરપ્રસાદે પોતાનું ગાડુ ગબડાવતાં આગળ કહ્યુ:—"મોહિનીએ મને દરેક પત્રમા લખેલુ કે તમે તેની તરફ બહુજ માયાળુપણે વર્તો છો. તમારી ઘણી પ્રશંસા તે કરતી. આથી આપનું ઓળખાણ કરવા હું કયારનો ઇંતેજાર હતો જ્યારે મેં આ તરફ

રહેવાનું નક્કી કર્યું છે ત્યારે મને તમારોજ બંગલો ભાડે રાખવો દુરૂસ્ત લાગે છે."

"તમને ખબર છે કે મોહિની અત્યારે કલકત્તામાં છે?"

"શું, મોહિની કલકત્તામાં છે?" આશ્ચર્ય પામતો બહેચરપ્રસાદ બોલ્યો.

"મારી સાથેજ તમારી ભત્રીજી આફ્રીકાથી કલકત્તે આવી છે. પરમ દિવસે અમે ત્યા ઉતર્યા."

"આ તો ત્યારે અજાયબીભર્યો સ દેશો!"

ડૉકટર શાતિકુમાર પરદેશી ભાડુતની સામા એકાગ્રચીત્તથી જોતો આ સર્વ વાર્તાલાપ સાંભળતો હતો. બહેચરપ્રસાદ આ સર્વ જાણુતો હતો છતાં બેદરકાર બની તે તરફ લક્ષ્ય આપતો નહોતો.

બહેચરપ્રસાદ ઉંચો અને કદાવર બાધાનો હતો. તેના માથાના વાળ ભૂરા હતા છતા મૂછ કાળી હતી. તેના ચહેરા ઉપરથી તેના સ્વભાવની આકૃતિ અને ગાંભીર્ય સ્પષ્ટપણે દેખાઇ આવતાં.

સુશીલા અને સરલકુમારની મુલાકાતનો દેખાવ હૃદયભેદક હતો ભાઇને દેખતા સુશીલા એકદમ ભેટી પડી. થોડી વાર સુધી તો તેનાથી કંઇ બોલાયું પણ નહિ. હર્ષઘેલી જાણે તેના હૃદયના પાટીઆં સરલના હૃદયની સાથે સજ્જડ થયાં ન હોય એમ ભાસવા લાગ્યું. સજ્જડ થતાં દડદડ કરતી હર્ષાશ્રુની ધારા સરલના કપડાં ભીંજવતી નીચે પડવા લાગી. છાતીના

પડદા ખૂલ્યા હોય એમ આખરે સુશીલા બોલી:—
"ભાઈ! આમ શરીર છેક નિર્બળ કેમ કરી નાખ્યું? અમારી દરકાર પણ ન રહી?"

"બ્હેન! શરીર સંપત્તિ જાળવવી કંઇ આપણા હાથમાં છે? હું ત્યાં ડૉકટરની દવા કરતો હતો ત્યાંની હવાને લીધે ડૉકટરની દવાનો ગુણ મને ન લાગ્યો, તેથી મને મારા દેશમાં વળવાની ડૉકટરે જરૂરી સલાહ આપી. મને રજા ન મળી તેથી ડૉકટરની સલાહને માન આપી નોકરીનું રાજીનામું આપી અહીં આવતો રહ્યો."

"ત્યારે એટલો તમારો પાડ, ભાઇ!" જાણે સરલે ઉપકાર કર્યો ન હોય તેમ આભાર માની સુશીલા બોલી. આમ કેટલોક વખત સુખદુ:ખની વાતોમા નીકળી ગયો સરલને હવે આરામ લેવાની કંઈ જરૂર જણાઇ એટલામા સુશીલા બોલી ઉઠી —"બાજુના લાયબ્રેરીના ખંડમા, ભાઈ! તમારે માટે કોઈ રાહ જોતુ બેઠુ છે તેની મીઠી મુલાકાત લ્યો અને તમારા હૃદયમા તેને સ્થાપો જાવ ભાઇ! ભાભીને જરા ખુશ કરો!"

પોતાની બ્હેનને આમ બોલતા સાભળી સરલ નાખુશ થયો મ્હો કચવાયુ, અને બોલ્યો —"હુ ધારૂ છુ કે તુ સ્નેહલતા માટે બોલે છે તે એને અત્યારે અહીં શા માટે આણી?"

ચકીત થતી સુશીલા બોલી —"ભાઈ! ભાઈ! તમે શુ બોલો છો તેનો તમે વિચાર કરો છો કે?"

"હા. જે બોલું છું તે વિચાર કરીનેજ. હું જે કહું છું તે સાચુંજ કહું છું. સ્નેહલતા કોઇ અન્ય સમયે આવી હત તો ઠીક થાત."

"ગજબ, ભાઇ! સ્ત્રીઓના હૃદય કેવાં હોય છે તેની તમને ખબર નથી. આ તમારા બોલ કદાચ સ્નેહલતાના સાંભળવામાં આવે તો તેની કેવી સ્થિતિ થાય તેનો કંઈ ખ્યાલ આવે છે? અહા! ખ્યાલ શેનો આવે? હું ધારતી હતી કે હવે તમારા બન્નેના લગ્ન થશે. તમે બ્રહ્મચારી મટી ગૃહસ્થી બનશો; અને સ્નેહલતા મારા મોઘા ભાભી બનશે."

"શુ લગ્ન? મને માફ કર બ્હેન! તે કદી હવે બને નહિ. ક્યા છે સ્નેહલતા? એ વાતનુ હમણા નીરાકરણ થાય તોજ ઠીક"

સુશીલા પોતાના ભાઇના આવા ઉદ્‌ગારથી વિસ્મય થઈ. આખરે તેને સ્નેહલતા જ્યા બેઠી હતી ત્યાં તે લઇ ગઈ અને પાછી વળી તે ખંડના દ્વાર બંધ કીધા.

વાંચક! પોતાના પ્રાણપતિના દર્શન કરવામા કઈ સુશીલ સ્ત્રી આતુર ન હોય? પોતાના સ્વામિને વધાવી લેવા કઈ સ્ત્રીને ઉર્મી ન થાય? પોતાના કંથના ઓવારણા ઉતારી કઇ અર્ધાંગના ટાચકા ફોડવા ઉત્સુક ન બને? તેમા વળી સમુદ્રને પાર જઈ વસેલા—ઘણે વર્ષે પોતાના દેશ અને વતનમાં આવેલા સરલકુમાર જેવા પતિ, તે પ્રેમમૂર્તિની ઝાંખી કરવા અને વધાવવા સ્નેહલતાનુ હૈયું કેમ ન ઉછળે?

તે સંભવીત છે પોતાના પતિને અંદર આવતા જોઈ બેઠક પરથી ઉઠી સ્નેહલતા પ્રેમાવેશમાં સરલને વધા-વવા દોડી હરખભેર બન્ને હાથ પહોળા કરી જ્યાં સરલને ભેટવા જાય છે ત્યા બીચારી સ્નેહલતાને ભોંઠા પડવા જેવું થયું—તે નિસ્તેજ થઇ. તેના આગળ વધેલા પગ પાછા ફર્યા, અને હાથ નીચે પડયા. આ બધુ સરલના અવિવેકી આચરણને આભારી હતું.

"વહાલા સરલ! મારો આવો સત્કાર?" શરમીંદી થતી સ્નેહલતા બોલી

"સ્નેહલતા! તમે તમારી ધારણામાં બહુ આગળ વધી ગયા છો, તેથી તમને નાશીપાસ થવું પડે તેમા મારો દોષ?"

આ શબ્દે સ્નેહલતાના હૃદયને વજ્રઘાત કર્યો. તે ચમકી, અને બહેબાકળી બની. સરલના નયન સાથે પોતાના નયન એકત્ર કરવા તેની સામે એક્ટી ટસે જોઇ રહી, પરંતુ લાચાર! સરલે તેમ કરવા દીધુ નહિ તેણે પોતાની આખ ફેરવી નાખી.

"શુ ત્યારે સ્નેહલતાનુ નામ તમને ન રૂચ્યુ?" સ્નેહલતા નમ્ર અવાજે બોલી

"સ્નેહલતા! હમણાં મારી વર્તણુક તમને વિચિત્ર લાગતી હશે. કવચિત્ તમારા ઠપકાને હું પાત્ર પણ હોઉ તથાપિ તે સબંધી મારા તરફથી ખુલાસાની અપેક્ષા હાલમાં રાખશો નહીં. સમય આવ્યે હું બધું કહીશ આ—તમારી વાતને અહીં-

થીજ અટકાવો.” આમ બોલી સ્નેહલતાને પાસે બોલાવી, આશ્વાસન આપી છાતી સરસી ચાંપી

સ્નેહલતાનુ ગયેલુ ચૈતન્ય આટલાથી પાછું આવી ન શકયું તેને સ્વપ્નની વાત યાદ આવી–સાચી લાગી. છેકજ પરાધીન બની બેઠી સરલના ઉઠાડવાથી તે પરાણે ઉઠી શકી અને લથડતે પગે ચાલવા લાગી સુશીલા અને બીજા મિત્રો જ્યા બેઠા હતા ત્યા એ બન્ને આવ્યા સ્નેહલતાનો ચહેરો ફિક્કો પડેલો જોઈ તેની સમોવડીઅણ સુશીલા એક ક્ષણવારમા શુ બન્યુ હશે તે સર્વ સમજી ગઈ તે ઉભી થઈ અને સ્નેહલતાનો હાથ પકડી તેને પોતાની પાસે પડેલી બીજી ખુરશીપર બેસાડી નવિન અતિથી બ્હેચરપ્રસાદ પણ ત્યા હતો. તેની ઓળખ સ્નેહલતાને સુશીલા તરફથી મળી સમ્મેલન વિખેરાયુ. સુશીલા અને સ્નેહલતા એકલા પડયા, અને મનના ઉભરા એક પછી એક અરસપરસ કાઢવા લાગ્યા.

“ બ્હેન સુશીલા ! સ્વપ્ના સાચા ઠર્યા . પડયા ભણકા ખરા લેખાયા અને ભીતી આગળ આવીને ઉભી રહી. હવે મારૂ ભવિષ્ય મને ગૂચવાયલુ ભાસે છે. ”

“ સ્નેહલતા ! તું તો હજી ઘેલી રહી. શું સ્વપ્ના સાચા પડતા હશે ? ભણકાના તે રણકા થતા હશે ? એવા ખોટા ખ્યાલ કેમ કરે છે ?” સ્નેહલતાની મગજની સ્થિતિને સ્થિર કરવા સુશીલા બોલી.

"બ્હેન ! તમારે જે કહેવુ હોય તે કહો. મારે માટે જેવા વિચાર બાંધવા હોય તેવા બાંધો. પણ મને તો હવે ભવિષ્ય અશુભ ભાસે છે. તમારા ભાઈનું દીલ મારા તરફ હવે ખેંચાય એ સભવતુ નથી. માનો યા ન માનો પણ કોઈ બીજી સ્રીના પ્યારમાં તે સપડાયેલા છે પ્રભુ એમને સુખી રાખે"

"મને તો તને ગઇ રાતથી ભુત ભરાયું હોય એમ લાગે છે. મારા ભાઇ માટે તને સ્વપ્નાં આવ્યાં, અને તે ખરાં જણાયાં અને તુ દુઃખી થઇ ગઇ નહી ?" ભાભીને દબાવતી સુશીલા બોલી.

"અહા ! પણ મને તો કાઇ અવળુંજ ભાસે છે. વિપદના વાદળાંની દહેશત મને હરઘડી રહે છે. કયારે પડશે તે હું કહી શકતી નથી અને વિશેષમાં એટલુંએ લાગે છે કે તેના કારણભૂત આ પરદેશી ભાડુત થઇ પડશે મને બહેચરપ્રસાદનો ચહેરો મારે માટે અશુભ શકાઓ કરાવે છે" નિશ્વાસ નાખતી સ્નેહલતા બોલી.

આ બે બાળા અહીં આવી વાતો કરે છે ત્યારે બીજી બાજુ ડૉકટર શાતિકુમાર અને સરલ શું કરે છે તે આપણે જોઇએ

"બહેચરપ્રસાદ મને ઘણો વિચિત્ર મનુષ્ય લાગે છે. મને તો તેનો ચહેરો પણ ગમતો નથી. મેં કયાં તેની સાથે તમારી પીછાન કરાવી. એના ચિહ્નો તો કોઇ સોનેરી ટોળીના માનવંત સભાસદ જેવાં

લાગે છે." ડૉકટરે અચકાતે અચકાતે પોતાનો અભિપ્રાય સરલને જણાવ્યો.

"તમને અત્યારે આ શું થઇ આવ્યું. અરે બહેચરપ્રસાદ તો એક સદ્‌ગૃહસ્થ હોય એમ મને લાગે છે. મને લાગે છે કે થોડા વખતમા પીછાનનું સ્વરૂપ ઘણુ સુંદર બનશે, અને આપણે બધા મિત્રો બનીશું." સરલે ઉત્તર વાળ્યો.

એકજ ક્ષણે મંગળ ભૂવનના જુદા જુદા ખંડોમાં એકજ વ્યકિત માટે એકજ પ્રકારની શ કા ઉદ્‌ભવે એમાં કંઈ ગૂઢ મહત્વ સમાયેલુ હોવુ જોઇએ વળી આ જ વખતે ત્રીજા ખ ડમા શુ વિવાદ ચાલે છે તે તપાસીએ. એ ઓરડો બહેચરપ્રસાદને સુવા બેસવાના ઉપયોગ માટે આપવામા આવ્યો હતો બહેચરપ્રસાદ એક આરામ ખુરશી પર પડી વિચારમા લીન બની બેઠો હતો એના હાથમા મોહિનીએ તેના પર લખેલો એક કાગળ હતો, અને એના વિચારમા તે લીન થયો હોય એમ ભાસતુ હતુ

વિચાર કરતો તે એકદમ હસ્યો તેણે અટહાસ્ય કર્યું છતા તે ગ ભીર દેખાતો હતો બહેચરપ્રસાદે પછી સ ભાષણ શરૂ કર્યું. "પાઠ તો ઠીક ભજવ્યો છે સરતની જીતનુ કાર્ડ મારા હાથમાં આવી ગયુ છે બેશક ! જીત મેળવવી એ એક મ્હોટુ સાહસ છે, પર તુ ઈનામ લભ્ય અને ઘણું મોટું છે. આજકાલ કરતા ચાલીશ વર્ષ થયા જીવનસ ગ્રામમા હું "નશીબ" યોદ્ધા સાથે યુદ્ધ કરતો ઉભો છુ. પ્રત્યેક વખતે હું હાર ખાતો આવ્યો છુ અને તેથી

મારા દીલની મુરાદ હજી સુધી બર આવી શકી નથી જો આપણે ચોક્કસ કામ એક દૃઢ નિશ્ચયથી કરીએ તો તે કામ પાર પડેજ એમા કંઈ સંશય નથી તથાપિ કસોટીએ પૂરા કસાવવુ પડે છે ફત્તેહ મેળવવી સહેલ નથી તેને માટે સહનશીલતા અને હિમ્મતના ગુણોની જરૂર છે મે તે સર્વ કીધુ છે વખતને માન આપ્યુ છે એટલે ફત્તેહ તો મને મળવીજ જોઇએ " આમ બોલતો બોલતો, મૂછ પર તાલ દેતો, ઘડી ખુશ થતો, જરા ખોખારતો રાત્રીના માર્ગદર્શક દીવાને રજા આપતો, શય્યા પર પડયો

રાત્રીનુ સામ્રાજ્ય સર્વત્ર ફેલાઈ રહ્યુ જોતજોતામા બહેચરપ્રસાદ નિદ્રા દેવીને વશ થયો, અને મંગળ ભૂવનમા શાંતિ પ્રસરી રહી

## પ્રકરણ ચોથુ.

### કારી ઘા

ભૈરવ-કૉટેજ તદ્દન બંડીયર સ્થિતિમા હાલ દ્રષ્ટિમા આવે છે ડુંગરની તળેટીમા અને ઘીચ ઝાડીની મધ્યમા તે આવેલું છે ગામથી દૂર અને આજુબાજુની વસ્તીથી વિમૂખ હોવાના કારણે તે જગ્યા કંઈ ભયંકર લાગે છે કૉટેજને રંગ રોગાનની તો કંઈ નીશાનીજ

નથી કેટલાક બારણાના મીજાગરા નીકળી ગયેલા હોવાથી બારણા પણ ગૂમ થયેલી વસ્તુ શોધતા હોય એમ વાકા વળી ગયેલા જણાય છે. કેટલીક બારી બારણાના કાચો ભાગી ગયા છે છો અને ઇ ટને મરજી પડે ખરી પડવાનો અને બ ગલાની બાધણીમાના પૂરાણા મિંત્રોથી વિખૂટા પડવાનો પરવાનો મળેલા જણાય છે. અણવાઽયો ચારો, ચામાચીડીયાંઓ અને એવા બીજાં પક્ષીઓએ અહીં વાસો કીધેલો દેખાય છે

બ ગલો પણ પૂરાણી ઢબમા બ ધાયલો હતો આ બધા દેખાવનો અભ્યાસ કરતા વહેમ નહીં માનનારને પણ વહેમી બનવાને પૂરતાં કારણો મળી શકે છે. અસ્તોદય તો પોતાનો અમલ બજાવીજ જાય છે એ ક ઈ અટકી રહેતો નથી એ પણ એક દિવસજ હતો કે જે વખતે બ ગલો સુશોભીત અને રોનકદાર ગણાતો, અને આજે એવો વખત છે કે ખ ડીયર ઘર, નિર્દોષોનું સ્મશાન, ઝેરી પ્રાણીઓના રાફડા, અને ભૂતોના નિવાસ-સ્થાન તરીકે ઓળખાય છે બ ગલાનો પુનરૂદ્ધાર થ-વાનો દિવસ હવે નિકટ આવતો લાગે છે, તેજ કારણે સરલને ભાડુત મળી આવ્યો છે આ ગામના લોકોને આવી જગ્યામા રહેવા આવનાર માટે ઘણુ આશ્ચર્ય લાગ્યુ અને અનેક ગપો ઉડવા લાગી

સરલકુમારને લીલાપુરમા આવ્યાને આજ છ મ-હિના થઈ ગયા છે તેણે થોડો વખત દાર્જીલીંગ, નીલ-ગિરી અને એના જેવી બીજી ઉત્તમ.હવાફેરની જગ્યામા

રહી શારીરિક સંપત્તિમા ઘણો સુધારો વધારો કરી દીધો હતો. આ દરમ્યાન સુશીલાને સ્નેહલતા પ્રત્યેની પોતાના ભાઈની વર્તણુક ઘણી વિચીત્ર લાગી. જાણે સ્નેહલતા જોડે આગળ કોઈ દિવસ પરિચયમાં આવ્યો ન હોય એમ સરલકુમાર, સ્નેહલતાને પરાયી સ્ત્રી જાણી તેની સાથે જરૂર પુરતોજ સ બ ધ રાખતો હતો ભાઇને પોતાની બ્હેનપણી તરફ આવુ વર્તન રાખતો જોઇ સુશીલાની લાગણી દુભાઈ પણ તેનો શો ઉપાય? એક દિવસ સ્નેહલતાને પાસે બોલાવી સુશોલા કહેવા લાગી.—"બ્હેન સ્નેહલતા! તારૂ ઉતરી ગયેલું મોઢુ જોતા મને ઘણુ લાગી આવે છે. તારા પ્રત્યે મારા ભાઈની વર્તણુક જેવી જોઇએ તેવી લાગતી નથી તે હુ સારી રીતે સમજુ છુ મારી એવી ઈચ્છા છે કે એક વખત તું એને મળીને પૂછી જો કે એમનુ આ વિચિત્ર વર્તન કયા કારણને આભારી છે?"

"બ્હેન સુશીલા! તમને મારે માટે લાગણી છે તે હુ જાણુ છુ; અને એજ આશ્વાસન મારે માટે બસ છે તમારી જો એવી ઈચ્છા હોય તો તમારા ભાઇને પૂછવા હુ તૈયાર છુ તે ફરજ બજાવવામા પરિણામ શુ આવશે તે તો માત્ર પરમેશ્વરનેજ ખબર છે"

થોડા દિવસ પછી એક સાંઝે સરલ પોતાના અભ્યાસના ઓરડામા એક સુ દર સ્ત્રીની મોહક મૂર્તિ સામુ જોતો અને તેના તરફથી આવેલા પત્રને વાંચતો બેઠો હતો તે પત્ર નીચે પ્રમાણે હતો —

**મારા વહાલા સરલકુમાર !**

તમારી તબીયત હવે ઘણી સુધરી ગઈ છે એ ખબર તમારા પત્રદ્વારા મળતા મારા આનદનો પાર રહ્યો નથી કલકત્તેથી તમારાથી વિખૂટા પડતા અદ્યાપિ પર્યંત તમારાજ વિચાર આવ્યા કરે છે સ્ટીમર પર મને પૂછેલા પ્રશ્નનો વાર વાર ખ્યાલ આવે છે અને કેટલીક વાર તો એમ મનમા આવ્યા કરે છે કે શુ ખરેખર અ ત.કરણથીજ તમે એ સવાલ મને પૂછયો હતો, કે માત્ર એવો સવાલ પૂછી મારી પરીક્ષા કરવી ધારી હતી ? એ વિચાર આવતા ઘણી વખત ગુ ચવણમા પડી જાઉ છુ

હવે એ વાતને અહીંજ અટકાવીએ બીજી વાતમા વિચરીએ મારા કાકા બહેચરપ્રસાદ તરફથી મને હમણા એક અચ બાભર્યો સ દેશો મળ્યો છે કે તે તમારા ભૈરવ–કૉટેજ નામના એક વિચીત્ર બ ગલામા ભાડે રહ્યા છે મને તો બ ગલાનુ નામ સાભળતા અને લેતા “ભૈરવનાથ” ની ભય કર અને રાક્ષસી મૂર્તિનું ભાન થઈ આવે છે આવુ છતા મારા કાકા તેના ભારે વખાણ કરે છે મારા કાકા પ્રત્યેક પત્રમા તમારી ઘણી સ્તુતિ કરે છે હું ધારૂ છુ કે મારા એ ઉદાસી અને જરા વિચીત્ર પ્રકૃતિવાળા કાકા જોડે તમને ઘાડો પરિચય થયેલો હોવો જોઇએ

ભૈરવ–કૉટેજમા આવવાને માટે મને વાર વાર કાકા લખી જણાવે છે લાલચમા એમ પણ મને જણાવે છે કે તમારી બ્હેન સુશીલા એક ઘણા ઉમદા ખવાસના

સુશીલ અને શાત બાનુ છે અને તેનુ ઓળખાણ કરવામા મારે ઢીલ કરવી નહિ જોઇએ મને એ લાલચ બહુ ભારી લાગે છે અને તેની સામા મારાથી ટકાય એમ લાગતુ નથી, પર તુ એમનું એ આમ ત્રણ સ્વીકારતાં એક કારણસર હુ અચકાઉ છુ તે લખે છે કે તમારે ત્યા એક સુ દર પણ રાક સ્વભાવની એક છોકરી છે જે તમારા પ્રેમની તમારી પાસે ભિક્ષા માગે છે. એના વિવાહ તમારી સાથે ઘણા વર્ષ પૂર્વે—તમે હિંદુસ્થાન છોડયુ તે પૂર્વે—થયા હતા આ સુ દરીની તમે મને હજી સુધી ખબર ન આપી તેને માટે મને તમારા પ્રત્યે ગુસ્સાની લાગણી ઉદ્‌ભવે છે તમે જાણતા હતા કે તમારા વતનમા તમારા પ્રેમની એક હકદાર છે, છતા મારી પાસેથી જે મેળવવા માગણી કીધી હતી તેમ કરવામા તમે મોટી ભૂલ ખાધી છે એટલુ જ નહિં પણ મને ઠગવાને બાજી રચી હોય એમ મને તો લાગે છે અહા ! હુ કેટલી બધી કમનસીબ સ્ત્રી ! સ્ત્રીના અ ત કરણને તમે પારખી શકતા નથી તમારા લોકોની આવી મૂર્ખાઇથી સ્ત્રીઓને કેટકેટલા અને કેવા ભય કર પરિણામ સોસવા પડે છે તેનો તમારા જેવાને કઈ ખ્યાલ આવી શકતો નથી મારી બાબતમા તો હુ તમને માફ કરૂ છુ તમને પશ્ચાતાપ થાય અને મારી ક્ષમા યાચો તે પૂર્વે તો હુ ઉદાર દીલથી તમને માફ કરૂ છુ હવે મને કહો કે મારા કાકાનું ઇજન મારે સ્વીકારવુ ? તમારી શી સલાહ છે તે લખશો મારી દાસી મારા તરફ બહુજ મમતા રાખે છે અને તે કારણે તે મારાથી છૂટી પડવા માગતી નથી

તે વિચીત્ર મૂર્તિ છે. મનુષ્યના ચહેરા ઉપરથી તેનું અ તઃકરણ વાંચવાની અને તેના ગુણ દોષ પારખવાની તેની પાસે આબાદ કુ ચી છે હમણા તે મારી પાસે બેઠી છે અને મને કહે છે કેઃ—"સરલકુમાર તમારા વિના ઝૂરતા હશે તમારી રાહ જોતા હશે તમારા પ્રેમના એ તરશ્યા છે" સરલકુમાર પ્રેમના તરશ્યા છે એ વાત હુ કબુલ કરૂ છુ સરલકુમાર કોઈની રાહ જોતા હશે એ સ્વીકારૂ છુ પણ કોની? કહુ? સ્નેહલતાની! વહાલા સરલ! તમારી આવી મીઠી મશ્કરી કરવા મને માફ કરશો અને આ ર ક બાળાને હમેશને માટે તમારીજ માનશો!

લી સ્નેહાધિન

**મોહિની.**

તા ક—

કૉલેજ—સ્કવેર આગળથી જતા જીતે દ્ર મને મળ્યો હતો. મારી જોડે તે બહુ જગલી રીત્યે વર્ત્યો એ અપમાન હુ ભૂલીશ નહિ વખત આવ્યે હું એને ખબર પાડીશ

લી **મોહિની**

પત્ર વાચી સરલ મલકાયો—બરબડવા લાગ્યો "ત્યારે મોહિની મને ચાહે છે તે લીલાપુર આવશે? મને મળશે? ખરેખર ત્યારે તો મારા હરખનો પાર રહેશે નહિ" આમ બોલતો તે ઉઠયો પોતાની મેજ-માથી એક નોટ પેપર કાઢી મોહિનીને એક પત્ર લખવા બેઠો. તે નીચે પ્રમાણે હતો.

**મગળ ભૂવન,**
તા ૨૪ મી ફેબ્રુઆરી

**મ્હારી વહાલી મોહિની !**

તમને હવે "મ્હારી" વિશેષણ લગાડવાને મને રજા આપશો તમને "મ્હારી" કહેતા ઘણો આનદ થાય છે

હવે તમારા પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપુ છુ તમારે આવવુ જોઈએ—તમારે આવવુ જ પડશે જે સુદરીની વાત લખો છો તેથી તમારે કાઈ ભીતી રાખવાની જરૂર નથી હુ જાણુ છુ કે હુ બગડયો છુ, પણ તમને જો મળ્યો ન હત તો આ વખત આવત નહિ તમને હુ કેટલો ચાહુ છુ તેનો ખ્યાલ લખી જણાવ્યે આવવાનો નથી તમે આવો—ઝટ આવો અને તમને પ્રેમાલિંગન દેતા જે કહુ તે તમે સાભળો

લી તમારી રાહ જોતો
**સરલ**

**તા ક**—

તમારી દાસી માટે કોણ જાણે શાથી પણ મને ધિકકાર છૂટે છે તેનુ મોઢુ જોવુ ગમતુ નથી. તમારાથી બની શકે તો તેને મૂકીનેજ આવજો મારા ધારવા પ્રમાણે સ્ટીમર પર પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતા એણેજ તમને અટકાવ્યા હતા જીતેંદ્રની વાત અત્યારે કાઢવામા ફાયદો નથી

લી. **સરલ**

એક પાકીટ લઈ તેના પર શરણામુ કરી પત્ર અદર મૂકયો હજી એણે પાકીટ બધ કીધુ નહિ હશે

એટલામા તો દ્વાર ઉઘડવાનો અવાજ સ ભળાયો. અને "કોણ છે?" એમ પૂછતા સ્નેહલતા અ દર રૂમમા દાખલ થતી જણાઈ

અચકાતે અચકાતે તે બાળા બોલી.—"હુ તમને તમારા કામમા ખલેલ પહોચાડવા આવી છુ. હરકત તો નથી ને?"

"ના, ના સ્નેહલતા!" સરલે સાવચેતીથી પોતાના લખેલા પત્ર ઉપર બ્લોટીંગ પેપર ઢાકી ગ ભીરપણે ઉત્તર આપ્યો "જરાએ નહિ આવો, આવો મને ખબર નહિ કે તમે છો અત્યારે ઠ ડી વિશેષ છે આવી અનહદ ઠ ડીમા તમારે બહાર નહિ નીકળવુ જોઈતુ હતુ."

"બે કલાકથી હુ અહીં આવી છુ સુશીલા બ્હેનની એવી ઈચ્છા છે કે મારે તમને મળવુ મારે તમને કેટલુ ક કહેવુ છે"

"જુવોને સ્નેહલતા! પવન ભારે ફુ કાય છે વરસાદના ચિન્હો ખુલ્લા દેખાય છે કેવી ખરાબ હવા?"

સ્નેહલતા પોતાની જગ્યા પરથી ઉઠી સરલના ટેબલની સામે એક ખુરશી હતી તે પર ઘુ ટણ અડકાડી બે હાથ જોડી જાણે પ્રાર્થના કરતી હોય તેમ કહેવા લાગી "સરલ! વ્હાલા સરલકુમાર! મારા આવકારમા હવા અને ઠ ડીનીજ વાત! મારા આવ્યાને આવો સત્કાર! શુ તમારા હૃદયમા મારા સ્નેહને જરાએ સ્થાન નથી?"

"હા હવે જગ્યા ખાલી નથી." અ ત:કરણને

જરા કઠણુ કરી સરલ બોલ્યો આ સાભળતાંજ સ્નેહ-લતાના કોમળ હૃદયને કારી ઘા લાગ્યો તે બાળા આ-ભીજ બની ગઈ થોડી વારે બોલી "વહાલા! આ તો છેકજ ક્રૂરતા! આવો નિષ્ઠુર સ્વભાવ કેમ બન્યો? સ્નેહનો સ બ ધ શુ અહીંથીજ અટકયો? હૃદયની ગાઠ શુ આજથી ત્રૂટી? વહાલા! મારૂ મૂઝાતુ મન—મારી હૃદયની જ્વાળા તમે શુ શાત નહિ કરો? અહા! આ અબળાનુ હૃદય ચીરીને જુવો કે તમારા આવા બોલ-વાથી તેને કેવો ઉ ડો ઘા લાગ્યો છે! તમારી વૃત્તિ કેમ ફેરવાઈ તેનો ખુલાસો નહિ આપશો? તમે ખાન-દાન છો—ઉદાર છો—તેમ ઉત્તમ સંસ્કારી છો હુ મારી જાતનો તમારે માટે ભોગ આપીશ સ્નેહનુ બલીદાન આપીશ, પર તુ કોઈના ભ ભેરાયે ભોળવાઈ જઈ આ બાળાનો મનખો ધૂળ નહિ કરશો"

"સ્નેહલતા! બોલવામા તમે બહુ આગળ વધો , બોલ્યા પહેલા વિચાર કરજો સ ભાળીને જબાન ખોલજો મારી બાબતમા આવી પડપૂચ્છ કરવાને તમને શો હક છે?" સરલે ભવા ચઢાવીને પ્રત્યુત્તર વાળ્યો

"શો હક છે?" શબ્દો સાભળતાજ બીચારી સ્ને-હલતા પર વીજળીક અસર થઈ ગઈ તેના કોમળ હૃદય પર ઘા પડયો હોય એમ તેને ભાસ્યુ સરલને લાગ્યુ કે જો સ્નેહલતાને તેના તરફથી આશ્વાસન નહિ મળશે તો તે મૂર્છાવશ થશે આથી તેનો હાથ ઝાલી પોતાની પાસે બેસાડી જરા વિચારમા પડયો આ

વિચારનુ કારણ નિર્દોષ બાળાને નાહક દુખી કર્યાનો હૃદયે કબૂલેલો અપરાધ જ હતો

" સ્નેહલતા ! આપણા સબધ વચ્ચે હજારો માઈલનો અતર પડી ગયો છે હુ સારી રીતે સમજુ છુ કે મારા બોલવાથી તમારૂ દીલ દુભાશે—તમને દુ.ખ થશે—તમને કપારી છુટશે, પણ તે તમને કહ્યા શિવાય છૂટકો નથી તમારુ અને મારુ શ્રેય સ્પષ્ટ કહેવામા સમાયેલુ છે જુઠુ બોલી તમને સમજાવવા માગતો નથી, તેમ અપરાધી બનવા ઈચ્છતો નથી હુ ધારતો હતો કે એક વખત આપણે સસારનુ રાજ્ય ચલાવિશુ હવે તે ધારણાએ મને છેતર્યો છે ભલે મને કોઈએ ભૂકી નાખ્યો હોય—ભલે હુ કોઈના ભોળવાયે ભોળવાયો હોઉ—ભલે કોઈની કપટબાજીમા સપડાયલો હોઉ, જે હોઉ તે હોઉ, પરતુ એક સાચા પતિએ પોતાની ધર્મપત્નીને જે સાચા–શુદ્ધ–નિર્મળ પ્રેમનુ પાન કરાવવુ જોઈએ તે હુ તમને કરાવી શકીશ નહીં એ પાન બીજી મૂર્તિ માટે મે જાળવી રાખ્યુ છે તેજ મારા હૃદયની ચોર છે ! "

સરલ જેમ જેમ બોલતો ગયો તેમ તેમ સ્નેહલતાના ગાત્રો શિથીલ થતા ગયા આખમા ઝળઝળીયા ભરાઇ આવ્યા ડુમો ઉભરાયો અને રડતે સ્વરે બોલી "સરલકુમાર ! તમે શુ બોલો છો તેનો વિચાર તો કરો તમારા રામબાણ જેવા શબ્દો મારા શરીરની આરપાર ભોકાઈ જાય છે શુ એક કુમળા છોડ પર આવો પ્રહાર ? તે કેમ સહન કરી શકશે તેમો કાઇ વિચાર ?"

સરલે તેને વધુ બોલતા અટકાવી. "સ્નેહલતા ! આવો નાટકી દેખાવ મારે જોવો નથી એવા ચાળા ચટકા કરવા હોય તો અહીંથી ચાલ્યાં જાવ." આ શબ્દો વિશેષમા સંભળાવ્યા

દરેક વસ્તુને અવધી હોય છે અમુક હદની બહાર કોમળતા કઠોરતા બને છે, બ્હીકણ અને કાયર હિમ્મતવાન બને છે સ્નેહલતાએ જોયું કે સરલ સાથેનો હમેશનો સબધ હવે તૂટે છે, સરલના હૃદયમાંનો સત્ય અને વિવેકનો ભડાર મોહ માયાની રાખે ઢકાઇ ગયો છે હવે તે હિમ્મતથી બોલી.—"ના, હુ અહીંથી નહિ ઉઠુ—નહિ જાઉ મારે જે કહેવાનુ છે તે હું કહીશ તમે મારૂ અતઃકરણ જોયુ છે? થોડા વર્ષની વાત પર તમે મને ચાહો છો એવું જણાવી પરણવાની કબૂલાત મારી પાસેથી લીધી મને ચાહવાનો ઢોગ કરી મારા નિર્દોષ અતઃકરણની ઠેકડી કીધી. પણ યાદ રાખજો કે અમે સ્ત્રીઓના હૃદય પુરુષના જેવા કપટી નથી હોતા જેને અમે ચાહીએ છીએ તેને અમે અમારા પ્રાણ સમર્પણ કરીએ છીએ જેને અમે અમારા લેખીએ છીએ તેને માટે અમારા પ્રાણ પણ પાથરીએ છીએ પુરુષની માફક અમારાથી—અમારો ચાહ એક કરતા વિશેષ વ્યકિતમા વહેંચાતો કિંવા વેચાતો નથી તેમ કરનારને અમે ખરા જીગરથી ધિક્કારીએ છીએ અમારો પ્રેમ સદા સાચોજ રહે છે તમારા વચનથી ભોળવાઈ મે મારું હૃદય તમને આપ્યું હુ તમારી બની રહી હવે તમે મને તમારી પત્ની તરીકે

માનો કે નહિ માનો—હવે તમે મને ચાહો કે ધિક્કારો —હવે તમે મને બોલાવો કે ન પણ બોલાવો—હવે તમે મને પાસે રાખો કિંવા વેગળી કરો—હવે તમે મને પકવાન આપો અગર તો સૂકો રોટલો અને મીઠું આપો—ભૂખી રાખો કે તરસી—ભાવ પૂછો કે ન પૂછો તોયે હુ તો તમારી થઈ તે હવે કોઇ કાળે પણ બીજાની નહિ થાઉ તમે મને નહીં પરણો તો હું કુવારીજ રહીશ તમે મને પત્ની તરીકેનો પ્રેમ આપી નહિ શકતા હો તો ભલે હુ તમારી ધર્મની બ્હેન થઈ રહેવા માગણી કરુ છુ ! હુ તમારા વિચારોની આડે નહિ આવુ — બીજા કોઈની આગળ તમારી ચૂગલી નહિ કરુ —વિઘ્નસ તોષી નહિ બનુ —તમે જેને ચાહતા હો તેની મારા પ્રત્યે ગમે તેવી વર્તણુક–ભાવના અથવા લાગણી હશે તે સર્વ હુ સહન કરી લઈશ મને તેથી ગમે તેવો ગેરલાભ થતો હશે, તોએ હુ એ સર્વ સહીશ મારા મોઢામાથી એક પણ નિ.શ્વાસ બહાર નીકળશે નહીં મારા દુ ખો હુ બીજાની આગળ રડીશ નહિ આને માટે હુ ભીષ્મ પ્રતિજ્ઞા લઉ છુ પણ સરલકુમાર ! સાચુ જ કહો, તમે કોઈ કપટીની કપટજાળના ભોગ તો થઇ પડયા નથી ? મારો અ તર આત્મા મને એમ સૂચવે છે કે એક ભલો દેખાતો અને ઉપરથી તમારી જોડે ગાઢ મૈત્રીનો દાવો રાખનાર, અ દરથી મેલો અને તમારુ બુરુ કરવાનો નિશ્ચય કરી બેઠેલો કસાઈ છે અને હુ ખાત્રીથી માનુ છુ કે મારા અને તમારા સબંધમા ખલેલ પહોચાડનાર, મારુ અનિષ્ટ કરનાર પણ

તેજ હરામી છે એ પણ સાથે સાથે કહુ છુ કે તમારી પૂજાની મૂર્તિ માત્ર પથ્થર છે તમારુ ભલુ કરવાને બદલે તમારી ઉપર પડી તમને તે કચરી નાખશે ”

“ તમે કોની વાત કરો છો ? કોને તમે મારી પૂજાની મૂર્તિ માનો છો ? ”

“ બહેચરપ્રસાદ ! એજ મારા ઉપરની આફતનુ કારણ છે તમારી પૂજાની મૂત પણ તમારા હૃદય મ દિરમાં એજ સ્થાપશે અને તેજ તમારી પાયમાલીનુ કારણ બનશે ” જાણે શ્રાપ દેતી હોય એવા અવાજે સ્નેહલતા બોલી

“ એ માનવામા નહિ આવે બહેચરપ્રસાદ એક પ્રમાણિક અને સીધા માર્ગે જનારો માણસ છે તેના જેવા ઉમદા ખવાસના આદમી પર આરોપ મૂકવો એ તમારા જેવી સ્ત્રીને છાજતુ નથી ” સરલે પ્રત્યુત્તર આપ્યો.

“ જે હો તે હો તમે માનો યા નહિ માનો તમને માનવાને હું કાંઈ ફરજ પાડતી નથી આમ કહેવામા કોઇ જાતનો મારો ઇરાદો નથી મને જે ભાસે છે તેજ કહુ છુ અને ફરીથી તે ભાર મૂકીને કહુ છુ કે તમે બહેચરપ્રસાદથી ચેતતા રહેજો એ તમારો કટ્ટો દુશ્મન છે ”

ભવિષ્ય વાણીની માફક સ્નેહલતાના મોઢામાંથી શબ્દો ઝરવા લાગ્યા સરલનો ચહેરો જરા ઉતરી ગયો તે શરમીંદો બન્યો સ્નેહલતાના સ્નેહની સામે લેભાણુ

પ્રેમ ટકી શકયો નહિ તેનો પરાજય થયલો જણાયો સ્નેહલતા હવે જવાની તૈયારી કરતી હતી તે ઉભી થઈ અને જતી જતી બોલવા લાગી. “ સરલકુમાર ! ક્ષમા કરજો હૃદયની લાગણીઓનુ પૂર ચડી આવ્યુ તેથી મારાથી બોલાઇ જવાયુ તમને કદાચ તેથી ખેદ થતો હશે, પણ હુ મારી લાગણીઓ દબાવી ન શકી હવે મને પસ્તાવો થાય છે, કે મે મારી ખાતર તમને સખ્ત શબ્દો કહી દુખી શુ કરવા કર્યા ? ”

આટલુ બોલી સ્નેહલતા જાય છે એવામા બારણુ ઉઘડયુ નોકરે અ દર આવી બહેચરપ્રસાદના આ-વ્યાના સમાચાર જણાવ્યા સરલકુમાર અને બહેચર-પ્રસાદને એકાત આપી સ્નેહલતા બહાર નીકળી આવી

“ શુ કાઈ વિચીત્ર બનાવ હમણા બન્યો ? ” બહે-ચરપ્રસાદે પ્રશ્ન કીધો

“ હા ! ”

“ ત્યારે, મારા આવવાથી તમને અડચણ થઈ તો નથી ને ? ”

“ ના, ઉલટુ તમારા આવ્યાથી સારૂ થયુ તે ભાગ્યહીન બાલા મારી પત્ની થવા માગતી હતી ”

“ તમે તેને શો ઉત્તર વાળ્યો ? ”

“ હુ તેને પરણવા માગતો નથી . મારો પ્રેમ કોઈ બીજી સુ દરીને આપ્યો છે એ વાત મે અત્યારે એને જણાવી દીધી ”

"ઠીક કર્યું, સરલકુમાર! એ છોકરી તમારી પત્ની થવાને તદ્દન નાલાયક છે. તમારા જેવા ઉમદા ખવાસના અમીરને એવી રંક બાળા ન છાજે."

## પ્રકરણ પાંચમું.

### ભૈરવ-કૉટેજ

ભૈરવ-કૉટેજના રુપાન્તરનો પ્રારંભ થયો. સુથાર, કડીઆ, ચિત્રકાર અને રંગનાર કામે લાગી ગયા હતા, અને થોડા વખતમાં ખંડીયર મકાનને રહેવા લાયક મકાનમાં ફેરવી નાખવામાં આવ્યું. અંદરનું રાચરચીલું જોકે કીમતી તેમજ બહુ નહિ હતું તોપણ જરુર પડતું તો ઘટતે સ્થળે ગોઠવાયેલું જણાતું હતું. છતાં એક વિચીત્રતા પુરાણી નોંધ તરીકે જાળવી રાખવામાં આવી હતી. અને તે રસોઇના ઓરડો હતો કે જ્યાં આજથી પચીશ વર્ષ પૂર્વે નિર્દોષ સ્ત્રી પુરુષ, ખૂનના ભોગ થઈ પડયા હતા. તે ઓરડાનું સમારકામ બીલકુલ હાથ ધરવામાં આવ્યું નહિ હતું. એ ગંબધી ભાડુત તરફથી એવો ખુલાસો મળતો કે "હજુ ખુનની ત્યાં વાસ આવે છે." અલબત! જમીન પર લોહીના ડાઘ તો હતાજ. તે કંઈ પચીશ વર્ષે પણ ગયા નહિ હતા. આ ઓરડાને અંગે જો કંઈ સમારકામ થયું હોય તો તે એટલું જ હતું કે બારીઓ તોડી નંખાવી ત્યાં ઇંટ

અને છો વતી ચણાટકામ કરવામાં આવ્યુ અને બાર-ણાને સપટ બધ કરી ખભાતી તાળુ લગાવવામા આવ્યુ હતું.

સરલ અને સ્નેહલતાની મુલાકાત પછી લગભગ એક પખવાડીએ "ભૈરવ–કૉટેજ" મા એક નવિન વ્ય-ક્તિનુ આગમન થયુ તે ચર્ણા બૂજ, હકદારના હક છીનવી લેનાર મોહિનીના હતા એના આવ્યા પછી તેના સૌદર્યના ગુણ ગામમા ગવાવા લાગ્યા સર્વત્ર એની એજ વાત થવા લાગી લોકોને એક અજાયબી એ લાગતી કે કોઈ પણ પ્રસ ગે મોહિની એકલી બહાર નીકળતી નહિ હતી તેની સાથે તેની દાસી મહાબલી તો રહેતીજ જયા જયા અને જયારે જયારે મોહિની બહાર જતી ત્યારે એક ચૂડેલ અગર તો ડીટેકટીવની માફક મહાબલી આગળ પાછળ કર્યા કરતી.

મહાબલી એક વિલક્ષણ સ્વભાવની દાસી હતી. તેના શરીરનો ર ગ ઘઉ વર્ણો હતો તેનો ચહેરો ક ઈક પુરૂષને મળતો લાગતો કદાવર બાધાની, કસાયલા સ્નાયુની અને પોષાયલા બદનની તે એક વ્યકિત હતી તેના ચક્ષુમા ગાભીર્ય છવાયેલુ હતુ તેનુ બોલવુ કવચિત્‌જ થતુ તથાપિ તે પરથી લોકોને માનવાને કારણ નહિ મળતુ કે તે અબળા મૂ ગી છે તે બ ગાલી અને ઇગ્રેજી ભાષા ઝમકભરી બોલી શકતી હતી તેની સર્વ હીલચાલ બીલાડીના જેવી શાત–ગુપ્ત અને મુદ્દા-સરની જણાતી

લીલાપૂર ગામ ખાસ કોઈ ઉદ્યોગ માટે પ્રખ્યાત

નહિ હતુ, તેમ તે કોઈ રાજા મહારાજા કિંવા વિદ્વાન મહતની જન્મભૂમિ નહિ હતી કેસરીઆં કરનાર શૂરવીરોનુ રણસંગ્રામ પણ નહોતુ કોઈ પરાક્રમી પુરુષના પરાક્રમથી વિભૂષીત નહિ હતુ પણ લીલાપૂર તે સમયના પાયતખ્ત શહેર કલકત્તાની નિકટમાં, અને હુગલી નદીના તટ પર આવેલુ અને કુદરતી સૌંદર્યથી વિંટળાયલુ હોવાથી હવા ફેર માટેનુ તે એક ન્હાનુ સરખુ સ્થાન હતુ આશાએશ લેવા આવનારાઓથીજ આ ગામ વગાયેલુ લાગતુ ત્યાં આવ્યાથી બીનરોકાયલા મનમા અનેક વિચારો ઉદ્ભવતા બ્હેચરપ્રસાદ પણ તેવાજ આશયથી લીલાપૂરના ભૈરવ-કૉટેજનો ભાડુત બન્યો હતો ગામમા પોતાની અને તેની ભત્રીજી મોહિનીની વાત ઠેર ઠેર થતી વખત વીતતા લોકોની નજર બારીક થતી ગઈ અને તીક્ષણ નોંધ લેવાવા મ ડાઈ સરલકુમારને ભૈરવ-કૉટેજમા આવતો જોઈ લોકોની અજાયેબી વધી વળી સરલ અને મોહિનીને અનેક વખત સાથે ખેલતા, વિલાસ કરતા, અને ફરવા જતા લોકો નજરે જોતા આ બધી જ વખતે દાસી મહાબલી તો મોહિનીની સાથેજ હતી—અને રહેતી

પ્રસ ગ આવતા સરલે પોતાની બ્હેન સુશીલાની સાથે મોહિનીની મુલાકાત કરાવી, પર તુ સુશીલ સુશીલાએ તો ભાઈને ચોખ્ખુ કહી દીધુ હતુ કે તે મોહિનીને જોવા બિલકૂલ રાજી નથી સરલે સ્નેહલતા જોડે પણ મોહિનીની ઓળખાણ કરાવી તે બીચારી શુ બોલી શકે? તે અબલા કશુ જ કહેતી નહીં!

ભૈરવ–કૉટેજના દીવાનખાનામાં એક સાંજે સરલ-કુમાર અને બ્હેચરપ્રસાદ એકલા બેઠા છે ઉભય પોતાના વાર્તાલાપમા મશગૂલ છે કેટલીક વારે બ્હેચર-પ્રસાદ બોલી ઉઠયો:—

"ડૉકટર શાતિકુમાર અને તમારી બ્હેન સુશીલાનો મારી અને મોહિનીની પ્રત્યે ભારે અણગમો જણાય છે તેમની અમારી તરફ કરડી નજરનુ કારણ મને જણાવશો ?"

"ખરેખર તેમાનુ હુ કઈ જાણતો નથી"

"હુ ધારુ છુ કે મોહિની તેનુ કારણ બની શકે ખરી"

"તે સ ભવીત છે"

આ સાભળી બ્હેચરપ્રસાદ હસ્યો—ખડખડ હશી પડયો અને બોલ્યો "ઠીક, હુ સમજ્યો તે બન્ને જરા અદેખા છે, વિશ્વાસ તોપી છે મોહિનીની મોહની તેઓની આખમા સમાતી નથી"

"તમારી ભત્રીજી ખરેખર સૌદર્યની મૂર્તિજ છે, એમા તો કઈ શક નથી"

"તમારા કહેવાને હુ અનુમોદન આપુ છુ જો તે એક માણસના વિચારમા આવી ન હત તો અદ્યાપી પર્ય ત વૈધવ્ય દશામા તે પડી ન રહત"

"તે કોણ ભાગ્યશાળી મનુષ્ય છે ?" આતુરતાથી સરલે પ્રશ્ન કીધો.

"તે, તમે"

"શુ, તે મ્હારા વિચાર કરે છે?" અજાણ્યો બની સરલ પૂછવા લાગ્યો.

"હા! પણ શુ મારાથી કઈ વધારે પડતુ બોલાઈ જવાયુ?"

"ના—ના ન હિ પણ—?"

"પણ શુ? આટલા બધા અજાયબ શાના થાઓ છો? તમે અને મોહિની ચુગડામા પાસે પાસે રહેતા હતા તમે એને ત્યા રોજના જનાર હતા તેના સ્વામિના પરલોકગમન થયા પછી તેની આફતમા તેને તમે વાર વાર મદદ કરતા હતા તમારી માદગીના પ્રસગમા તેણે તમારી સારવાર કરી એ બધા સજોગો જોતા તમને નથી લાગતુ કે મોહિની તમારે માટે વિચાર કરતી હોય—તેને તમારે માટે લાગણી હોય?" બહેચરપ્રસાદ સરલની પકડ પકડતા બોલ્યો.

"હા, મારે માટે લાગણી કે ચાહના હોય તે અસભવીત નથી"

"હુ તમારી વાતમાની થોડીએક જાણુ છુ અને તેથીજ કહુ છુ"

"શુ ત્યારે તમે એમ કહેવા માગો છો કે મોહિની મને ખરા દીલથી ચાહે છે?"

"હા! મોહિની કદાચ શરમને લીધે તમને આ વાત સ્પષ્ટતાથી જણાવતી નહીં હશે, પરતુ હુ તો ખાત્રીપૂર્વક કહુ છુ કે તે તમને ચાહે છે"

"ત્યારે તો આવા તમારા નિખાલસ અભિપ્રાય માટે કૃતાર્થ થયો છુ" સરલ બોલ્યો

"કેમ?" બહેચરપ્રસાદે પ્રશ્ન કર્યો

"કારણ કે તમે ભેદ અને ભરમનો પડદો ભાગી નાખ્યો મારી શકાનુ નિરાકરણ કર્યું, અને મારા પ્યારની કદર થઈ જણાવી" સરલે ઉત્તર વાળ્યો

"ઓહ્! સરલ યુવાન! મોહિનીના પ્યારની કબૂલાત તમે તમારા વચનથી આપો છો, તેની સરત રાખો તમે ભયકર ભૂલ કરતા લાગો છો?"

"એવી કબૂલાત આપવા હુ ખુશી છુ કહો ત્યારે લગ્ન કરવા તૈયાર છુ તેમા ભયકર ભૂલ શી?"

"એટલાજ માટે કે તમારા અને મોહિનીના લગ્ન થશે નહિ તમારી બન્નેની વચમા એક કાટો છે"

"કાટો?!"

"હા!"

"તે કોણ છે વારુ?"

"સ્નેહલતા!"

"છટ્! છટ્!! એને તો મે કયારનીએ છોડી દીધી છે મારા મનની વાત મે એને જણાવી દીધી છે"

"તે જોવાનુ કામ તમારુ છે તમારી જાતના તમે ધણી છો"

"નહિ, નહિ મારી અર્ધાગના સ્નેહલતા બની શકશે નહિ તેને માટે મારા જીગરમા બીલકૂલ જગ્યા

નથી, એ વાત મે એને સ્પષ્ટ સમજાવી છે ” સરલના આવા નિશ્ચયપૂર્વક બોલાયેલા શબ્દો સાભળી બહેચરપ્રસાદ કઇંક ખુશી થયો અને બોલ્યોઃ—

“ત્યારે તો ખુશી થવા જેવી વાત પણ યુવાન મિત્ર ! હુ ભૂલતો ન હોઉ તો એક દિવસ તમે મને એમ કહેતા હતા કે ‘મ ગલ ભૂવન’ ની માલેક સુશીલા છે. ”

“હા ”

“ત્યારે તમારે બીજી કોઈ જગ્યા રહેવા માટે રાખવી પડશે. ”

“મે હજી એ વિષય ઉપર વિચાર કર્યો નથી મારી બ્હેન થોડા વખતમા પરણનાર છે એટલે તેના લગ્ન પછી ‘મ ગલ ભૂવન’ મારા કબજા ભોગવટામા આવશે ”

“ડૉકટર શાતિકુમાર અને સુશીલાનુ જોડુ બ ધાય તો ઠીક !” સરલના વિચાર જાણવા બહેચરપ્રસાદે યત્ન આદર્યો

“હા ! તેમજ થનાર છે, અને તેમ થયાથી ડૉકટર રુ ૬૦૦૦)ની વાર્ષિક રોકડ હકના માલીક બનશે ”

“છ હજાર રુપીઆ !” બ્હેચરપ્રસાદ ચમકીને બોલી ઉઠયો

“હા ! મારી બ્હેન જીવે ત્યા સુધી એ રકમનો તેને હક છે, અને મારી હયાતીમા જો એની આખ મીંચાય તો તે રકમ પાછી મને મળવી શરુ થશે.”

બ્હેચરપ્રસાદ રૂ. ૬૦૦૦)નું સાંભળી ચમકયો. આંખો વીકાસી અને જાણે રૂપીઆની થેલીઓ પાસેજ પડી હોય તેમ હાથથી બાચકા ભરવાના ચાળા કરવા લાગ્યો. સરલ પોતાના ધ્યાનમાં મશગૂલ હતો. આવા સંજોગોમાં પોતપોતાની વિચાર સમાધીમાથી જાગૃત કરનાર મોહિની ભભકાભેર અદર આવી. પોતાની પ્રેમમૂર્તિને આવતી જોઇ સરલ ખુરશી પરથી ઉઠી સામો સત્કાર કરવા ગયો મોહિનીને બેઠક આપી બાજુએ તે બેઠો.

ઠાવકુ મોઢુ રાખી મોહિની બોલી.—"મને લાગે છે કે તમારી વાતમા હુ નડતર નીવડી "

"જરાએ નહિ, મોહિની!" સરલ પોતાની ખુરશી મોહિનીની ખુરશી પાસે વધારે લઈ જઈ બોલ્યો "ખરી વાત તો એ છે કે તમારા વિના કશું કામકાજ સૂઝતુ નથી—કઇ ચેન પડતુ નથી "

"છટ્! છટ્! મી. મસ્કાદાસ!" સરલની મશ્કરી કરતી મોહિની બોલી "તમે એવા છૂટા હાથે માખણ વાપરવાનુ રાખશો તો કલકત્તાનો બજાર ઘણો તેજીમા આવી જશે, સમજ્યા?" એમ કહી સુદર સેટની શીશીનો બૂચ ખોલી મોહિનીએ પોતાના અને સરલના રુમાલપર મૃદુ છંટકાવ કીધો

બ્હેચરપ્રસાદ પોતાની સમાધિમાથી મુકત થયો મોહિનીને તે ઓરડામા બેઠેલી જોતાં તેને એકાત આપવાના હેતુથી ઉઠતો ઉઠતો બોલ્યો "મને જરા માફ કરશો, સરલકુમાર! મારે તાકીદની ટપાલ

લખવાની છે તે લખીને આવુ છું ” જતાં જતાં બ્હેચરપ્રસાદે મોહિની તરફ એક કટાક્ષ ફેંક્યુ તે એક ક્ષણભર્યા કટાક્ષે મોહિનીને ભ ડારભર્યો સ દેશો આપ્યો આ નેત્રપલ્લવી–આખ મીચામણીમા સ દેશો કહેવડાવનાર અને લેનાર બન્ને પોતાનુ કર્તવ્ય પૂરતી રીતે સમજી ગયા

મહાબલ્લી એક ખૂણામા ટુ ટીયુ વાળીને બેઠી હતી બહારથી તે ઝોકા ખાતી જણાતી, તથાપિ અ દરથી તો તે જાગૃત હતી તેની શોધનવૃત્તિ કાર્ય કરતીજ રહેતી

“ આજે ઘણે લાબે વખતે આપણને એકાત મળે છે, મોહિની ! માટે તમારા બૉડીગાર્ડ–દાસીને હમણા થોડી વાર રજા આપો તો ઠીક ” સરલ બોલ્યો

મોહિની હસી અને દાસી તરફ ફરી કહ્યુ —“મહાબલ્લી ! તુ બીજી રૂમમા જઇને બેસ. કામ પડયે તને બોલાવીશ જા ઉઠ ”

આ બન્ને ઓરડા વચ્ચેનો અ તર હોય તો ત એક માત્ર પડદાનોજ હતો સરલની પૂઠ આ ઓરડાના બારણા તરફ હતી મોહિની બારણાની સામુ નજર નાખતી બેઠી હતી મહાબલ્લીના જવા પછી મોહિની બોલી.—

“ ગરીબ બીચારી દાસી ! તેને તમારી જોડે બનતી રાશ નથી આવતી મને હવે સરત આવે છે કે સ્ટીમરમા પણ ચોક્કસ પ્રસ ગે તમે એને માટે અણગમો દર્શાવ્યો હતો. ”

" એ વાત તદ્દન ખરી છે."

" પરંતુ તમે જાણો છો કે મને તે નીમકહલાલ છે. એવા જુના અને વિશ્વાસુ નોકરને કટુ વેણ કહેવાતું નથી."

" મોહિની! તમારૂં સ્વરૂપ મને અત્યારે મોહક લાગે છે." વાતને પલટાવતો સરલ બોલ્યો

" ખરેખર! પોતાના વતનમા આવ્યા પછી તમે મસ્કા લગાડવાનો ધધો તો ઠીક હાથ કીધો છે!"

સરલે મોહિનીનો હાથ પકડયો, અને બોલ્યો.—
" તુ એકજ મારી પ્રેમની મૂર્તિ છે. વ્હાલને વશ થઇ અત્યારે 'તને' અને 'તુ' કહેવાને માફ કરજે હવે મને વધુ વખત રીબાવ નહિ મારી આ કબૂલાતથી મારી જીદગી બરબાદ થશે તે હુ સારી રીતે જાણુ છુ હજુ બગાલામા વિધવા પુન વિવાહનુ પગલુ એટલુ બધુ પ્રશસાને પાત્ર થયુ નથી છતા તારા કાજે જે ભોગ આપવો ઘટે તે આપવા તૈયાર છુ"

થોડી વાર સુધી જવાબની રાહ જોઈ પણ તે નહિ મળતા સરલે આગળ ચલાવ્યુ —

" કેમ વારૂ, બોલતા નથી? મારૂ બોલવુ તમને રૂચતુ નથી શુ? તમને મળ્યા પછી મારી હાલત બદલાતીજ ચાલી છે તમારી પ્રતીમાના દર્શન થયા પૂર્વે પ્યાર વસ્તુ શુ છે તે હુ પૂરેપૂરી સમજી શકયો નહિ હતો હવે તો—હુ તદ્દન ગાડો બની ગયો છુ ગૃહસ્થ સ્રીપુરૂષને લગતો નીતિનો કાયદો પણ હુ

વેગળેજ મુકુ છુ હુ ખુલ્લેખુલ્લુ કહું છુ કે હું તમને ચાહુ છુ બીજી કોઇ સુંદરીને આ જગતમા ચહાતો નથી. "

સરલે પોતાના આવેશનુ પૂર વહેવા દીધુ મોહિનીનો હાથ હજી મજબુત પકડી રાખ્યો હતો અને મોહિની નીચી નજર રાખી ધડકતી છાતીએ સરલને સાભળ્યા કરતી જોકે સરલ બોલતો બધ પડયો હતો છતાએ તે અબલાની દૃષ્ટિ નીચેથી ઉચી નહિ થઇ

" મોહિની ! બોલો, તમે એક વાર તો બોલો કે તમે મને ચાહો છો ? "

" મારાથી તેવુ વચન કેમ અપાય ? " ધ્રુજતા ધ્રુજતા બોલી

" શુ તમારાથી મારા પૂછાયલા પ્રશ્નનો ઉત્તર નહિ આપી શકાય ? એમ કરતા રોકાણ છે ? તમે કોનાથી બીહો છો ? આપણા માર્ગમા કોણ આડે આવે છે ? હુ તમને ફરી પૂછુ છુ કે તમે મને ચાહો છો ? મને મારા પ્રશ્નનો અત્યારે ખુલાસો જોઇએ છે બોલો શુ કહો છો ? "

" સરલકુમાર ! તમારા સવાલનો ઉત્તર આપવા મને હાલ ફરજ નહિ પાડો વખત આવ્યે હુ તેનો જવાબ આપીશ, પરતુ હમણા તો નહિજ એટલા માટે તમારી માફી માગુ છુ મારી સ્થિતિ તમે બહારથી જોઈ શકો તેવી નથી " આટલુ બોલતા

મોહિનીએ માથુ ઉચું કરી સરલની સામા જોયુ જોતાં વારને ભયની મારી તેણે ચીસ પાડી દીધી શાથી? એ બન્ને ઓરડાની વચ્ચેના કાચના બારણાની તડમાથી ચમકતી પણ વૈરભાવની ભરેલી નેત્રપલ્લવી થઇ. તે મોહિની સામે કયારની જોયા કરતી હતી તેની ઉપર મોહિનીની નજર પડી અને તેથી તે બીની તે નેત્રપલ્લવી દાસી મહાબલીની હતી

"એકાએક તમને શુ થઈ આવ્યું? ચીસ કેમ પાડી?" ગભરાતે ચહેરે સરલે પૂછયુ

"નહિ કંઇ નહિ, એ તો સહેજ કોઈ કોઈ વાર આવુ મને થઇ આવે છે"

"શું શેઠાણી મને બોલાવે છે?" એમ બોલતી નેત્રપલ્લવી દાખવતી મહાબલી અંદર આવી

"ના શેઠાણી તને બોલાવતા નથી. મહાબલી! વગર પૂછયે બીજી વખત અહીં આવવાનુ સાહસ ખબડદાર કીધુ તો!"

"માફ કરજો સાહેબ!" બોલી દાસી પાછી ચાલી ગઇ

"મને ચક્કર આવે છે, સરલકુમાર!" પોતાની ખુરસી ઉપરથી ઉભી થતી મોહિની બોલી "તમને આમ મૂકી જતા મારી બેઅદબીને માફ કરશો મારાથી બેસાતું નથી મહાબલી! અંદર આવ અને મને મારા સુવાના ઓરડામા લંઇ જા"

સરલ આ શુ બન્યુ તે કઈ સમજી શકયો નહિ તેની ગુચવણુ સમય જતે વધતી ચાલી આયા અંદર આવી પોતાના કદાવર બાધાવાળા શરીર ઉપર મોહિનીને ઢળવા દઈ તેને કમ્મર આગળથી ઝાલી સુવાના ઓરડામા લઈ ગઇ બહેચરપ્રસાદ આ સંધિમા સહસા દાખલ થયો અને હૃદયના ધબકારે—સરલને કહેવા લાગ્યો:—

" સરલકુમાર ! મંગળ ભૂવનથી હમણાજ સંદેશો આવ્યો છે કે તમારા બ્હેન સુશીલા એકાએક ઘણા બીમાર થઇ ગયા છે, અને તમારી ત્યા રાહ જોવાય છે "

---

# પ્રકરણ છઠ્ઠું.

## ભેદ ભરેલો ભરમ.

સુશીલાની એકાએક માદગીના ગંભીર સમાચાર જાણી સરલ ગભરાટમા પડયો એ સંદેશો જેવો કવખતનો હતો તેવોજ અણધાર્યો હતો કારણ સરલ જ્યારે ભૈરવ–કૉટેજ આવવા નીકળ્યો તે વખતે તો તે ઘણી સારી તંદુરસ્તીમા હરતી ફરતી હતી બંગલામાથી બહાર નીકળતા તે બોલ્યો —

" સંદેશો લાવનાર નોકર છે કે ગયો ? "

"સંદેશો આપીને તે પાછો ચાલ્યો ગયો " બહેચરપ્રસાદે ધીમે રહીને જવાબ વાળ્યો.

"વાહન કંઈ લાવ્યો હતો ?"

"ના, તે ચાલતોજ આવ્યો હતો અને તેમજ તે પાછો વળ્યો છે."

"ત્યારે હવે પહોચવુ કેવી રીતે?"

"આમ ગભરાવ છો શુ કરવા? મારી ઘોડી છે તે આજ ત્રણ દિવસથી બહાર નીકળી નથી દશ મીનીટમા તૈયાર કરીને તેને મગાવુ પછી શુ છે?" બહેચરપ્રસાદે સરલને આમ શાત પાડી ઘોડી ઉપર જીન લગામ વિગેરે સામાન ચઢાવી દરવાજા આગળ આણવા નોકરને હુકમ કીધો

ઘોડી પદર મીનીટમા આવીને બારણા આગળ ઉભી રહી તેને માટે તેનો ઉપકાર માનતા એકદમ સ્વાર થઈ મંગળ ભૂવનનો રસ્તો સરલે લીધો

ભૈરવ-કૉટેજની ચતુર્દિશાએ ગાઢ ઝાડીનો ઘેરાવો હતો અત્યારે રાત્રી પડી ગઇ હતી થોડા વખત પહેલા મૂશળધાર વૃષ્ટી થઇ ગઇ હતી અન તેથી જમીન કાદવ કીચ્ચડથી લદબદ થઇ ગઈ હતી. જગલનો રસ્તો, કૃષ્ણપક્ષની રાત્રી—અને તેમા વળી મેઘનો ઘેરાવો એટલે પછી અધકારનુ તો પૂછવુજ શુ, શરદ પવન ફૂકાતો હતો અને નિશાચરોના હૃદયભેદક અવાજો કાનને અથડાતા સહજમા બીક પેદા કરતા

રાત્રીના આવા ભયંકર અંધકારમાંથી સરલ ધીરે ધીરે પોતાનો રસ્તો કાપતો હતો ભૈરવ–કૉટેજના છેલ્લા દરવાજા આગળ આવતા એક વૃક્ષને ઓથે કાળા કપડામા સજ્જ થયેલી એક વ્યકિતને જોઇ ઘોડી ચમકી અને તેના પર સ્વાર થયેલા સરલને જો બરાબર બેસતા આવડતુ ન હોત તો તેને જમીન પર પટકી પાડયો હત, પણ સરલ એક કાબેલ ઘોડેસ્વાર હતો. તેથી અને વૃક્ષને ઓથે ભરાઇ રહેલી વ્યકિત પ્રકટ થઇ ઘોડીની લગામ હાથ પકડી તેને વિશેષ ચમકતા અટકાવી તેથી તેની જીદગી ભયથી બચી આવી અંધારી રાત્રીમા શ્યામાકૃતી કોની હશે તે સરલ પહેલા સમજી શકયો નહિ તેથી તે ગભરાયો અને ચોર કિંવા લૂટારૂ હશે એમ ધારી ચીસ પાડવા જતો હતો એટલામા તેના કાને મૃદુ અવાજ પડયો

"બ્હીશો નહિ એ તો હુ છુ"

આ અવાજ સાભળતા વારને મોહિની છે એમ સરલને લાગ્યુ તેણે અધીરા થઈ પૂછયુ —

"તમે અહીં શુ કરવા આવ્યા છો?"

ઘણા ધીમા સાદે ઉત્તર દેતી બોલી —"પરમેશ્વરની ખાતર મ્હોટા સાદે ન બોલશો તમારો અવાજ કોઇને પારખવા નહિ દેશો હુ નહાશી આવી છુ, અને મારે એક ક્ષણનો વિલબ કર્યા શિવાય પાછુ વળવાનુ છે આ ચિઠ્ઠી લ્યો તે બરાબર વાંચજો ધ્યાનપૂર્વક સમજજો જો મારૂ શ્રેય ઇચ્છતા

હો તો મને વધુ પ્રશ્ન કરશો નહિ  સબુરી ધરજો ધીરજ રાખશો તો ખુલાસો એની મેળે તમને મળી રહેશે.”

સરલે વાકા વળી મોહિનીને એક ચુબન કીધુ, અને તેની મીઠી મજાહ્ અનુભવી. એટલામા સરલનો હાથ છોડતી વાયુ વેગે મોહિની ઉપડી સરલે હવે ઘોડીને ચલાવી અને આાગળનો રસ્તો કાપવા લાગ્યો વિચારમાં તે ગોથાં ખાવા લાગ્યો “મને તો આમા કઈ ભેદ હોય એમ લાગે છે, આ ચિઠ્ઠી એ ભેદભર્યો ભરમ ભાગશે લાવ, વાંચુ તો ખરો. શુ કહે છે?” એમ બોલી ચિઠ્ઠી વાચવાને યત્ન કીધો, તથાપિ અતિ અધકાર વ્યાપી રહેલો હોવાથી તે વાચી શકયો નહિ તેથી તેણે પોતાના ગજવામા ઘણી અભાળથી તે ચિઠ્ઠીને મૂકી મારતે ઘોડે તે પોતાના ઘરની પાસે લગભગ આવી પૂગ્યો ત્યા તેને મ્યુનીસીપાલીટીના દીવાનુ સાધન મળ્યુ તેનો લાભ લેવા ગજવાની ચિઠ્ઠી બહાર કાઢી વાચવા લાગ્યો તે ચિઠ્ઠી તારીખ, સ્થળ અને લખનારના નામ એ ધાણ વગરની હતી તેમા માત્ર નીચેનાજ શબ્દો લખેલા હતા —

“માથે ભય છે માટે સાવચેત રહેજો ઘણીજ ખબડદારીથી અને હોશીઆરીથી કામ લેવાનુ છે નહિ તો માર્યા જશો બરાબર તપાસ રાખજો પણ કશુ મોઢેથી બોલશો નહિ મારા હોઠ શીવાઈ ગયા છે મારાથી કઇ પણ બોલાતુ નથી તેનો ખુલાસો મળે ત્યા સુધી સબૂરી રાખજો. વખત આવ્યે હુ

બધો ભેદભરમ તમને સમજાવીશ. થોડા કલાક ઉપર ભોળવીને તમને હુ ફસાવત, પણ હવે તમને ચેતાવુ છુ કે ખૂબ ખબડદાર રહેજો ”

આ ચિઠ્ઠીના વિચાર વમળમાં વીંટળાતો સરલ ઘર સુધી આવી પહોંચ્યો ત્યા જઇ જુએ છે તો બધા ગભરાટમાં પડયા છે આમ તેમ દોડા દોડ કરે છે સરલ ડૉકટર શાતિકુમારને મળ્યો, અને “શું છે?” એમ ધડકતી છાતીએ પ્રશ્ન પૂછયો

“ તમારાં બ્હેન એકાએક વિચીત્ર અને ભેદભરેલા રોગથી એકદમ પીડાયા છે હુ હમણા કહી શકતો નથી કે એના ચિન્હો શુ દર્શાવે છે. પરતુ મને ભય રહે છે કે બીમારી ગભીર છે ”

આ સાભળતાજ એક ક્ષણનો વિલબ કર્યા વગર સરલ પોતાની બ્હેનના ઓરડા તરફ ગયો ત્યા જઈ જુવે છે તો સુશીલા શય્યાવશ છે અને તેની પાસે કાળજીપૂર્વક સારવાર કરતી સ્નેહલતા બેઠી છે સ્નેહ-લતા બેઠી નથી—અહીં છે નહિ એમ આડુ કરી સુ-શીલા પાસે જઇને બેઠો તેનામા ભાન નહોતુ અને આખો પણ બધ હતી થોડી વારે તેણે આખ ઉઘાડી સરલે નમ્ર અવાજે પૂછયુ —

“ બ્હેન! તને શુ થાય છે? કઈ દરદ થાય છે?”

“ ના, મને દરદ તો નથી થતુ, પરતુ મારુ હૈયુ જાણે પથ્થર જેવુ કઠીન બનતું હોય એમ લાગે છે ”

"તારી આવી એકાએક માદગીનુ કારણ? તને કઈ કારણ સમજાય છે?"

"ના"

"આખા દિવસમા કઇ નવી ચીજ ખાવામા આવી હતી?"

"ના. બપોરે જમ્યા પછી કઈ ખાધુ નથી તમે બહાર ગયા પછી બહેચરપ્રસાદ અહીં આવ્યા હતા અને એ પણ મારી સાથે જમવામા હતા"

"કઇ નવાઇનુ પીવામા આવ્યુ છે?"

"ના, જરા બપોરે બેચેની પડતા દ્રાક્ષાસવ થોડો લીધો હતો" આટલુ બોલતા તે થાકી ગઇ તેની આંખો પણ પાછી મીચાઇ ગઈ આ વખતે ડૉકટરે સરલને જણાવ્યુ .—

"તમે એને હમણા સુવા દ્યો વધારે તકલીફ નહિ આપો તબીયતમા વધઘટ થશે તો તેના સમાચાર હુ તમને આપીશ બ્હેન સ્નેહલતાએ અહીં આખી રાત રહેવાનુ કબૂલ્યુ છે, અને હુ પણ અહીં આખી રાત રહીશ એટલે બીલકૂલ અડચણ પડવાની નથી"

સ્નેહલતાનુ નામ સાભળતા સરલ ચમકયો તે અહીં છે તેની ખબર હમણાજ પડી હોય એવો દેખાવ કીધો તેનુ કાળજુ પોતાનો ગુન્હો કબૂલ કરવા લાગ્યુ તે તેના તરફ ફર્યો અને તેના હાથ પકડી બોલ્યો —

"સ્નેહલતા! માફ કરજો સુશીલાની એકાએક માદગીના ખબર સાભળી હુ એટલા બધો ગભરાટમા

પડી ગયો હતો કે તમને બોલાવવાનુ પણ વીસરી ગયો હવે તમે ઘેર જાવ નાહક તકલીફ ઉઠાવવાની જરૂર નથી તમને જાગરણ કરવાની ટેવ હશે નહીં."

"સુશીલા અને હુ નહાનપણથીજ જોડે મ્હોટા થયા છીએ—જોડે રમ્યાં છીએ—જોડે ખાધુ છે અને જાણે અમે બન્ને એકજ હોઇએ એમ લાગ્યા કરે છે તે બીમાર પડે અને હુ ઘેર જઇને સુઇ રહુ તે કદીએ બને ખરૂ ? **જ્યાં સ્નેહ છે ત્યાં પરિશ્રમ લાગતો નથી. જ્યાં દીલ છે ત્યાં બધુ સ્હેલ છે.** જ્યા સ્થિતિ આવી છે ત્યા મારાથી એક ડગલુ પણ આઘુ ખસાય તેમ નથી" આમ બોલતે બોલતે સ્નેહલતાના નયન અશ્રુથી ભરાઈ ગયા

"વારૂ ત્યારે મારુ કામ પડે તો ખબર કરજો" જતો જતો સરલ બોલ્યો

સરલ પોતાના ઓરડામા આવ્યો, અને કપડા કાઢી એક આરામ ખુરશી પર બેઠો પાસે પડેલી બળતી સગડી આગળ ખુરશી લાવી અસ્થિર વિચારોમા ગરક થઈ ગયો કેટલીક વાર પછી કોઈક પક્ષીએ કાચની બારીને પોતાની ચાચ અડકાડી હોય એમ 'ટીક' કરતા સહેજ અવાજ થયો તે બગલાના ચોકમા પડતી મ્હોટી કાચની બારી હતી આકાશમા હજી ભયની છાયા છવાયેલી હતી સરલે પાછુ ફરી બારી સામે જોયુ અને બ્હીન્યો ઘૂરકતી આખે કોઈ તેની સામે જોતુ હોય એમ તેને લાગ્યુ આવો દેખાવ જોતા તે બ્હીન્યો અને એક ફુલ ગમા મેજ પર પડેલી

રીવોલ્વર લઈ બારી તરફ પૂર આવેશમા ધસ્યો એટલામા વિજળીના બે ચમકારા થયા તેના બળે સરલે શું જોયુ ? ત્યાં કોઈ મનુષ્ય કિંવા પ્રાણી કોઈ જણાયું નહિ આથી અચંબો પામતો તે બોલ્યો:—"આ શુ ? ભેદ પર ભેદ !" થડા પવનના સુસવાટા શિવાય બીજા કશાનો અવાજ તેને કાને પડયો નહિ શરદ હુવાને લીધે તથા બહારના ભયાનક દેખાવને લીધે તે ધ્રુજ્યો બારી પાછી બધ કરી ખુરશી પર પડતો બોલવા લાગ્યો.—

"મને કેટલી બધી ધ્રુજારી આવે છે ? મને આટલી બધી બ્હીક કેમ લાગે છે ? મને લાગે છે કે મે મહાબલીને જોઈ હુ ચોક્કસ રીતે કહુ છુ તે કે ઘૂરકાયેલી આખો મહાબલીનીજ હતી "

તે રાત્રીએ સરલ પથારીમા બીલકુલ સુતો નહિ સુશીલાના ઓરડામાથી વખતે કોઈ બોલાવવા આવે અને તુર્ત જવુ પડે તેથી આખી રાત તેણે આરામખુરશી પરજ કાઢી

ડૉકટર શાતિકુમારના ખાસ આગ્રહથી સ્નેહલતા સુશીલાના ઓરડામા જરાક આડી પડી દરદીની સર્વ હીલચાલ ડૉકટર પાસે બેસીને ધ્યાનમા લીધા કરતો વખતો વખત નાડી પણ તપાસતો ડૉકટર આ બધુ શાને માટે મથતો હતો ? દરદીના દરદ માટે નહિ, પણ પોતાના પ્રેમની પ્રતિમા માટે સુશીલાના સ્નેહે તેની ચિંતાને સતેજ બનાવી ચિકીત્સા કરવાની શકિતને વિશેષ તીવ્ર કરી હતી અરુણોદય થતાં ડૉકટરને પો-

તાના શ્રમનો બદલો મળ્યો હોય એમ લાગ્યું. દરદીને ઘસઘસાટ નિંદ્રા આવી હતી કેટલીક વારે તેણે આંખો ઉઘાડી આમ તેમ નજર ફેરવી ડૉકટરને ઓળખી કાઢતા તેનો હાથ પોતાના નબળા પડી ગયેલા હાથે પકડી ભાગ્યા અવાજે બોલી:—"પ્રિય શાંતિકુમાર ! શુ—હજી તમે—અહીંજ છો? મને—હવે આરામ—છે તમને—બ-હુ—તકલીફ—પડી—હ-શે—વ-હાલા ! પણ—ભય હવે—દૂર—થયો છે?"

"હા, પ્રિયે!"

'હુ તે . ..સાભળીને—ઘણી—ખુ-શ—થાઉ છુ મારા—કરતા—ત-મા-રે—માટે વિશેષ"

આમ વાતચીત ચાલે છે તેના અવાજ સ્નેહલતાને કાને પડતા તે જાગી અને સુશીલાની પથારી આગળ આવી બોલી —"બ્હેન ! તારી તબીયત સારી થઇ જોઈ હુ બહુ રાજી થઇ"

"સ્નેહલતા ! તુ રાજી નહિ થાય તો બીજું કોણ થવાનુ છે? તને બહુ થાક લાગ્યો હોય—એમ તારા ચહેરા—પરથી—લાગે છે જરા-—આરામ—લે—બ્હેન"

"ના, હુ જરા પણ કંટાળેલી કે થાકેલી નથી હુ આખો દિવસ અહીં રહેવા માંગુ છુ મારા હાથ શિવાય બીજો કોઈ હાથ તમને દવા આપે તે ઇચ્છતી નથી તમારૂ શુ કહેવુ છે, ડૉકટર ! એને તમે મારી દેખરેખ નીચે રાખી છે ને?" સ્નેહલતા સખીભાવના આવેશમા આવી જઇ બોલી

"એમા શું કહેવુ ? તમારા કરતાં વધારે કાબેલ નર્સ ક્યાં મળે ?" સ્નેહલતાના કામની કદર બૂઝતાં ડૉકટરે કહ્યુ.

સવાર પડતા દરદી તથા સ્નેહલતાને ઘટતી સૂચના આપી સારવાર માટે પાકી વ્યવસ્થા રાખી જેમ બને તેમ સાંજે જલદી પાછા આવવાનુ કહી ડૉકટરે રજા લીધી નીચે સરલકુમારને મળતાં તેને કહ્યુ.—

"તમારી બ્હેનની તબીયત ઘણી સારી છે જોકે શરીરમા હજી તાવ છે, છતા ભયનો વખત હવે પસાર થયો છે"

સરલને સુશીલાના ઓરડામાં જવુ ગમતુ નહોતુ સ્નેહલતા તેની નજરે નહિ પડે એવી તેની ઈચ્છા હતી. આખા દિવસમા જાણવા જેવો બીજો કોઇ પણ બનાવ બનવા પામ્યો નહોતો. સાજે છ વાગે ડૉકટર શાતિકુમાર આવ્યો અને દરદીને તપાસતા જાહેર કીધુ .— "તેની હાલત હવે સુધરતી જાય છે ત્રણ ચાર દિવસમા સુશીલા પહેલાના જેવી હોશીઆર થશે મારે હજી ઘણા દરદીઓને તપાસવા જવુ છે ભયભરેલો વખત હવે પસાર થયો છે એટલે મારે અહીં રોકાવવાની કઈ જરૂર જોતો નથી"

જતે જતે સ્નેહલતાને બીજી તાજી હવા અને કેટલીક અગત્યની સૂચના ડૉકટરે આપી તેને ઉતાવળ હતી એટલે વધુ વખત નહિ રોકાતાં તેણે ચાલવા માંડ્યુ. ડૉક્ટરના ગયા પછી થોડી વારમા બ્હેચરપ્રસાદ, મો-

હિની અને મહાબલીની ત્રિપૂટી ગાડીમાં બેસી આવી રાત્રી પડવા આવતાં વાવ ટોળાએ પોતાનુ જોમ અજમાવ્યું. સાથે વર્ષાદ પડવો પણ શરૂ થયો. મૂળ તો ઠ ડીના દિવસ, તેમાં વળી વા ફૂ કાય અને વર્ષાદ પડે પછી ઠ ડીનુ પૂછવુ જ શુ ? હવા સ્હેજ વારમાં બગડી ગઈ બ્હેચરપ્રસાદ સરલકુમારને નીચેના ઓરડામા મળતા સ દેશો કહેવા લાગ્યો:—

"હું આજે આખો દિવસ બહાર ગયો હતો સાજે ઘેર આવતા મોહિનીએ સુશીલાની ખબર કાઢવા આવવાને આગ્રહ કીધો મારો ઘોડો લ ગડો થયો છે છતા આવવુ પડયુ વળી તેમા આ અણુધાર્યું તોફાન! વર્ષાદ કેવો જોરથી પડે છે! પવનની પણ વાતજ નહિ ખરૂ પૂછો તો આવામાં બહાર નહિ નીકળવુ જોઇએ."

"એટલી બધી તસ્દી શુ કરવા લીધી? સુશીલાને હવે તો ઠીક છે ચાલો એ પણ ઠીક થયુ કે આવા તોફાનમા તમે સર્વે અહીં આવ્યા તો હવે બાકીના વખત આન દમા પસાર થશે તમારા બધાની કમ્પનીનો મને લાભ મળશે."

"મોહિની અને મહાબલી જો હવા આવી રીતે ખરાબ ચાલુ રહી તો તમારૂ ઇજન સ્વીકારશે. હુ તો મારી મેળે ઘેર જઈશ. મારે માટે તમારે ચિંતા કરવી નહીં. ખરાબ હવાથી હું ડરતો નથી મારી ગાડી અહીં રહેશે અને અત્યારે કાલની આવેલી ઘોડી પર સ્વાર થઈ હુ જઈશ. કલકત્તેથી ઘણા જરૂરના કાગળો

આવ્યા છે તેના જવાબ આપવાના છે, તે ઉપરાત એક તારની હુ રાહ જોઉ છુ માટે મારાથી અહીંયા વિશેષ રોકાઈ શકાય તેમ નથી ”

“ જેવી તમારી ઇચ્છા હા—પણ હુ કહેવાનુ ભૂલી જાઉ છુ ગઈ રાત્રે મને ખબર પડી કે ગઈ કાલે બપોરે તમે અહીં આવ્યા હતા ”

“અરે ! એ તો હુ તમને કહેવાના હતો, પણ કહેતા વિસરી ગયો, માફ કરશો હુ આટલામા કઈ કામ હોવાથી આ તરફ આવ્યો હતો અને જતે જતે અહીં ડોકીયુ કર્યું પણ તમે અહીં નહોતા હુ માત્ર એકાદ મીનીટ માટે આવ્યો હતો પણ તમારા સુશીલા બ્હેને મને જમવા બેસાડયો, એટલે પછી જમીનેજ ગયો ”

“ તે વખતે તો મારી બ્હેન સાજી હતી નહિ વારૂ?” સરલે પૂછ્યુ.

સવાલ અણધાર્યો હતો, તેથી બહેચરપ્રસાદ ગુ ચવણમા પડી ગયો તેનો ચહેરો ફિક્કો પડયો અને ફિક્કે ચહેરેજ બોલ્યો —

“ તમે આવો સવાલ મને કેમ પૂછો છો ? ડૉકટર આ માદગીનુ કારણ શુ કહે છે ? ”

“ તે કઇ ચોક્કસ કહી શકતા નથી ”

“ પર તુ ડૉકટર છે તો હોશીઆર ”

“ હા બેશક મને તેમના પર વિશ્વાસ છે ”

બહેચરપ્રસાદે કટાણુ મોઢુ કીધુ અને ચીરુટ પીવાની શરૂઆત કીધી ડૉકટરના. વખાણ તેનાથી

સાખી શકાય તેમ નહોતુ  થોડી વાર પછી જરુરી કામ ખોટી થાય છે એવુ બહાનુ કાઢી બ્હેચરપ્રસાદે પ્રયાણ કર્યું  મોહિની કાકાને વળાવવા નીચે સૂધી આવી, કરવાની વાત કાકા જોડે કરી  પછી તૈયાર રાખેલી ઘોડી પર સ્વાર થઈ બહેચરપ્રસાદ ચાલતો થયો

સરલે બહેચરપ્રસાદના ગયા પછી તપાસ કરવા માડી કે મોહિની એકલી આવી છે કે કેમ? તેનો વ્હેમ ખરો પડયો  મહાબલી મોહિનીની પાછળ ને પાછળજ ચાલતી હતી  તેને જોઈ તે ક્રોધે ભરાયો અને બોલ્યો —"મોહિની! નોકરને જમવાની વખત થઈ છે  મહાબલીને જમવા મોકલો "

"ના, ના  તેને ખાવાની રૂચી નથી  તે તો ખાઈનેજ આવી છે  બીચારી મહાબલી મારાથી બીલકૂલ છૂટી પડવા માગતી નથી  તેને મારી પાસેજ રહેવા દો  મારાથી દૂર જતા તેને ઘણુ દુ ખ થાય છે "

આવા વચનોથી સરલને ભારે અણગમો ઉપજ્યો આટલુ બોલી મોહિની પણ તેનાથી છૂટી પડી અને સુશીલાના ઓરડામા ગઈ  આવી ઉદ્ધતાઈ તેને ગમી નહિ. મોહિની જ્યા સ્નેહલતા જાય ત્યા તેની પાછળ જાય તે તેને ગમતુ નહિ  તેમ તે પોતે પણ જવા ઇચ્છતો નહિ એવુ છતા બ્હેનની તબીયતના સમાચાર જાણ્યા વગર સૂઇ જવુ એ પણ ઠીક ન લાગવાથી આખરે તે પણ ત્યા ગયો  ભાઇને આવતો જોઇ સુશીલા જરાક હસી, અને બોલી:—"ભાઇ! જુવો હુ કેટલી ઝડપથી સાજી થઇ! સ્નેહલતાએ એક નર્સના કરતા પણ વધારે

મારી સારવાર કરી છે અને તેનેજ એનુ બધુ માન ઘટે છે. ”

દાસી મહાબલી આજ ખ ડના એક ખૂણામા બેસી આખ્યો મીચી ઝોકા ખાતી હતી મોહિની ખુરશી પર બેઠી હતી જ્યારે સ્નેહલતા સ્ટવ ઉપર ક ઈ ગરમ કરતી હતી સરલથી ત્યાં વધારે વાર થોભાયુ નહિ સુશીલાની અને સ્નેહલતાની ખબર કાઢી મોહિની તરફ સ્મિત હાસ્ય કરી સરલ બ્હાર આવ્યો ક ઈક ભૂલી ગયો હોય એમ પુન. અ દર ગયો અને મોહિનીને કહ્યુ —

“ મોહિની ! તમારી અને મહાબલીની પથારી મારા ઓરડાની પાસેના ખ ડમા કરાવી છે હુ ધારૂ છુ કે તમને ત્યા ફાવશે ”

“ તેને માટે તમારો ઉપકાર માનુ છુ ”

“ ઉપકાર ! એ પણ તમને ઘટતુ જ છે. ” એટલુ બોલી સુશીલાનો ઓરડો સરલે છોડયો

## પ્રકરણ સાતમુ.

### ટપાટપી.

સરલના ઓરડાની પાસેનો ઓરડો તે મોહિનીને માટે આજે રોકવામા આવ્યો હતો. અ દરનુ સાહિત્ય

ઉત્તમ પ્રકારનુ અને ખૂબી ભર્યું ગોઠવાયેલું હતુ. સરલના બાપે આ ઓરડો પોતાની સ્ત્રીની સાથે વાતચીત કરવાના હેતુથી પાસે રખાવ્યો હતો, પરંતુ શરતચંદ્રના મરણ પછી તે ઓરડો અદ્યાપી પર્યંત અવાવરો રહ્યો હતો

સરલે તાળુ જોયુ, તે ઘણુ જૂનુ અને કટાઇ ગયેલુ હતુ તેની ચાવી તેની પાસે હતી પણ નહિ બીજા તાળાની ચાવીનો ઝુંમખો એના ઘરમા એક ખૂણામા પડી રહેલો હતો તે લાવી ઉઘાડવા મચ્યો આખરે એક કલાકના મહા પ્રયાસને અંતે એક ચાવી તેને લાગી તાળુ ઉઘડયું પરંતુ એક ખીલો દ્વાર ઉઘાડવામા નડતો હતો તેને મચેડી નાખી પોતાના બંગલાના એક પૂરાણા ઓરડામાં જાણે વિજય મેળવ્યો હોય એમ આનંદ પામતો અંદર પ્રવેશ્યો

તે એક નહાનકડો પણ પ્રત્યેક સોઈવાળો અને ઝમકભર્યો ઓરડો હતો અંદરના એક પાટીઆ ઉપર પ્રાચીન ચામત્કારિક ઘડીઆળ હતુ તેમા સમય અને મૃત્યુની બે રૂપરેષા હતી તેની મધ્યમા એક ગ્લોબ આંકડા દર્શાવતો દેખાતો હતો એક બાજુનો કાંટો "અમ વીતી તમ વીતશે ધીરી બાપુડીયા" અને બીજી તરફનો કાંટો "ગફલતકી નીંદમે સોતેહો કાળ આકે જગાયેગો" એવા માર્મીક બોધ વચનો વંચાવતો હતો ઘડીઆળમા કલાકના અને અર્ધા કલાકના અવાજ વાગતા પણ તે ધીમા અને ગંભીર લાગતા

જેવો સરલ અંદર પ્રવેશ્યો કે ઘડીઆળે ચેતાવ્યુ કે હમણાં સાડા દશ થયા છે તેણે ઘડીઆળના ટકોરા થતા સામુ જોયુ જોતા વારને તે ચમકયો શું જોયું ? "અમ વીતી તમ વીતશે ધીરી બાપુડીયા" જોકે તેણે પોતાની બાળવયમા ઘણી વખત આ ઘડી-આલ જોઈ હતી, તથાપિ આજના જેવો કોઇ વખત પણ તે ચમકયો નહોતો તે વચન તેને ભવિષ્યસૂચક લાગ્યાં આ વચને તેનામા વિલક્ષણ લાગણીને જન્મ આપ્યો તેને લાગ્યુ કે મોહિની જેવી બહારથી લાગે છે તેવી દીલથી નથી તેનુ જીવન ભેદભર્યું છે આજે જો વખત મળે તો તે ભેદ ફોડી નાખવાના પ્રશ્નો મોહિનીને પૂછવા ગોઠવવા લાગ્યો

તે પોતાના ઓરડામા પાછો ગયો બારણુ બંધ કરી એક ખુરશી પર બેચેનીથી પડયો એક પળે તેણે એવો વિચાર કીધો કે ધારેલી ધારણા હવે ત્યાગી દેવી, જ્યારે બીજીજ પળે તેવા ઉદ્ભવતા વિચારને અને તેવી નાહિંમ્મતને ધિક્કારવા લાગ્યો

મોહિની સુશીલાને છોડી પોતાના ઓરડામા આવે ત્યા સુધી તે થોભ્યો તેના આવ્યાનો અવાજ થતા સરલનુ હૃદય ધડકવા લાગ્યુ અને મોઢુ ફીકકુ પડયુ તે જાણે અણઘટતુ, અન્યાયી અને ઘાતકી કામ કરતો હોય, અને તેનો ગંભીર આરોપ વ્હોરી લેતો હોય, એમ તેને લાગ્યુ . પણ આવા વિચારમા મોહિનીએ આપેલી ચિઠ્ઠીનુ સ્મરણ થઈ આવ્યુ તે થતા તેના ભેદ ભાંગવા

બાયલા વિચાર કાઢી નાખી જીવના જોખમે પણ તૈયાર થયો

પાસેના ઓરડામા થતી વાતચીત પરથી સરલને ભાસ્યુ કે ત્યા બે જણ છે એક મોહિની અને બીજી તેની ચાડાલ દાસી મહાબલી એકને માટે પ્રેમ અને બીજાને માટે તિરસ્કાર એ બન્ને લાગણીઓ વચ્ચે દીલમા ભારે વિગ્રહ શરુ થયો તેણે થોડો દ્રાક્ષાસવ પીધો અને સીગાર સળગાવી પાછો ખુરશી પર પડયો હમણા તો તે ચૂપ હતો અને પાસેના ઓરડામા શુ થાય છે તે સાભળવા ઇંતેજાર હતો, ત્યા ચપકી પગરી રહેલી જોવાથી તેની નાડી પૂર વેગે ધબકવા લાગી તેણે પોતાના દીલને પૂછયુ —"શુ મારે અદર જવુ ?"

પોતાનુ હૃદય જવાબ આપે તે પહેલા તો તેણે આસ્તેથી બારણુ ઉઘાડયુ, અને આસ્તે રહીને અદર ગયો સગડી આગળ ગોઠવેલી મ્હોટી આરામ ખુરશી પર મોહિનીને પડેલી જોઈ મહાબલી તેના દેખવામા નહિ આવી મોહિની પાસે જતા તે બોલ્યો "મોહિની! મોહિની!!"

મોહિની ચમકી અને અત્યારે પોતાના ઓરડામા આવનાર કોણ છે તે જોવા લાગી સરલે બારણુ બધ કીધુ અને તેનો કોમળ હાથ પકડી શકાશીલ મને પ્રશ્ન કીધો —"શુ મારુ આવવુ અણધાર્યુ છે?"

"પણ તમે શા માટે અહીં આવ્યા છો? આવુ પગલુ તમારા જેવા અમીરને અણછાજતુ છે એ

ઉછ્રખલ વર્તણુક હુ પસદ કરતી નથી ” મોહિની ભયભીત થતાં બોલી.

“ નહિ, નહિ. મોહિની ! મને એમ આરોપી નહિ ઠરાવો જો હુ ભૂલ કરતો હોઉ—જો હુ આવી છૂટનો અપરાધી હોઉ તો મને કહેવા દ્યો કે તેના કારણભૂત તમેજ છો તમારા આગળ હુ બકરી જેવો બની જાઉ છુ દુનીઆ ભલે મને ગાંડો કહે. કવચિત્ હુ હોઉ પણ ખરો પરતુ તમે તો મારી પૂજાની મૂર્ત્તિ છો હુ તમારે ચરણે પડુ છુ જે જે જોખમો હુ વ્હોરી લઉ છુ તે ખરેખર તમારે માટેજ છે ”

“ જે પ્રેમની ખાતર મારે માટે તમે આટલુ જોખમ વ્હોરો છો તેની ખાતર હુ કહુ છુ કે ચાલ્યા જાઓ—હુ હુકમ આપુ છુ કે તમે બસ જાઓ મહાબલી પોતાનુ ઓઢવાનુ બન્નુસ સુશીલા બ્હેનના ઓરડામા ભૂલી આવી છે તે લેવા ગઈ છે અને હમણા પાછી ફરશે તમને અને મને આમ એકાતમા જોશે તો પછી તેન આપણે માટે કેવો વિચાર આવશે તેનો કઈ ખ્યાલ છે? ”

“ એવી તે કઈ શક્તિ મહાબલીમા છે કે જે તમને અહોનિશ ડબાવ્યા કરે છે? ”

“ તે હુ નહિ કહી શકુ ”

“ નહિ કહી શકો? ”

“ ના. સરલકુમાર ! શુ મારે માટે દયા નથી? મારા પ્રેમની દરકાર નથી? જો હોય તો માનભેર પાછા જાઓ ”

"મોહિની! ત્યારે તમે શુ મને બેવકૂફ ઠરાવવા માગો છો? મને આવો વાક્પ્રહાર કેમ કરો છો? હુ તો હજી કહુ છુ કે જે કરુ છુ તે તમારે માટેજ કરું છુ."

"જો એમજ હોય તો મારી ખાતર—મારા પ્રેમની ખાતર મને હમણા છોડી ચાલ્યા જાઓ"

"નહિ, મને વહેમ છે કે કોઈ કામમા તમારો હાથ છે અને તેમા મહાબલી મુખ્ય પાઠ ભજવનાર છે તેમાથી તમને છોડવવાની મારી ઈચ્છા છે મારા પર વિશ્વાસ રાખો મારો જાન જતા પણ હુ તમને ઉગા-રીશ મોહિની! મને કેમ ઉત્તર નથી આપતા? તમે મને આપેલી ચિઠ્ઠીમા જે ભેદ લખ્યો હતો તેનો ભરમ ફોડી નાખો"

"નહિ, નહિ હમણા નહિ હજી વખત આવ્યો નથી"

"ટ્-ન્-ન"

આ એક ટકોરો ઘડીઆલનો હતો તેણે સરલનુ ધ્યાન ખેચ્યુ અને જોયુ તો સાડા અગીઆર વાગેલા માલૂમ પડયા "અમ વીતી તમ વીતશે ધીરી બાપુ-ડીયા" આ શબ્દો પાછા તેની નજરે પડયા

"મોહિની! તે વખત આવ્યો છે તમારા દીલમા ભારે ગમગીની છે તે હુ જોઇ શકુ છુ ત્યારે શુ મને તે જાણવાનો હક નથી?" સરલે પાછુ પૂછયુ

"કયા હકથી?"

" કયા હકથી ! તમારે માટે મારા જીગરમા જે પ્રેમ છે તેના હકથી "

" અહો ! એવા ખોટા હડહડતા જુઠ્ઠા પ્રેમની મને વાતો નહિ કરો. હુ તે સાભળવા ઇચ્છતી નથી જે વખતે મે તમારો પ્રેમ માગ્યો તે તો જૂદોજ વખત હતો હવે... "

" પ્રભુની ખાતર, મોહિની ! ભેદ અને ભરમમા નહિ બોલો મને વધારે વાકૂબાણુ નહિ મારો કહો, એવુ તે શુ છે કે જેથી તમે આટલુ બધુ મુઝાઓ છો— કે તમારાથી કહી પણ શકાતુ નથી ? "

" હું હમણા કહી શકતી નથી મને આગ્રહ ન કરો હમણાજ મહાબલી અહીં આવી પહોચશે "

" ત્યારે મને બારણુ બધ કરવા દ્યો કે તે બહાર ઉભા રહે "

" નહિ, નહિ " એમ ગદ્ગદ સ્વરે બોલતી મોહિની સરલને બાઝી પડી

" ત્યારે એ ભેદ હુ મહાબલીની પાસેથી જાણીશ "

" તેમ તમે કરી શકશો નહિ અહો ! જો તમને મારી દયા હોય તો એમ કરી અમારી બન્ને વચ્ચે વૈરભાવ પ્રદીપ્ત કરશો નહીં. હુ કહુ છુ કે તમે ચાલ્યા જાઓ તે આવે અને તમને જુએ એ હુ ઇચ્છતી નથી "

" જ્યાસુધી ચિઠ્ઠીમાં લખેલો ભેદ ખોલશો નહિ ત્યાસુધી હું જઈશ નહિ. 'થોડા કલાક ઉપર ભોળ-

વીને હુ તમને ફસાવત, પણ હવે તમને ચેતાવું છુ કે ખુબ ખબડદાર રહેજો ’ એ શબ્દોનું રહસ્ય શુ ? એનો ભેદ કહો. ”

મોહિનીને મૂર્છા આવતી હોય તેમ લાગ્યુ તેની આખમાથી અશ્રુ પડવા લાગ્યા. તે જોઇ સરલનુ હૃદય પીગળ્યું અને તેને આશ્વાસન આપવા પોતાના હાથમા તેને ઝાલી રાખી મોહિનીના ડુસકાં અને તેની શૂનમૂન શરીરની સ્થિતિએ એકાએક સરલને દયા ઉપજાવી, અને તેના નિશ્ચયમાંથી ડગાવ્યો

“ ટ–ન્–ન ”

ઘડીઆલનો પાછો ટકોરો થયો હવે બાર વાગતા હતા. આ ટકોરાથી મોહિની ભાનમા આવતી હોય એમ લાગ્યુ બે–ત્રણ–ચાર–પાચ–છ–સાત, એમ ઘડીઆળ ટકોરા વગાડતુ હતુ એટલામા સરલ બોલ્યો

“ મને કહો, કહો મોહિની ! કે ‘ હુ તમને ચાહુ છુ ’ ”

“ ટન્–ટન્ ” એમ ઘડીઆળે આઠમો અને નવમો ટકોરો વગાડયો

“ નહિ, નહિ તે કહેવા મને ફરજ નહિ પાડો ”

“ હુ ફરજ પાડીશજ મને તેનો ઉત્તર મળવોજ જોઇએ ”

“ ટન ” દશમો ટકોરો થયો

“ હુ જવાબ નહિ આપી શકુ ”

"તમારે આ પચોજ પડશે, મોહિની!"

"દયા કરો સરલ! પ્રભુની ખાતર તો દયા કરો?"

"ટન" અગીયારમો ટકોરો થયો.

"મને તમે ચાહો છો કે નહિ?"

"હા!"

"ટન" ઘડીયાળે બારમો ટકોરો વગાડી આગલા દીવસની સમાપ્તિ કરી, અને સરલને પોતાનો પાઠ સમાપ્ત કરવા સૂચના કરી

મોહિની બ્હીકની મારી આઘી ઉભી હતી એટલે સરલને તેના ગાલ પર એક મીઠુ ચુમ્બન લેવાની જે જીજ્ઞાસા હતી તે પાર પડી નહિ પાછુ તેણે ઘડીઆલ તરફ જોયુ "ગફલતકી નીદમે સોતેહો કાલ આકે જગાયેગો'" વાચતા ચમકયો અને પાછલે પગે એકાદ ડગલુ પાછુ હઠયો

"સાહેબ! તમે અહીં અત્યારે મધ્યરાત્રીએ છો એ અજાયબી ભરેલુ છે"

આ અવાજ એકાએક કાને પડતા સરલે પાછું ફરી જોયુ તેણે મહાબલીને ચૂપચૂપ ઉભેલી દીઠી તેણે તેને પૂછયુ.—

"બારણુ ખખડાવ્યા વગર અદર કેમ આવી? મહાબલી!"

"નહિ ગરીબ બીચારી મહાબલી પર રોસે નહિ ભરાઓ. તે જે કહે છે તે સાચુ જ. છે. આ વખતે

તમારે અહીં આવવુ જોઈતુ નહોતુ ” કરગરતા મોહિની બોલી

“ મોહિની ! જ્યારે ત્યારે મહાબલીને ઠપકો આપતાં તમે કેમ મારી આડે આવો છો ? એ રુઢીને હુ ધિક્કારુ છુ મહાબલી ! હુ આવા અણધાર્યા વખતે આવીને ઉભો રહ્યો છુ તે તને સભ્યતાની હદની બહાર લાગશે પરંતુ કહેવા માગુ છુ કે તુ તારે તારા ખુણામા ભરાઈને બેસી રહે અને બોલતી બધ થા ભવિષ્યમા મારી આડે આવીશ નહિ ”

“ સાહેબજી ! મોહિની ! હુ જાઉ છુ ” એટલુ બોલી સરલ વિદાય થયો તેના ગયા પછી બારણુ વાસી ખુરસી પર પડી છાતી ફાટ મોહિની રડવા લાગી. મહાબલી ‘કુભકરણી’ નિંદ્રાવશ થતા પહેલા બહેબાકલી બની સરલને ઉદ્દેશી બરબડવા લાગી:—

“ તમે મને ધિક્કારો છો, ખરૂ ? હવે પરિણામ દેખાડુ છુ. હુ પણ તમને ધિક્કારૂ છુ ! ”

પછી તે મોહિની પાસે આવી અને ભવા ચઢાવીને બોલી —

“ ખબડદાર જો આવા માણસને ભવિષ્યમાં ઉત્તેજન આપ્યુ છે તો ! ”



# પ્રકરણ આઠમુ.

## આવો ગભીર આરોપ?

સરલે આખી રાત ઉધ્યા વિના કાઢી તેણે મોહિની પાસે પ્રેમની કબૂલાત પ્રથમથી મેળવી હતી—ખરુ જોતા તો પ્રેમ માગનાર મોહિનીજ હતી—છતા તે પ્રેમ હજુ અનુભવી શકયો નહિ હોવાથી તેનાથી બેવકૂફ બન્યો હોય એમ તેના દીલમા ખટકો થયો મોહિની ખરા પ્રેમથી ચાહે છે એવી તેની ભાવના ખોટી ઠરી

આવુ છતાએ સ્નેહલતાનો તિરસ્કાર અને મોહિનીના સ્વીકારની લાગણી તેને કેમ થતી હશે એ અકળીત છે સ્નેહલતાને માટે તેના દીલમા પ્રેમની છાયા સરખી પણ ઉદ્દભવી ન હતી

હવે લગભગ જમવાની વેળ થઈ હતી તે પલગ પરથી ઉઠી નિત્ય કર્મ આટોપી લઈ રસોઈના ઓરડામા જમવા ગયો પોતાના વિચારોથી કઇક કટાળેલો હોવાથી તેને દ્રક્ષાસવની જરૂર જણાઈ, અને તે તેણે લીધો પણ ખરો થોડી વારે તેની વ્હાલી રમણીના ચર્ણનો અવાજ મ ભળાયો પાછુ ફરી તે બોલ્યો:—

"અહો! મોહિની! આજ તો તમે બહુ ખુશમીજાજી લાગો છો?"

"આવી ખોટી ખુશામતની મને જરુર નથી" મીઠુ મીઠુ હસતી તે બોલી

"હુ ખરૂ જ કહુ છુ સ્ત્રીની સુદરતા હમેશાં પ્રશસાને પાત્રજ હોય છે "

"છટ્‌!" મહાબલી તરફ જોતી કટાણે મોઢે બોલી.

રસોઇનુ બારણુ પાછુ ખખડયુ અને સ્નેહલતાને અદર આવતા સર્વેએ જોઈ મોહિની ઉઠી અને તેને એક ચુબન કીધુ

"સ્નેહલતા! સુશીલાન કેમ છે?" સરલે ધીમે સાદે પૂછયુ

"દીલગીર છુ કે તેને જોઇએ તેવુ ઠીક નથી."

"જોઇએ તેવુ ઠીક નથી?' અચબો પામતો સરલ બોલ્યો

"ના, આખી રાતમા ઘણા ફેરફાર થઇ ગયો છે "

"ત્યારે તો એ માઠા ચિન્હો ગણાય "

"પરોઢીએ બે વાગ્યે દવાનો એક ભાગ તેન આપ્યો અન ત્યાર પછી તેની તબીયત વધારે ગભીર બનતી ગઇ "

મહાબલી જરાક આગળ આવી અને આ વાતમા કાનની શકિતને પરોવી

"છેલ્લી દવા વખતે તેન માફક નહિ આવી હોય એ બનવાજોગ છે " મોહિનીએ અભિપ્રાય આપ્યો

"મને પણ એમજ લાગે છે તમારે ડૉકટરને તેડવા મોકલવુ હતુ " મોહિનીને ટેકો આપતા સરલ ભાર દઇને બોલ્યો.

"માણુસને કયારનાએ મોકલ્યો છે" પોતાનો બચાવ કરતી સ્નેહલતા બોલી

"પરંતુ સ્નેહલતા! તમે સુશીલાની બરદાસ્ત કરતા કરતા થાકી ગયેલા લાગો છો પરિશ્રમના ચિન્હો તમારી આંખો ઉપરથી સ્પષ્ટપણે જણાય છે. હવે તમે વિશેષ તસ્દી લો અને તમારી તબીયત બગડે એ જોવા હું ઈચ્છતો નથી એને માટે એક કાબેલ નર્સ આજે હું લઇ આવીશ એટલે તમને પૂરતો આરામ મળશે" સરલે લૂણખા વખાણમા સ્નેહલતાની કદર આ પ્રમાણે કીધી

"મહેરબાની કરીને એ તકલીફ નહિ લેશો એવી મારી ઇચ્છા છે સુશીલાની માવજત મારા હાથથીજ થવા દ્યો"

"ત્યારે તો જેવી તમારી મરજી ભલે, પણ ચાલો આપણે જમી લઇએ" સ્નેહલતાને સુશીલાના આગળથી દૂર કરવાના યત્નમા નહિ ફાવતા ઠાવકે મોઢે સરલ આમ બોલ્યો.

ત્રણે જણા જમવા બેઠા મહાબલીની હાજરીની જરુર નહિ છતા તે પાછળ ઉભેલી જણાઈ આથી સરલનુ દીલ દુભાયુ

"તમે અત્યારે તમારે બગલે જવા માગો છો, મોહિની!" સરલે પ્રશ્ન કીધો

"બેશક! તમને વધારે હેરાન કરવા હુ ઈચ્છતી નથી"

"હેરાનગતીની વાત બાજૂએ મૂકો તમે રહેશો તો મને મજાહ પડશે વાદળા ઘેરાયેલાં લાગે છે અને વર્ષાદ પાછો પડશે એવા ચિન્હો ભાસે છે સ્નેહલતા ! તમે એને સમજાવો એ રહેશે તો તમને અને સુશીલાને ઠીક પડશે " મોહિનીને આગ્રહ કરતો સરલ બોલ્યો

"મોહિની અહીં રહે તે જોવા હુ ખુશી છુ, પણ મને શ કા છે કે મારુ કહેવુ તે ભાગ્યેજ સ્વીકારશે "

"એટલે તે તમને ગમતું નથી " ક ઈક કટાણું મોઢુ કરતો સરલ બોલ્યો

"ના, ના, સ્નેહલતાનુ કહેવુ બરોબર છે કારણ કે મે અત્યારેજ ભૈરવ-કૉટેજ જવાનો નિશ્ચય કર્યો છે " સ્નેહલતાનો બચાવ કરતી મોહિની બોલી

આ સાભળી સરલકુમાર ચીડાયો અને રાતો પીળો થઈ ગયો સ્નેહલતાના તે જોવામા આવ્યુ ખરુ પણ આડી નજર કરી સર્વ જમી રહ્યા અને સરલનો આભાર માનતા મોહિની અને સ્નેહલતા ઉપર ચડવા લાગ્યા, એવામા નોકરે આવી ખબર આપી કે "સુશીલા બ્હેનને ગભરામણ વધારે થાય છે "

આ ચોકાવનારો સ દેશો સાભળતાં સરલ, મોહિની અને સ્નેહલતા એકદમ સુશીલાના ઓરડામા ઉપર ગયા. મહાબલી નીચે રહી હતી

સુશીલાને ભારે ગભરાટ થતો તેઓએ અનુભવ્યો. સરલકુમારને તેની સ્થિતિ ભય કર લાગી. આથી તેણે

તુર્ત ડૉકટર શાંતિકુમારને તેડવા માણસ મોકલ્યો સાથે સાથે કલકત્તે બાહોશ ડૉકટર શરચ્ચુકુમારને બોલાવવા તાર પણ કર્યો

સરલકુમારે સુશીલાની નાડી જોઈ મસ્તકપર હાથ ફેરવ્યો હાથ અને પગ તપાસ્યા સર્વત્ર મદતા અને શીતતા તેને લાગી આથી તે વધારે ગભરાયો "આ ઉથલો ભારે છે ગઈ રાતના તો તબીયત તદ્દન સારી હતી એનુ શુ કારણ" એવા વિચારોમાં તેનુ મન રોકાયુ

"ખરેખર, રાત્રે તેની તબીયત સારી હતી અને તે તબીયતે તો આપણને આશા આપી હતી કે સુશીલા બે ત્રણ દિવસમા હોશીઆર થઈ જશે ડૉકટર શાંતિકુમારને પણ એમજ લાગ્યુ હતુ ડૉકટર દવાનો એક ભાગ અહીં આપી ગયા હતા તે બે વાગતે આપવાનો હતો તે આપ્યા બાદ આ સ્થિતિ બદલાયેલી લાગે છે" સ્નેહલતા બોલી

"તમે દવાનો ભાગ આપ્યો ત્યા સુધી જાગતા હતા?" સરલે સ્નેહલતાને પૂછ્યુ

"હા પણ જરાક આખ મળી હતી ખરી"

સરલ તરફથી સ્નેહલતાની તપાસ લેવાતી હતી તે દરમ્યાન ડૉકટર હાફતો હાફતો આવી પહોચ્યો સુશીલાની નાડી વિગેરે તપાસતા તબીયત ઘણી બારીક લાગી શકભર્યા દીલે પૂછ્યુ —

"આ ઉથલો જીવલેણ છે વારુ, પણ એ સ્થિતિ કયારથી થવા માડી?"

“ દવાનો છેલ્લો ભાગ પીધા પછી ” સ્નેહલતાએ ધીરે રહીને જવાબ આપ્યો

આ સાભળી ડૉકટરને અજાયબી ઉપજી અને થોડી વાર તો તેજ સ્થિતિમા ગોથા ખાયા કીધા, અને તેવીજ અજાયબી વચ્ચે ફરી પૂછયુ .—

“ અણઘટતી રીતે પૂછુ છુ માટે માફ કરજો, પરતુ જાણવા માગુ છુ કે તે દવા પીધા પછીજ તેની તબીયત બગડી તેની તમને ખાત્રી છે, સ્નેહલતા ? ”

“ હા, મને ખાત્રી છે ત્યા સુધી તો સુશીલા ભર ઉઘમાં હતા ”

“ આમા મને સમજ નથી પડતી એ મારે કબૂલ કરવુ જોઇએ સુશીલાની માદગીના સબધમાં કોઈ ભેદુ કામ કરતા હોય એમ લાગે છે સરલકુમાર ! મારી ઈચ્છા છે કે આવા સજોગમા કોઈ બાહોશ ડૉકટરને બોલાવવો ઠીક થશે ”

“ ડૉકટર સાહેબ ! મને પહેલાથીજ લાગ્યુ હતુ કે સુશીલાની બીમારી ભયકર છે તે ભાગ્યેજ ઉઠશે છતા કલકત્તેથી ડૉકટર શરચુકુમારને તાર કરી બોલાવ્યા છે પછી જુઓ એ શુ કહે છે ? ”

“ ડૉકટર શરચુકુમાર ! અહો ! એ તો ઘણા કાબેલ ડૉકટર છે તેનો મત જાણવાજોગ થઈ પડશે સરલકુમાર ! એ મણ ઠીક કીધુ કે શરચુકુમાર જેવા એક જાણીતા અને અનુભવી ડૉકટરને બોલાવ્યા ” ડૉકટરે જવાબ આપ્યો..

ઘણા લાંબા કાળે સુશીલાએ પોતાની આખ ઉઘાડી, પર તુ તે નિસ્તેજ જણાઈ. તે કોઇને ઓળખી શકતી નહિ એ સ્પષ્ટ જણાતુ સ્નેહલતાએ તેની ખાત્રી કરવા ઘણાજ ધીમે સ્વરે પૂછયુ:—

"બ્હેન સુશીલા! મને ઓળખો છો?"

આ શબ્દો સુશીલાને કાને પડતા સ્નેહલતા સામુ જોયુ, તેને જોતા તે બ્હીનો તેના હ્રદયમા કઈ ભાલા ભોકાતા હોય એમ લાગ્યુ તે ક્રોધની ભરી બોલી —

"જા તુ શા માટે અહીં આવી છે? તને કોણે બોલાવી હતી?"

"તમને આરામ આપવાને હુ અહીંજ બેઠી છુ હુ સ્નેહલતા છુ મને નથી ઓળખી શકતા? સુશીલા બ્હેન! જરા ધ્યાન દઇ જુઓ, હુ કોણ છુ?" સુશીલા પોતાને ઓળખે એવા ઈરાદાથી વાર વાર પ્રશ્ન કરતી પાસે ઉભી, પર તુ તેના બદલામા તેને શો ઉત્તર મળ્યો? શી કદર થઈ?

"હુ કહુ છુ કે તુ ચાલી જા—એકદમ ચાલી જા તુ આખરે નિમકહરામ ઠરી નિમકહલાલનો ઢોગ કરી આવા કૃત્યો કરવા તારી હિમ્મત કેમ ચાલી? આ તારી સુશીલાની જરા પણ દયા ન આવી? તારી બૂરી દાનત થતા પહેલા તારા હાથ પગ લૂલા કે લ ગડા કેમ નહિ થયા? અહા—! નિમકહરામ! નિષ્ઠુર! પાપી! હુ મરુ છુ તેનો કઈ ખ્યાલ આવે છે? તારા હાથથી જ મરુ છુ તેજ મને ઝેર આપ્યુ!!!"

સ્વપ્ને પણ નહિ ધારેલા આ શબ્દોના બાણ સ્નેહ-લતાને સુશીલાએ માર્યાં. સુશીલા તેનો બાળસ્નેહી થાય. ત્યારથી તે આજ સુધીમા અગણીત પ્રસગો આવ્યા હતા છતા આવો ગભીર આરોપ નિર્દોષ સ્નેહ-લતાપર કદી સુશીલાએ મૂકયો નહિ હતો સ્નેહની એક ગાંઠ હોય ત્યાં વ્હેમ કયાથી દર્શન દે આત્માની ઐકયતા હોય ત્યા શંકાને સ્થાન કયા મળે? પ્રેમની જોડી હોય ત્યાં એવા ગભીર કૃત્યોની જરુર શી? કઈજ નહિ બીચારી સ્નેહલતાના નશીબનુ પાસુ બદલાયું એક બાજુથી સરલકુમારની પત્ની થતી અટકી અને બીજી બાજુએથી સુશીલાના આરોપથી શરમીંદી બની શરમીંદી પડી એટલુ જ નહિ પણ તેના આ શબ્દો સાભળતા વારનેજ જમીનપર તમ્મર ખાઇને પડી અને "આવો ગભીર આરોપ!" કરતી બોલતી બધ થઈ ગઈ!!!

---

## પ્રકરણ નવમુ.

### જીવન કે મરણ!

સ્નેહલતા પ્રત્યેના સુશીલાના ઉદ્‌ગારોએ ફકત નિર્દોષ બાળાને ચોકાવી હતી એટલુંજ નહિ પણ ત્યા હા-જર રહેલાં સર્વના હૃદયમા પણ તેના ઘા લાગી ગયા હતા આવા ઉદ્‌ગારથી સર્વ અરસપરસ જોઈ રહ્યા

નેત્રની નજર એક કરી પરંતુ કોઈ કંઈ બોલી શકયું નહીં. ડૉકટર શાંતિકુમારને તો સુશીલાની આવી વિચીત્ર માંદગી માટે સંશય ગયો હતો અને તે કહ્યા પણ કરતો કે "બીમારી ભેદભરેલી છે—એના સબંધમાં કોઈ ભેદુ કામ કરતો હોય એમ લાગે છે." તેના વહેમને સુશીલાના શબ્દોએ પુષ્ટી આપી. કોઈ પણ ઝેરી દવાથી સુશીલા પીડાય છે તે તેને ખબર હતી છતાં તે ઝેર કોણે આપ્યુ તે કંઈ તારી શકયો નહિ હતો સુશીલાને છેલ્લો ભાગ જે આપવાનો હતો તેમાં વપરાયલી સર્વ દવા શાંતિકુમાર પીછાની શકતો હતો તેણે પોતાના હાથેજ તે ભાગ મેળવ્યો હતો એટલે ઝેરી પદાર્થની જે અસર અત્યારે સુશીલાને થઈ તેવા પદાર્થ કિંવા તેના અંશો તે દવામા હતાજ નહિ એ તેને પક્કી રીતે સ્મરણમાં હતુ એ બનવાજોગ છે કે તે ભાગ આપી ગયા પછી કંઈ ગરબડ થયેલી હોય

ખરેખર આ બનાવ એક ભેદભર્યોજ હતો તેનો ભયંકર આભાસ ડૉકટરને લાગ્યો ખરો, તથાપિ કોઇ પણ જાતના નિર્ણયપર તે સહેજે આવી શકયો નહિ. તેમ કરવાને તેને પૂરતો વખત પણ હતો નહિ સુશીલાની જીંદગી ભર દરીયે હતી અને જો તેને બચાવવાની હોય તો બનતી ત્વરાએ રામબાણ ઉપચારો લેવા શિવાય ડૉકટરના હાથમા બીજો ઈલાજ નહોતો સરલ પોતાના ઘરમા જરૂર પડતી કિમતી દવાઓ રાખતો ત્યાંથી ડૉકટરે કેટલીક દવા લઇ મિશ્રણ કરી તુર્ત સુશીલાને તે ભાગ પાઈ દીધો .

આ વખતે સ્નેહલતા પોતાની પૂર્વસ્થિતિને પ્રાપ્ત કરતી ઉઠી અને રોતે સ્વરે બોલી:—

"અહો! ડૉકટર શાંતિકુમાર! સુશીલાના શબ્દોને તમે ખાસ ધ્યાન આપો છો?"

"હા! હું ખાસ—અગત્યના ગણું છું"

"ત્યારે મને એવા ઘાતકી કામની આરોપી ઠેરવો છો?"

"નહિ, તમારે માટે મને વહેમ નથી, સ્નેહલતા!" ડૉકટરે ભાર દઈને ઉત્તર વાળ્યો

"એને માટે તમારો આભાર માનું છું"

મોહિની આ વખતે એક બાજુએ ઉભી રહી તેજસ્વી ચહેરે નીચે જોઈ રહેલી હતી સરલ પણ ગતિશૂન્ય થઈ ગયો સ્નેહલતા પોતાનો બચાવ કરતી સરલ તરફ ફરી આ વખતે સરલ, સ્નેહલતા ગુન્હાને પાત્ર છે—તેજ કાવત્રાખોર છે—તેણેજ ઝેર આપ્યું છે, એમ વિચારતો અને પોતાના મગજમાં ઠસાવતો બેઠો હતો

"સરલકુમાર! સુશીલાનો અને મારો ઉભયનો પ્રેમ કેવો છે તે તમે જાણો છો અમારી એક જોડી છે તેની તમને ખબર છે આવું છતાં સુશીલા દૈવવશાત્ મરણને શરણ થાય તો તેણે મૂકેલા આરોપને તમે ભરોસાદાર ગણો છો?" સ્નેહલતા સરલની પાસે આવી, અને તેને ખભે હાથ નાખી કરગરતી કરગરતી બોલી

સરલે તેના હાથને તરછોડી મોહિનીની સામુ જોયુ. નેત્ર પલ્લવી શરૂ થઈ પણ આ બીજા કોઈના જોવામા આવ્યું નહિ

“ સ્નેહલતા ! તમે હવે ખોટો ડોળ કરો છો ! સુશીલાના કહેવા પ્રમાણે અને ડૉકટરના ધારવા પ્રમાણે તે કોઈ પણ જાતના ઝેરી પદાર્થથી પીડાય છે એ સ્પષ્ટ થાય છે. પોતાની દવામા એવો કોઈ પદાર્થ હતો નહીં એની ડૉકટર જોઇએ તેવી ખાત્રી આપે છે જે ગરબડ થઈ છે તે અહીં મૂકી ગયા પછીથીજ થઈ છે ઉતાવળીઓ અભિપ્રાય આપવા હુ ના પાડુ છુ મારે તપાસ કરવાની જરૂર છે તે કર્યા પછી આખરનો મત જણાવીશ ત્યા સૂધી તમારે ખોટી થવુ પડશે ” સરલકુમાર રાતોચોળ થતો બોલ્યો

“ ભલે, ત્યા સુધી ખોટી થવા બધાઉ છુ ડૉકટર સાહેબ ! જ્યા સુધી તેની જીદગી બચાવી શકાય ત્યા સુધી યત્ન પ્રયત્ન કરજો મારા પરનો આરોપ તે સાબીત કરી શકે એવી સ્થિતિ જ્યા સુધી તેની થાય નહિ ત્યા સુધી એને મરવા દેશો નહિ એવી મારી છેલ્લી પ્રાર્થના છે ” ઘણાજ નમ્ર અવાજે સ્નેહલતા બોલી

“દુનીઆના પડદાપર જે જે દવાઓ—ઉપચારો હશે તે હુ અજમાવી જોઇશ હુ જીવતોડ મહેનત કરીશ. પછી દરદીની તબીયત સુધરવી કે બગડવી તે

મારે હાથ નથી ” સ્નેહલતાને કંઈક આશ્વાસન આપતો ડૉકટર બોલ્યો.

“ પ્રભુ ! તમને યશ આપો ! ” કંઈક ખુશી થતી તે બોલી

ડૉકટરે બધાને બીમારનો ઓરડો છોડી જવાને કહ્યુ એક પછી એક બધાં ચાલ્યાં ગયાં, માત્ર સુશીલા અને શાંતિકુમાર એ બેજ આ ઓરડામા રહ્યા. ડૉકટરે તેની નાડી તપાસી તેણે પ્રત્યેક ધબકારો ઘણી ધ્યાનથી સાભળ્યો પ્રત્યેક ફેરફાર બારીકીથી નોંધ્યો વખતો વખત તેણે ગળામા દવા રેડવા માડી. સુશીલાના પ્રેમની ખાતર તે મોતના જેવા શૂરા સામત સામે બાથ ભીડવા તૈયાર થયો હતો આ માટે તેના મોઢા પર ગ્લાની છવાઈ રહી હતી સુશીલાને ખરા પ્રેમથી—ખરા જીગરથી તે ચાહતો હતો અત્યાર સુધી તે ધૈર્ય ધરી બેસી રહ્યા હતો તેને માટે તેણે ઘણી હાડમારી વેઠી હતી અને તેને સપૂર્ણ આશા હતી કે એક વખત એવો આવશે કે સુશીલા તેની ધર્મપત્ની બનશે, સુશીલાની જોડે તે પ્રેમભર્યો વાર્તાલાપ કરશે અને સુશીલા ને તે સુખદુ:ખના ભાગીદાર થશે અહા ! અફસોસ ! આજે તે આશા નિરાશામા પલટાતી તેને જણાઈ, સુખ તે દુ:ખ લાગવા માડયુ ફાની દુનીયા ત્યાગતી અમર લોકમાં વિચરવા તૈયારી કરતી ડૉકટરને સુશીલા લાગી ! અફસોસ ! !

કલાક પછી કલાક વીતી ગયા એક વાગ્યો—બે

વાગ્યા અને શાંતિકુમારના આશા જીવનમાં કંઇક અમૃત રેડાયું. તેની મહેનત કંઇક અંશે ફળીભૂત થતી જણાઇ. પોતાના હર્ષભર્યા હાથ સુશીલાના શરીર પર મૂકતા બોલ્યો:—

"સુશીલા! વહાલા સુશીલા! મને ઓળખો છો?"

"તમે કોણ છો?" ઉંચી નજર કરી ડૉકટરને પૂછયું

"હું ડૉકટર શાંતિ કુમાર તમારે માટે જીવતોડ મહેનત કરનાર શાંતિકુમાર!" પોતાને ઓળખાવતો ડૉકટર બોલ્યો

"શાંતિકુમાર" શબ્દો સાંભળતાજ સુશીલાએ તેની સામુ પાછું જોયુ, અને પૂછયુ:—

"ડૉકટર! કહો, મારી માંદગીનું સ્વરૂપ કેવુ છે?"

"સુશીલા! તમારા પ્રશ્નનો ઉત્તર મળે તે પૂર્વે મને એક પ્રશ્ન કરવા દ્યો હું પૂછું છું કે તમારા એક જીવજાન મિત્રના પર ગંભીર આરોપ તમે મૂકયો તેની કંઈ યાદ છે?

"ગંભીર આરોપ!" આશ્ચર્ય પામતી બોલી

"હા!"

"ના."

"બીજું—ત્યારે તમારી માંદગીનું કારણ તમને શું લાગે છે?"

" ઝે... .ર " ઘણાજ ધીરા સાદે અને દુઃખાવા સહિત બોલી

" તમને એવો વહેમ કેમ જાય છે ? "

" ત્યારે શુ મારો વહેમ ખોટો છે ?" આતુરતાથી સુશીલાએ પૂછ્યુ ડૉકટરે જવાબ આપ્યો નહિ. સુશીલાનો આ સવાલ તેણે સાભળ્યો નહિ હોય એવો ભાવ બતાવ્યો જોઇતો ઉત્તર નહિ મળવાથી સુશીલા મૂઝાઇ અને બોલી·—

" શાતિકુમાર ! મને ઉડાવો છો શુ ? શુ મને ઝેર આપવામા નથી આવ્યુ ? તમે આચકો કેમ ખાઓ છો ? કહો ઝટ કહો ! "

" ઝેર આપ્યાના ચિન્હો મને લાગે છે એટલુ જ હુ કહી શકુ છુ કઇ જાતનો ઝેરી પદાર્થ આપવામા આવ્યો છે તે શોધી કાઢી શકયો નથી સુશીલા ! "

" ત્યાજ ભેદ છે "

" ભેદ ! કેવો ? "

સુશીલાને ક્રોધ ભરાયો તે બોલવા ગઇ પણ ગમ ખાઈ જવાનો વિચાર પાછો સૂઝેલો હોવાથી તે નીચુ જોઈ રહી થોડી વારે તે કઇક બોલી.—

" અહો ! ડૉકટર ! સત્યના શોધનમા જીવનો જોખમ વ્હોરવો પડે છે એ વાટ ઘણી ભયકર લાગે છે. હુ કહી શકતી નથી–હુ ધારી શકતી

નથી કે ઝેર દેવામા મારા જીવજાન મિત્રનો હાથ હોય. પણ—અફસોસ ! ”

“ અફસોસ કેમ ? ”

“ તમારો પ્રેમ અપરિમીત છે તમારો શ્રમ અથાગ છે, છતા મારુ મન સબોધે છે કે હુ તમારી અર્ધાગના બનવા ભાગ્યશાળી થનાર નથી ”

“ સુશીલા ! સુશીલા ! ! આ શુ બોલો છો ? એવું ભાન વગરનુ નહિ બોલો મારી આશાનુ ઝરણુ નહિ તોડો ” આટલુ બોલવામા ડૉકટરનુ હૃદય ભરાઇ આવ્યુ વધારે બોલવા જતો હતો પણ ત્યાજ તેને અટકવુ પડયુ

“ પ્રભુ તેવો વખત નહિ આણે એવી મારી તો ઇચ્છા છે પણ મને તો મારી જીદગી તોફાની સાગરે લાગે છે જીવનનો કિનારો હાથ લાગતો નથી ” સુશીલા બોલી

“ સુશીલા ! મરણ જો નિર્માણ હશે તો તમે અને હુ, કોઇ શુ કરીશુ, કુદરત જે ઘા મારશે તે સહીશું પરતુ તમે તેમ નહિ બોલો, હજી કહુ છુ કે તેવા વિચાર નહિ કરો સારાની આશા બાધો તેથીજ સારુ ફળ મળશે આશા અમર છે આશા તુટતી નથી તો તેનુ ચિત્વન કરનારની જીવનદોરી કેમ ત્રૂટે ? ! ”

“ એ વાત સાચી, શાતિકુમાર ! પરંતુ એ પણ ધ્યાનમા લેવાનું છે કે દરદીને જો માઠા શુકન જણાય

તો તે ઘણા પ્રમાણમા ખરાબ ઠરે છે તે માટે તમારે ચેતતા રહેવુ જોઇએ ”

આ વિવાદ પરથી ડૉકટરને જણાયું કે સુશીલાનું જીવન ભાગ્યેજ લંબાશે જીવનનો ફાંસો લટકતો દેખાવા લાગ્યો ગળામા પડે એટલીજ વાર હતી, એતો મનાઈ ચુકેલી વાત હતી કે સુશીલાને માટે બે વસ્તુ હવે નિર્માણ હતી તે બે વસ્તુ કઈ?

જીવન કે મરણ!

## પ્રકરણ દશમુ.

### જીવ જાનનો સોદો

એ તો સુવિદીત છે કે ડૉકટરના કહેવા પ્રમાણે સરલ સુશીલાનો ઓરડો છોડી નીચે ચાલ્યો આવ્યો હતો ત્યા પોતાની ભારે અજાયબી વચ્ચે તેણે બહેચરપ્રસાદને પોતાને માટે ખોટી થતા જોયો તે બોલી ઉઠયો —

“અહો! બહેચરપ્રસાદ કઇ એકાએક અત્યારે પધાર્યા?”

“કારણ છે, મારા મુરબ્બી! પણ માફ કરજો અત્યારે મને એક તાર મળ્યો છે અને તે આધારે

પહેલી ટ્રેનમાં એક ઘણાજ અગત્યના કામ માટે મારે કલકત્તે જવાનું છે મોહિનીની પણ ખાસ જરૂર છે અહીંથી અઢી વાગ્યાની ટ્રેનમાં ઉપડવાનો ઇરાદો રાખુ છુ એટલે તમારી સાથે વાત કરવાને મને વધારે વખત મળશે નહીં માટે ક્ષમા યાચુ છુ

બહેચરપ્રસાદનુ એકાએક આવવુ અને એકાએક જવાનુ સાભળી સરલ તો ચૂપજ થઇ ગયો તેમા વળી મોહિનીને પણ જવાનુ છે તે સાભળી તેના ગાત્ર શિથીલ થઈ ગયા "શુ મોહિની જશે? ત્યા એની શી જરુર હશે? જાય તો પાછી આવશે કે? મારા પ્રેમની નોધ તેને રહેશે કે?" ઇત્યાદી અનેક તર્ક વિતર્ક સરલને થવા લાગ્યા પાછો બડબડવા લાગ્યો "મને તો નથી લાગતુ કે હવે એ આવે ત્યારે શુ તે સદાને માટેજ જશે?" એ વિચારે તેની છાતી ધડકાવી થોડી વારે બહેચરપ્રસાદ તરફ ફરી બોલ્યો —

"ઘણોજ દિલગીર છુ હુ તો વળી મોહિનીને અહીં રહેવાનો આગ્રહ કરતો હતો ત્યારે એને તો જવાનુ નીકળ્યુ આવા—એકાએક જવાને ભાગ્યેજ તે અનુમોદન આપશે"

"અનુમોદન આપે કે નહિ આપે તે જાણવાની હમણા જરૂર નથી ગરજે ગધેડાને બાપ કહેવા પડે છે મારી જોડે આવ્યા શિવાય તેનો છૂટકો નથી વારૂ! સુશીલાને કેમ છે? હુ ધારુ છુ કે સારૂ હશે"

"તેને સારુ નથી ઉલટી તબીયત વધારે બગડી

છે અને કલકત્તેથી ડૉકટર શરચ્ચુકુમારને તાર કરીને બોલાવ્યા છે, હવે તે આવવા જોઇએ ”

“ પ્રભુ! પ્રભુ!! ઇશ્વર કરે ને એવો વખત ન આવે! મને તો એ માઠા ચિન્હ લાગે છે પણ લાચાર! ડૉકટર શું કહે છે?”

“ તેને આ ચિન્હોમા—ચિકિત્સામા સમજ પડતી નથી ડૉકટર શરચ્ચુકુમારના અભિપ્રાય માટે તે પણ રાહ જુએ છે.”

“ એટલી બધી ગભીર સ્થિતિ છે?” ગ્લાની ચહેરે તે બોલ્યો “ સરલકુમાર! શુ કરુ? મારૂ અચાનક જવાનુ થાય છે, નહિતો હુ કઈક મદદમા પણ આવત અમારા ભાગ્ય હીન કે બીચારી મોહિનીથી પણ રહી શકાય તેમ નથી ”

“ તેમા તમારો શો ઉપાય? પરતુ મોહિનીને અહીં રહેવા દો તો તમારી મહેરબાની!” સરલ બોલ્યો

“ ના, ના એને અહીં કેમ મૂકી શકાય? એની તો મારી સાથે ખાસ જરૂર છે એ નહિ હશે તેમા તમને કઈ હાનિ પહોચે એમ લાગતુ નથી સ્નેહલતા છે ને?”

“ સ્નેહલતા! મારે ને એને બનતી રાસ આવતી નથી હુ એને શુ કરુ? મોહિની કયા અને સ્નેહ-લતા કયા? એ ઉભય વચ્ચે પ્રેમના વિષયમા કેટલો બધો અતર!”

" ત્યારે શુ, સ્નેહલતાને તમારી ધર્મપત્ની બનાવવા તમારી ઇચ્છા નથી ?" હજી સરલનો દૃઢ વિચાર જોવાને બહેચરપ્રસાદે પૂછયું

" ના, ના તે પ્રમાણે મેં એને કહી દીધુ છે, અને તેના હાથનો ઈનકાર પણ કરી દીધો છે "

બહેચરપ્રસાદે અનુભવ્યુ કે સરલ પોતાના વિચારમા દૃઢ છે. તેણે સ્નેહલતાના પ્રેમનો ઈનકાર કીધો છે તેની તેને ખાત્રી થઈ એટલે તે મનમા આનદ પામતો બોલ્યો —

" સરલકુમાર ! એ ઠીક કીધુ હો પણ—હુ અહીં આવ્યો છુ તેની ખબર મોહિનીને આપશો ?"

" કેમ નહિ ? પણ મને એક મહેરબાની કરશો?" સરલે પૂછયુ

" એમા શુ એ તો દુનિઆનો શિરસ્તો છે કે કોઇ વેત નમે તો બીજાએ હાથ નમવુ જ જોઇએ શુ છે બોલો "

" મારે થોડીક મીનીટ સુધી મોહિનીની સાથે ખાનગી વાત કરવી છે તેની સાથે મહાબલી છે, તે હમેશ તેની સાથે રહે છે, એટલે મારાથી એને કઇ કહી શકાતુ નથી મહેરબાની કરીને તમે એને અહીં બોલાવશો ?"

" થોડા વખત માટે એ હુ કરી શકું છુ, પરતુ એક હિંદુ શેઠાણી અને તેની દાસીના અરસપરસ દીલ લાગી ગયા પછી છૂટા પડવુ તેઓને કેવુ કારી લાગે

લાગે છે તેનો એ અજબ નમુનો છે તે ધ્યાનમાં લેવા જોગ છે. સરલકુમાર !"

"એ પ્રશ સનીય છે. સામાન્ય ગાઠ કરતા ક ઇ વિશેષ પડતું મને લાગે છે "

"હશે હુ તેની પડપૂચ્છ કરતો નથી હુ તો એ-ટલુ જ જણાવુ છુ કે તે ક ંકાસ કર્યા વિના દિવસ ગુજારે છે "

"મહાબલીને અહીં બોલાવવી કેવી રીતે?" સરલે પૂછ્યુ.

"અહો ! એમા તે શુ છે? એને કહો કે બહેચર-પ્રસાદ બોલાવે છે મારુ નામ સાભળશે એટલે તેને આવવુ જ પડશે "

બહેચરપ્રસાદને અહીં—દીવાનખાનામા બેસાડી સરલ મોહિનીને મળવા ગયો ત્યા તેણે મહાબલીને પણ જોઈ સ્નેહલતા નહિ હોવાથી બહિર્ભાવે દિલગીર થયેલો જણાયો. અ ત.કરણ તો ક ઈક ઓર આન દના માર્ગમા વિચરતુ હતુ ત્યાં જતા વારને બોલ્યો.—

"મોહિની ! તમારા કાકા અહીં આવ્યા છે "

"મારા કાકા !" વિસ્મય પામતી મોહિની બોલી

"હા તે આજે જાય છે અને તમારે પણ એમની સાથેજ જવાનુ ં છે

"શુ મારે પણ એમની સાથે જવાનુ ં છે?"

"એવુ તેમનુ કહેવું છે. તમારા ખાસ અંગતના કામને માટેજ તેમને કલકત્તે જવુ પડે છે, એટલે તમારે પણ જવાનું છે. અરે પણ—! મહાબલી! તને બહેચરપ્રસાદ બોલાવે છે તે તો કહેવાનુ જ ભૂલી ગયો જા! જા! તે દીવાનખાનામાં ખોટી થતા હશે."

"સાહેબ, મોહિનીને જ્યારે કલકત્તે જવાનુ છે ત્યારે તો મારે એમના કપડાની તૈયારી કરવી જોઇએ પછી હું જાઉં છુ" ધીરે રહીને મહાબલીએ જવાબ આપ્યો

"તારે બીજું કંઈ કરવાનુ નથી બહેચરપ્રસાદને મળ, તે કહે તેટલુ જ તારે કરવાનુ છે સમજી!" પોતાને એકાંત મેળવવાની ઇચ્છાથી મહાબલીને દબાવતો સરલ બોલ્યો

"જો બહેચરપ્રસાદ પોતે બોલાવશે તો હુ જઇશ" સરલના વચનનો અનાદર કરતી દાસી બોલી

"બહેચરપ્રસાદનો તે હુકમ છે તેજ તને બોલાવે છે અને તારે જવુંજ પડશે બોલ, જાય છે કે નહિ?" ભવા ચઢાવીને મહાબલીને વદાય કરવાની ઇચ્છાથી સરલ બોલ્યો

"તમને મારે માટે અણગમો છે તેનુ આ કારણ છે એમ મને લાગે છે સાહેબ! બાકી બહેચરપ્રસાદ મોહિનીને એકલી મૂકીને ત્યા ખાસ બોલાવે એ મને તો ખરૂ લાગતુ નથી" સરલના બોલવા અને ચહેરાપરથી પકડી કાઢી મહાબલી બોલી

"હા! તેમજ છે હુ તને જોવા માગતો નથી" આંખો ઘૂરકાવતો સરલ બોલ્યો

"પણ તેથી કઇ એક દાસીને શેઠાણીની સોબતથી દૂર કરવાની તમને સત્તા નથી સમજ્યા, મારા મહેરબાન!"

"સત્તા છે કે નહિ તે જોવાનુ કામ મારુ છે, પણ તેમા તારે બહુ ડહાપણ કરવાની કઈ જરુર નથી"

"તેની મને ખબર છે, સરલ શેઠ!" બોલતી છ-ણકો કરતી મહાબલી ચાલી ગઈ તેના ગયા પછી સરલે બારણુ બધ કર્યુ, અને મોહિનીનો હાથ પકડ્યો. મોહિની તદ્દન ફિક્કી પડેલી લાગી, અને હાથ પગ લૂલા બની ગયેલા લાગ્યા આ એકદમ રૂપાતરનું કારણ શુ? મહાબલીની જતા જતા થયેલી નેત્રપલ્લવી તેજ મોહિનીના શિથીલ બનવાનુ કારણ હતુ

થોડી વારે સરલ બોલ્યો.—

"મોહિની! આજે આપણે એકલા મળીએ છીએ તેટલા માટે પરમાત્માનો ઉપકાર માનવો જોઇએ તમારા વિના જાણે હુ ગાઢ અધકારમા હોઉ એમ મને લાગે છે મારી આજુબાજુ શુ થાય છે તેની મને ખબર નથી પડતી ખરે! એ કેટલો બધો પ્રેમનો પ્રભાવ!"

"આ એકાત મળ્યો નહિ હોત તો ઠીક થાત, સરલકુમાર!" નાખુશ ચહેરે મોહિનીએ ઉત્તર આપ્યો

"મોહિની! એમ બોલી મારા હ્રદયને બાળો નહિ. એવા શબ્દો સંભળાવી મારા જીગરને પ્રહારો નહિ. પ્રિયે! એવા ભરમમા તમે શું કરવા બોલો છો? આપણે જયાં પતિ અને પત્ની ભાવે જીવન ગાળવાની અભિલાષા ધરાવીએ છીએ ત્યાં ભેદ અને ભરમ રાખવામાં શુ હિત સમાયેલુ છે? ત્યાં તો સ્પષ્ટ કહેવુ જોઇએ અને સ્પષ્ટ થવુ જોઇએ"

મોહિનીએ સરલની સામુ જોયુ. તેણે ટગર ટગર જોયા કર્યું, પછી વિચાર કરી બોલી.—

"પતિ પત્નીના ભાવે જીવન ગાળવા ઇચ્છનારના સબંધમાં ભેદ અને ભરમ અયુકત છે, એ હું સારી રીતે સમજું છુ. પરતુ આપણે તે સ્થિતિ હમણા અનુભવતા નથી" સરલને નાહિમ્મત બનાવી મોહિની બોલી.

"તમે મને ચાહો છો એમ ગઈ રાત્રીએ મને કહ્યુ હતુ નહીં? હવે કેમ ફરી જાઓ છો?"

"હા! મે કહ્યુ હતુ!"

"ત્યારે? શુ તે શબ્દોનોજ પ્રેમ હતો?"

"ના, કદીએ નહિ"

"ત્યારે, તમે મને ચાહો છો, ખરૂ?"

"હા, હુ ચાહુ છુ."

"અને મારાં પત્ની પણ બનશો?"

"ના, એ બનવુ હવે ઘણું અશકય છે સરલ-

કુમાર ! અત્યારે હુ મરી ગઈ હોત તો ઠીક થાત હું ગુન્હેગાર છુ મે મ્હોટો ગુન્હો કીધો છે મે મારી ચિઠ્ઠીમાં તમને લખ્યુ હતુ કે, ' થોડા કલાક ઉપર ભોળવીને હુ તમને ફસાવત, પણ હવે તમને ચેતાવુ છુ કે ખૂબ ખબડદાર રહેજો ! ' એ શાને માટે ? કારણ કે તમે મને પ્રેમ બધનની વિદ્યા શીખવી છે હુ તમને પાયમાલ કરી શકત, એવી સખ્ત રીતે ફસાવત, પણ હવે—તમને બચાવવાની ખાતર હુ મારી જાતનો નાશ કરૂ છુ હુ કહુ છું કે તમારૂ જીવન આફતના ભર દરીએ ગોથાં ખાય છે તોફાની મોજાનો ઘૂઘાટ મને સભળાયા કરે છે. સરલકુમાર ! સુગધી મલીયાગર ચદનના વૃક્ષ પર વસતો નાગ ઘણો બળવાન અને ભયકર હોય છે તેને પાળવો એ પણ ઘણુ કઠીણ કામ છે હુ ફરીથી કહુ છુ કે હુ તમને ચાહુ છુ પણ—પણ હુ ગુલામ છુ હુ સ્વતત્ર નથી પણ પરતત્ર છુ હુ હસમૂખી દેખાઉ છુ તેવી નથી પણ ગમગીનીમા ગીરફતાર થયેલી છુ મારી ચોમેર અભેદ અગોચર ફ્તકામ કરે છે અને તેને હ ફાવવા કોઈ સમર્થ નથી, માટેજ કહુ છુ કે હુ તમારી પત્ની નહિ બની શકુ અહો ! સરલકુમાર ! જો તમને મારે માટે દયા હોય—જો મારે માટે તમારા જીગરમાં પ્રેમની જગ્યા હોય તો હવે વિશેષ પ્રશ્ન પૂછશો નહિ વિશેષ જાણવાની ઈતેજારી રાખશો પણ નહિ નહિ તો આપણા બન્નેનો નાશ થશે ! ! ! ”

મોહિનીના અટકયા વગરના આવા ભાષણથી સરલ તો આભોજ બની ગયો પોતે કયા ઉભો છે તેનુ ભાન પણ તે ભૂલી ગયો .

# પ્રકરણ અગીયારમુ.

## ભેદભર્યો હસ્ત મેલાપ !

સરલ અને મોહિનીના એકાતની સ્નેહલતાને ખબર પડી હોય અને તે એકાતનો આશય સમજવા દોડી આવતી હોય એવા ભાવે સ્નેહલતાને એકાતમા વાતો કરનારાઓએ અચબૂચ દીઠી સરલ સ્નેહલતાની સામુ જોતા વિશેષ ચમકયો તેનો ચહેરો ધ્યાનમા લેતા મોહિનીએ કહેલા એક ભેદની શકા તેને માટે થઈ આવી સચ્ચાઈની રાહે તો સ્નેહલતાના ચક્ષુમા દયાનો ઝરોજ દૃષ્ટિગોચર થતો, પરતુ આત્મા બળતો અને જળતો જયારે ત્યારે જણાતો હતો પુન સરલે સ્નેહલતાના તરફ જોયુ—મનનપૂર્વક અવલોકયુ અને સ્નેહલતાને ભેદુ હોય એમ પુન. તેને ભાસ્યુ

“મોહિની અહીં એકલા હશે એમ ધારીને હુ અહીં આવી છુ મને તમારી ખબર નહોતી, સરલકુમાર ! હુ જાઉ છુ, માફ કરજો ” સ્નેહલતા નમ્રતાથી બોલી

"ના, ના, તમે ચાલ્યા નહિ જાઓ તમારાથી કંઇ છાની વાત નથી હું સ્પષ્ટ કહું છું કે મોહિનીને મારી પત્ની બનાવવા ઇચ્છું છું અને મોહિનીને મોઢથી મારી સ્નેહપત્ની બની રહેવાનો એકરાર કરાવવા આ એકાતનો લાભ લઉં છું" સ્નેહલતાનું એકાએક આવી પડવું નડતર જેવું નથી એમ જણાવવા સરલ બોલ્યો

આ શબ્દોથી મોહિની ફિક્કી પડી તે ખસી કે હાલી શકી નહીં મોહિનીને સ્નેહપત્ની બનાવવાના સરલકુમારે દર્શાવેલા વિચારે કુમળા હૃદયની બાળાનું અંતઃકરણ દુભાવ્યું, છતા પણ એકે દુ:ખનું ચિન્હ તેણે બતાવ્યું નહિ એજ એની સહનશીલતા! અને એજ એની સુખ દુ:ખની સમાનતા! ખરા પ્રેમની આજ વ્યાખ્યા!!

"સરલકુમાર! હું આંધળી નથી તમારી કે તમારા સુખની હું આડે આવવા માગતી નથી તમારી પાસે તમારૂં જીવન છે–સુખનું સાહિત્ય છે પ્રભુ, તમને કનડવાને મને દુષ્ટ બુદ્ધિ પણ ન આપે એવી મારી પ્રાર્થના છે તમે હજી આશાભર્યા છો સુખેથી સંસારનો લ્હાવો લ્યો અને તમારી પત્નિ બનવા ભાગ્યશાળી નીવડેલી મોહિનીને ઘો મારો તો અંતઃકરણનો એ આશીર્વાદ તમને બન્નેને છે કે તમે સુખી થાવ અને તમને બન્નેને સુખી જોઉં એ મારે માટે ઓછું સુખ નથી"

સરલકુમાર આ સાંભળીજ રહ્યો સ્નેહલતાના

પ્રત્યેક શબ્દમાં તેનુ ગાભીર્ય દેખાતુ સ્નેહલતાના બોલથી તેનુ જીગર ભેદાવા લાગ્યું સ્નેહલતા, મોહિનીની અને સરલકુમારની પાસેજ ઉભી હતી—બલ્કે ઉભયની વચમાંજ હતી તેણે આસ્તે રહીને એક હાથમાં સરલકુમારનો હાથ અને બીજા હાથમાં મોહિનીનો હાથ પકડયો આ નવીન દ પતિ પ્રત્યે પોતાના હૃદય બળનો અખતરો કીધો. એ બન્નેને ઈલ્મી અરાર લાગી સરલે કિંવા મોહિનીએ હાથ પાછા ખેચ્યા નહિ ધીરે ધીરે સ્નેહલતાએ બન્ને હાથ પાસે આણી સમ્પૂર્ણ દ્રઢતાથી નીચે પ્રમાણે બોલી હસ્ત મેલાપ કરાવી દીધો.

"પ્રભુ રક્ષીત સરલકુમાર ! લ્યો આ તમારી હૃદયેશ્વરીનો હાથ ! અને તેની સાથે ભવાટળીમા પ્રયાણ શરૂ કરો તમે બન્નેએ ઈચ્છી રાખેલી સર્વ કામના પ્રભુ તમારી પૂરી કરે એવી મારી હૃદયપૂર્વક ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે" મનુષ્ય દેહ કલ્પ વૃક્ષના જેવો છે જેવી જેવી ભાવનાઓ કરશો તેવી તેવી સીદ્ધિઓ તમને પ્રાપ્ત થશે. માત્ર તમે બન્ને તમારી જાતને અને અન્યોઅન્ય વફાદાર રહેજો"

હસ્ત મેળાપ થતા મોહિની નિદ્રામાથી જાણે જાગૃત થતી હોય, કઈક નવોજ દેખાવ જોતી હોય તેમ ભડકતી બોલી—" સ્નેહલતા ! તમારી ભુલ સુધારવામા મે વિલબ કર્યો તેને પરિણામેજ તમે આટલુ પગલુ આગળ ભરી શકયા છો આને માટે ખરેખર મને ઘણોજ ખેદ ઉપજે છે આવા

દેખાવમા હુ એક પાત્ર બની એ મારી ભુલ નહીં તો મારૂ કર્મભાગ્ય તો ખરૂંજ તમે સરલકુમારને ચડાતાં હશો અને તમારો વિવાહ સરલકુમાર જોડે થયો હશે એ વાત તો મને લીલાપૂર આવ્યા પછીથીજ ખબર પડી છે તમે સરલકુમારને ખરા અંત કરણથી ચહાવ છો એ વાત હુ જાણુ છુ અને તે ઈનકાર કરવા માગતી નથી તમારા સબધી માહીતી મળવા બાદ જે જે બન્યુ છે તેને માટે હુ ગુન્હેગાર છુ તમારી આડે આવવાનો મને જરા પણ હક્ક નથી જો મને આવી પહેલેથી ખબર પડી હત તો હું સોગદ ઉપર કહુ છુ કે હુ આ વખત આવવા દેત નહીં, પણ લાચાર! હવે હુ ના ઈલાજ છુ, અને મને જણાવવાને ક્ષમા કરશો કે સરલકુમારે મારૂ મન હરી લીધુ છે પણ આથી તમે ચમકશો નહીં, કારણકે આ વાત અહીંથીજ અટકે છે તમે અહિયાં આવ્યા તેની અગાઉ થોડી મીનીટ ઉપરજ હુ સરલ-કુમારને કહી ચુકી છુ કે—મારાથી તેમની પત્નિ થઈ શકાશે નહીં અને હવે—”

મોહિની પોતાનુ હૃદય ખોલતી હતી એવામાં બારણુ ખખડવાનો અવાજ સભળાયો, અને બારણું ઉઘડતા બહેચરપ્રસાદની પધરામણી થઈ અદર આવી જરાપણ શ્વાસ લીધા વિના તે બોલ્યો

“તમને વખતની બીલકૂલ કદર નથી હું કયાં સુધી બહાર ખોટી થયો આજે તો તમે મને બહુજ કંટાળો આપ્યો છે અરે પણ સ્નેહલતા! તમે પણ

અહીં છોને શું? મેં તો તમને જોયાંજ નહિ હો! આજ કંઈ વિશેષ આનંદમાં હો તેમ લાગે છે."

"એવી ખોટી ખુશામત મને ગમતી નથી મ્હેરબાની કરી હવે બસ કરો"

"અરે પણ એટલામા ખોટુ શું લગાડી દો છો હુ તો વૃદ્ધ રહ્યો, એટલે ફાવે તે બોલવાનો મને પરવાનો છે સમજ્યા!"

"ન્હાના મ્હોટાનો કઇ એમાં સવાલ નથી ખોટી ખુશામત કરવી એ અનુભવિનું કે વૃદ્ધનુ કામ નથી"

"હશે વખતે, ત્યારે તો," ભોઠો પડતો બહેચરપ્રસાદ બોલ્યો

"મી બહેચરપ્રસાદ! જુઓ આજે સ્નેહલતાનો મીજાજ અસ્વસ્થ છે એને વધારે નહિ બોલાવો" બહેચરપ્રસાદને વધારે ટપાટપીમા નહિ ઉતરવા દેતા સરલ વચ્ચે બોલી ઉઠયો.

"મોહિની! ઘડીઆળમા સાડા અગીઆર થયા છે હવે ત્રણ કલાક છે તે વખતમાં બગલે જવુ, સામાન તૈયાર કરવો, અને અઢી વાગ્યાની ટ્રેન પકડવી, એ બધુ થવું જોઇએ આપણે આજે કલકત્તે જવા માટે ઉપડીએ છીએ એ તો સરલકુમારે તને કહ્યુ હશે" સરલના અટકાવ્યાથી સ્નેહલતા સાથે વાત કરતો બંધ થઈ મોહિનીને બહેચરપ્રસાદ કહેવા લાગ્યો.

"હા! પણ જવાનુ એકાએક થયું છે."

"બેશક ! સમયને માન આપવુંજ પડશે આપણે બધા તેના ગુલામ છીએ "

એવામા મહાબલી આવી અને તેને જોઈ મોહિની બોલી:—

"મહાબલી ! ચાલ, જલદી કર આપણે આપણી તૈયારી કરવી જોઇએ " આટલુ બોલી દાસીની સાથે તે કામમાં રોકાઈ ગઈ

સરલ બહેચરપ્રસાદની જોડે બહાર આવ્યો અન બીજી રુમમા વાતોના ગપાટા મારવા બેઠા

"સરલકુમાર ! તમે સ્નેહલતાને પરણ્યા હોત તો તમારૂ જીવન એક બોજારૂપ થઈ પડત નહિ વારુ ?" બહેચરપ્રસાદે પોતાનુ પોત પ્રકાશવા માડયુ

"તમારુ એવુ ધારવુ છે ?"

"હા નિસ્ગ શય રીતે તેનો સ્વભાવ એક છ છે-ડાયેલા સર્પના જેવો છે, તેના જીગરમા ઝેર છે "

જાણે સર્પ ડ શ પોતાને હમણા થયો હોય એમ ધારી સરલ એકાએક ચમકયો તે થોડાક વખત પર મોહિનીને લીધે મરણ પથારી પર પડેલી પોતાની સુ-શીલા બ્હેનનુ લક્ષ તદ્દન ભૂલી ગયો હતો. તે પણ યાદ આવતા પાછો વિશેષ ચોકયો "ઝેર" શબ્દથી વધારે ને વધારેંક પારી સરલને સ્ફુટી સુશીલાને ઝેર તેણેજ આપ્યુ છે એમ તેને પુન ભાસ્યુ 'શુ બહે-ચરપ્રસાદનું ધારવુ ખરુ હશે ?' એવો સવાલ પો-

તાના મનને વાર વાર પૂછવા લાગ્યો  દીર્ઘકાળે તેણે ઉત્તર આપ્યો —

"બહેચરપ્રસાદ ! મને લાગે છે કે તમારુ કહેવુ ખરૂ હશે "

"મારા મુરબ્બી ! તેમજ છે  હુ હજી કહુ છુ કે સ્નેહલતાથી ચેતતા રહેજો "

સરલ પાછો ચમક્યો અને વધારે ને વધારે ગુચવાતો ગયો  તે પોતાની ખુરશી ઉપરથી ઉઠયો અને બે ચાર વખત આમ તેમ હેરા ફેરા કર્યા અને કઇક બડબડતો જણાયો  તે કઇક કહેવા જતો હતો એટલામા એક ઉચા જરી કામની કાશ્મીરી શાલ ઓઢી પ્રેમના કટાક્ષ મારતી સ્મિત વદને મોહિની મહાબલીની સાથે આવી ઉભી રહી  ગાડી બહાર ઉભેલીજ હતી તેમા તે સર્વ બેઠા, અને "સાહેબજી" ના પોકાર વચ્ચે ગાડી ઉપડી અને દોડી

---

## પ્રકરણ બારમુ.

---

### હા ! પણ તે સ્વપ્નુ જ છે !

સૂર્યાસ્ત થવા આવ્યો  ડૉક્ટર શાન્તિકુમાર હજી સુશીલાની પાસે બેઠેલોજ છે  તે ઘડી ઉઠતી ઘડી બોલતી અને ઘડી ચમકતી રહેતી, પણ પોતાની દીલ-

ચાલનુ પોતાને ભાન રહેતુ નહિ હમણા તો તે પાસુ ફેરવીને સુતેલી જણાતી હતી શાતિકુમાર ઘડીઆલ જોઈ બોલ્યો.—"હવે ડૉકટર શરચુકુમારને આવવાનો વખત થયો છે" એટલામા તો એક નોકરે અ દર આવી ખબર આપી કે ડૉકટર શરચુકુમાર આવ્યા છે

"કયા છે?"

"આ રહ્યા" નોકરે ઉત્તર વાળ્યો ડૉકટર તુર્ત અ દર દાખલ થયા અને એક બાજુની ખુરશીપર બેઠા

શરચુકુમારની વય આશરે સાઠ ઉપરની હશે, પણ તેના શરીરનો બાધો ૪૦ કે ૪૫ વર્ષનો લાગતો હતો તેના ચહેરામા અને ચક્ષુમા બહોળા અનુભવની રેષા દોરાયલી જણાતી હતી તેનુ બોલવુ ઘણુ જ ધીમુ પણ વિચારપૂર્વક હતુ તેના ઉપચારો ઠ ડા પણ અસરકારક હતા તેણે પોતાની ખુરશી ખસેડી, અને સુશીલાની નાડ હાથમા લીધી તેની સામુ બારીકીથી જોઈ ડૉકટર શાતિકુમાર પ્રત્યે બોલ્યો —

"શાતિકુમાર! શુ હકીકત છે?"

શાતિકુમારે બનેલી બીના ટુ કમા તેને સમજાવી તે સાભળ્યા પછી પુન નાડ હાથમા લઇ બોલ્યો.—

"સ્થિતિ ભય કર છે—ઘણીજ ભય કર છે માદગી કયારે થઈ?"

"આજ ત્રણ દિવસ થયા"

"સુશીલા તેનુ કારણ શુ દર્શાવે છે?"

"એક વખત થોડો દ્રાક્ષાસવ લીધેલો હતો તે તેને રુચ્યો નહિ એવુ તેનુ માનવુ છે તે લીધા પછીજ બીમારી જણાઇ. મારી દવાથી કાલે સારૂ હતુ અને આશાભર્યું જીવન લાગ્યુ, પરતુ ગઈ રાત્રે છેલ્લો ભાગ આપ્યા પછી તબીયત વધારે ભયકર બની છે"

"તે દવાવાળી શીશી અહીં છે?"

"હા આ રહી તે"

તે એક ન્હાની શીશી હતી શરચુકુમારે તેનો બૂચ ઉઘાડયો અને શીશી સુઘી જોઈ. બારીકીથી ત પાસતાં દવાના બે ચાર ટીપા રહી ગયેલા તેને જણાયા તેણે શીશી ઉધી કરી આગળી પર ટીપા પાડયા અને જીભ પર લગાડયાં. સ્વાદમા કઈ વિચિત્રતા લાગી. બારી આગળ આવી સૂક્ષ્મદર્શક યત્રથી શીશીમાં અને બૂચ પર જોયુ અને બોલી ઉઠયો—"તેની કઈક ગાબીતી અહીં છે"

"શુ છે?" શાતિકુમારે પૂછયુ

"શાશીના મોઢા પર અને બૂચ પર થોડી સફેદ ભૂકી ચોટેલી દેખાય છે એ દવાનુ પ્રથકરણ કરવુ જોઇએ"

"એ ભૂકી મારી ધ્યાનમા આવી નહિ" બોલી શરચુકુમારના હાથમાથી શીશી ડૉક્ટરે લીધી તેને બૂછ દઈ એક કાગળમાં વીંટાળી બરોબર બન્ને બાજુએ સીલ કીધી.

"સુશીલા જેને આરોપી ઠેરવે છે તે બાલા કોણ છે?" શરચ્ચુકુમારે આગળ પૂછ્યુ.

"સુશીલાની ખાસ-અંગત બ્હેનપણી બલ્કે એક બ્હેન જેવીજ છે."

"અને તેણે સુશીલાની માવજત રાખી?"

"હા! સરલકુમાર કોઈ એક નર્સને લાવવા માગતા હતા પણ સ્નેહલતાએ તે બાબત વાંધો ઉઠાવેલો હોવાથી તેમ કરવામાં આવ્યુ નહોતું"

"ત્યારે સ્નેહલતાએ બધી દવા પીવડાવી હતી?"

"હા!"

"છેલ્લો ભાગ પણ, ખરૂ?"

"હા!"

"એ બેની વચ્ચે કઈ અસતોષનુ કિંવા તકરારનુ કારણ મળ્યુ છે?"

"નહિ જરા પણ નહિ."

"મને લાગે છે કે ત્યારે એમા કાઈ પ્રપચ હોવો જોઇએ વારુ તમને પરિણામ કેમ ભાસે છે?"

"પરિણામ તો નિરાશાનુ જ છે"

"બરોબર છે અત્યારે તાવ પણ વધારે છે"

"તમે શુ સલાહ આપો છો?" શાતિકુમારે પૂછ્યુ.

"મારો એવો વિચાર છે કે એક વખત તો એન

બેઠી કરવી; અને ઝેરના લગતા આરોપ માટે મુદ્દાસર વીગત જાણવી જોઇએ ”

“ મારૂ પણ એમજ માનવુ છે ”

“ સ્નેહલતા અહીં છે ? તેની તપાસ લેવાની આકાક્ષાથી શરચ્ચુકુમારે પૂછ્યુ

“ હા ! ”

“ ત્યારે એને આપણે બોલાવીએ અને સુશીલાની રૂબરૂમાજ સાચુ જુઠુ જોઇએ સરલકુમાર પણ આવે તો સાક્ષી તરીકે કામ લાગશે ”

શાતિકુમારે શરચ્ચુકુમારની સુચનાને અનુમોદન આપવા એક ઘ ટડી વગાડી, અને સરલ તથા સ્નેહલતાને ઉપર બોલાવી લાવવા અ દર આવનાર નોકરને જણાવ્યુ સરલ થોડી વારે ત્યા આવી પહોચ્યો હજી સ્નેહલતા આવી નહિ નોકરે પાછા આવી ડૉકટરને સ દેશો આપ્યો “ સાહેબ ! તે રસોઇના ઓરડામા છે તેમની તબીયત ઠીક નથી તેથી આવવા અશકત છે એમ જણાવે છે ”

સ્નેહલતાના આ સ દેશાથી શ કાશીલ મનને વધારે પુષ્ટી મળી શરચ્ચુકુમારે તેને ફરી કહેવડાવ્યુ કે તમારે આવવુ જ પડશે કેટલીક મીનીટ વીતી ગઇ હજીએ સ્નેહલતા આવી નહિ સુશીલાએ હવે આખ ઉઘાડી અને ચૈતન્યના ક ઇક ચિન્હો બતાવ્યા તેણે શાતિકુમારને ઓળખવા યત્ન કીધો પણ ઓળખી શકાયું નહિ બારણુ ઉઘડયુ અને ચુપકીથી મોઢુ

ઢાકતી સુશીલાના માથા આગળ આવીને સ્નેહલતા ઉભી. સ્નેહલતા મોંઢુ ઢાકી વ્હીતી વ્હીતી આવી એ શંકાશીલ મનને બીજી પુષ્ટી મળી. વાંચક ! આ મોંઢુ ઢાંકવાની શી જરૂર સ્નેહલતાને પડી ? શું તે ખરેખર ગુન્હેગાર હતી ? તે છાતી ફાટ રડતી હતી. તેની આખ્યો લાલચોળ થઈ સુજી આવી હતી. આ રડવું કોઇને ખબર નહિ પડે એટલાજ માટે તેણે પોતાનું મોઢુ ઢાકયુ હતું તેણે સુશીલાનો એક હાથ પોતાના હાથમાં લઈ પૂછયું —

"વ્હેન સુશીલા ! હવે તમને કેમ છે ? મને ઓળખો છો ?"

સુશીલા કંઇ જવાબ આપી શકી નહિ.

"જરાક જો. બારીકીથી જો વ્હેન !" શાંતતાથી સ્નેહલતાએ ફરી પૂછયુ

"અહા ! ખરે ! પણ એ સ્વપ્નું છે—તદ્દન સ્વપ્નુજ છે" સુશીલા આખરે બબડી

"ના, તે સ્વપ્નું નથી તે સાચું છે."

"તદ્દન સ્વપ્નું—તદ્દન સ્વપ્નુ જ છે" સુશીલા પુનઃ બબડી.

"નહિ સુશીલા ! તે સ્વપ્નું નથી મારી સામુ જુઓ મારી તરફ નજર કરો. હું કોણ ? તમારી ખાતર સ્વાર્થનો ભોગ આપનાર સ્નેહલતા !"

"હજી પણ સ્વપ્નુ !" પુન બોલી

"સુશીલા! તમે મારી ખાતર હોશીઆર થાઓ. મારી દયા આણો અને જણાવો કે હું આરોપી છુ કે નહિ."

સુશીલાએ તેની સામું જોયું અને બોલી:—

"તે અજાયબીભર્યું છે. તેમાં તદ્દન અજાયબીજ છે તે સ્વપ્નુ છે ખરે તે તેમજ છે."

હજી સ્નેહલતાની આંખમાંથી ચોધાર અશ્રુ પડતાજ હતાં. તે તે રોકી શકી નહિ તેનાથી પહેર્યાં વસ્ત્રો અર્ધ ભીંજાયલા જેવા થઈ ગયા હતા

"જરાક યત્ન કરો, સુશીલા! અને તમારી બ્હેનપણીને માટે તમે શું કહ્યુ છે તેનો ખ્યાલ કરો." શાંત રહીને શરચુકુમારે દરદીને પ્રશ્ન કીધો.

"આરોપી! હા! હું તે જાણું છુ ઝેર—!"

"હા. પણ તેનું શુ?" શરચુકુમારે પૂછ્યુ

"તે સ્વપ્નુ છે" અચકાતી અચકાતી સુશીલા ફરી બોલી

"તે સ્વપ્નું હોય તો સ્વપ્નુ, પણ તેની હકીકત મને જણાવો હુ તે જાણવા ઇતેજાર છુ"

"તેમા કંઈ ભેદ છે. હુ તે માની શકતી નથી; છતાં તે ખરુ હોવુંજ જોઇએ તે વખતે લગભગ દોઢ થયો હતો—દોઢ થયો હશે અહા! કેવુ ભયંકર સ્વપ્ન! મને તે કેમ આવ્યુ?—દવાની શીશી ત્યાં પડી હતી મે તેને મારી પાસે આવતાં જોઇ—તે વાકી વળી શેને માટે તેની મને ખબર નથી—ના,

તેમા ક ઇ ભેદ છે." આટલુ બોલી ભારે નિશાસો મૂકયો અને આખ બ ધ કરી થોડી વારે પાછી બોલી —"હા મને યાદ છે કે તે વખતે દોઢજ થયો હતો તે ટેબલ આગળ ગઈ મારાથી તેનુ મોઢુ જોઇ શકાયુ નહિ ઝીણો દીવો બળતો હતો—તેના અજવાળાથી હુ પારખી શકી"

તે પુન અટકી અને પુન ભારે નિશ્વાસ નાખ્યો ડૉકટર શાતિકુમારે સુશીલાનો હાથ ધીરે રહીને ઝાલ્યો અને પૂછયુ —

"સુશીલા! મને કહો કે તે કોણ હતુ?"

"અરે પણ તે સ્વપ્નુ હતુ એવુ ભય કર! શા માટે?" તે પાછી બબડી.

"પણ સ્વપ્નનો અ ત શો આવ્યો?"

"ઘણોજ ભયભરેલો મારે શા માટે કહેવુ જોઇએ?"

"તમારે તે કહેવુ જ પડશે અમારે તે જાણવાની જરૂર છે"

તેણે પાછુ કહેવાનુ શરુ કીધુ —"શુ થવાનુ છે તેની મને અગમચેતી હતી પણ હુ કઈ બોલી શકી નહિ મને જાદુઈ અસર લાગી હતી તેણે એક સફેદ કાગળનુ પડીકુ લીધુ—તેમાથી દવા કાઢી અને શીશીમા નાખી પડીકુ પાછુ મૂકી દીધુ આ દેખાવથી હુ હબકીજ ગઇ પાછી જાગી—મને એ બધુ સ્વપ્ના જેવુ લાગ્યુ પછીથી દવા પીધી ત્યાર પછી

મને ખાત્રી થઈ કે તે સ્વપ્નજ હતુ " સુશીલા એટલુ બોલતાં થાકી ગઈ અને માથુ નાખી દીધુ

"પણ તે કોણ હતુ તે કંઇ તમે કહ્યુ નહિ" શાંતિકુમારે પૂછ્યું

સુશીલા ઘણી ગૂંચવાઇ ગયેલી જણાઇ બોલવા કરતા વધારે બોલી છે એમ તેને લાગ્યુ તેણે આમ તેમ આંખ ફેરવી અચાનક સ્નેહલતાપર તેની નજર પડી તે ચમકી અને બોલી ઉઠી —

"તે રહી!"

"અહો! સુશીલા! સુશીલા! જરાક દયા આણો શુ બોલો છો તેનો જરા વિચાર કરો નિરપરાધીને અપરાધી કેમ બનાવો છો!" એટલુ બોલતી જમીન પર સ્નેહલતા તમ્મર ખાતી પડી ભાન આવતા તે પાછી બોલી.—

"મને લાગે છે કે સુશીલા કોઈ ફરેબગારના દબાણમા છે—તેમજ હોવુ જોઇએ. મારા પર જે આરોપ મૂકે છે તેની મને કંઇ ખબરજ નથી પ્રભુ મારુ અને અને સુશીલાનુ આયુષ્ય લંબાવે તો ખરા ખોટાની ખાત્રી થાય"

"તમારી પાસે કંઈ પડીકુ હતુ?" શરચ્ચુકુમારે પૂછ્યુ

"નહિ છતા ટેબલના ખાનામા કંઇ પડ્યુ હોય તો જુઓ" સ્નેહલતાએ નીખાલસ હૃદયથી જવાબ આપ્યો.

સરલકુમારે ઉઠીને ખાનુ ખોલી જોયું તેમાં આગળ પડતી વસ્તુઓમા, અ ગુઠી, ચાવીનો ઝૂમખો, ચાકુ વિગેરે જણાયુ છેક અંદર એક પડીકું જોવામાં આવ્યુ તે બહાર ખેચી કાઢયુ અને તે ખોલી જોતા એક બીજા કાગળમા પડીકુ વીટાળેલુ જણાયું તે ઉકેલતાં વળી ત્રીજો કાગળ જણાયો. ઉપરાછાપરી ત્રણ કાગળે સરલને વધારે વહેમી બનાવ્યો કાગળનું ત્રીજુ પડ પણ ખોલ્યુ અને તેમા એક અધોળ જેટલી સફેદ દવાની ભૂકી જણાઇ એ પડીકુ શરચુકુમારને આપતા શરચુકુમાર અચ બો પામતા બોલી ઉઠયા.—

"ઝેરની આ બીજી સાબીતી છે"

સ્નેહલતા હજુ હાલ્યા ચાલ્યા વગર એમને એમ ઉભી છે પડીકામા શુ છે તે તપાસાય ત્યા સુધી તે અબોલ રહી હવે તે બોલી:—

"હુ તે રાત્રે ઘણી થાકી ગઈ હતી તેથી મને ઝોકું આવ્યું હતું. ત્યાર પછી દવા આપવા ઉઠી ત્યાં સુધીમાં શું બની ગયું તેની મને ખબર નથી બાર વાગે મારી ઘડીઆલને ચાવી આપવા હુ ઉઠી મહાબલી તેજ વખતે અહીંથી ગઇ હતી

"આપણે સ્નેહલતાનો બચાવ નહિ સાભળવામાં મ્હોટી ભૂલ કરીએ છીએ" શરચુકુમારે શાતિકુમાર અને સરલ પ્રત્યે સંબોધ્યું.

"પણ મને તમે આરોપી ગણો છો એમ હુ માનતી નથી."

"હું માનું છુ." સરલકુમારે જવાબ આપ્યો.

"તમે ભૂલો છો."

"ના. મારી માન્યતા ખરી છે હું જે કહુ છુ તે સાચું છે."

"પ્રભુ! આ અબળા પર ત્યારે તો દયા કરો! શુ મને કોઇ નહિ બચાવે?"

"સ્નેહલતા! તમે ગભરાવ નહિ મને તમારે માટે દયા છે દયાનો પ્રવાહ દુનીઆમાથી કંઈ છેકજ નાબુદ થયો નથી." સ્નેહલતાને આશ્વાસન આપતા ડૉકટર શરચુકુમાર બોલ્યા.

આ વચન દુ:ખીઆના દિલાસા જેવા સ્નેહલતાને લાગ્યા તેનુ હૈયું ભરાઇ આવ્યું. ડુમો પણ ઉભરાયો અને રોતી રોતી પોતાનું માથુ શરચુકુમારના શરીર પર નાખતી નીચેના શબ્દો બોલી બંધ થઈ ગઈ "મારૂં હૃદય ચીરાય છે!"

---

## પ્રકરણ તેરમુ.

### ચેતવણી!

સ્નેહલતાને પડેલો શબ્દોનો માર કંઇ થોડો નહોતો. તેના પર મૂકાયેલો આરોપ કંઈ જેવો તેવો નહોતો. તેમજ તેની થયેલી સ્થિતિ પણ જેવી તેવી કઢંગી

નહોતી આવુ છતા તે અબલા હિમ્મત રાખી રહી હતી એ એનો ગુણ ઓછી પ્રશસાને પાત્ર નથી તેણે દૃઢ વિચારથી કહ્યુ—

" મારા પર જે આફત આવી પડી છે તેને હાલ તો મારે શરણ થવુ જ પડશે એમ મને લાગે છે મારી મોઢાની દલીલ હુમણાં મારો બચાવ કરી શકે તેમ નથી હુ તમારે શરણે છુ તમારે ફાવે તે કરો ડૉકટર શરચ્ચુકુમાર ! તમારા આશ્વાસનના વચનને માટે કૃતાર્થ છુ "

" હજી પણ હુ તમને નિરપરાધી માનુ છુ સ્નેહલતા ! આ બનાવમા કઈ પ્રપચ રચાયલો છે અને તે અમારે જાણવુ તો જોઇશેજ ભલે પાછળથી તે પ્રપચ નથી એમ જણાય તો હરકત નથી જ્યા સુધી એનો નિર્ણય આવે નહિ ત્યા સુધી તમારે અહિ જ રહેવાનુ છે " શરચ્ચુકુમારે કહ્યુ

" જો તમારી એવીજ ઇચ્છા હોય તો તેને માન આપવા તૈયાર છુ, પરતુ આવી સ્થિતિમા ઘેર જવાનુ હુ વિશેષ પસદ કરૂ છુ "

" હુ ધારૂ છુ કે તમે અહીંજ રહો આ બનાવની ડીટેકટીવ ખાતામા ખબર આપી છે એટલે હમણા તમારે અહી રહેવામાજ ફાયદો છે " શરચ્ચુકુમારે જવાબ આપ્યો

સ્નેહલતાએ શરચ્ચુકુમારનો હાથ પકડી કરગરતી હોય એવો ભાવ દર્શાવ્યો સરલથી આ જોઈ શકાયુ

નહિ તે તેનો તિરસ્કાર કરતો બોલ્યો —“ મનુષ્યનુ એવુ કર્તવ્ય નજ હોવુ જોઇએ કે જે તેને પાછળથી પસ્તાવો કરાવે ”

“ પ્રભુ ! તમારા વહેમને દૂર કરે ” દિન વદને સ્નેહલતાએ સરલને જવાબ આપ્યો

સરલ તેનાથી દૂર ખસ્યો, અને સ્નેહલતા તે ઓર-ડામાથી ચાલી ગઈ

“ શરચ્ચુકુમાર ! સુશીલાની સ્થિતિ કેવી ધારો છો ? આશાનુ કઈ જીવન લાગે છે કે નહિ ? ” સરલે ડૉકટરનો અભિપ્રાય જાણવા પૂછયુ

“ તમારે માઠાને માટે હોશીઆર રહેવુ જોઇએ ”

“ ત્યારે તમને કઈજ આશા નથી ? ”

“ હુ તે કઈ ચોકકસ કહી શકતો નથી ઝેરી પદાર્થથી બચવાને કઈ આશા છે ખરી, તથાપિ તે બહુ કઠીણ અને અસભવીત લાગે છે ”

શરચ્ચુકુમારનો અભિપ્રાય જાણી દુખી ચહેરે સરલ નીચે ઉતર્યો બન્ને ડૉકટરો એકલા પડયા કેટલીક ઘટતી સલાહ અને તપાસ થઈ અને ત્યાર બાદ પોતાના મિત્ર ડૉકટરની રજા લઈ શરચ્ચુકુમાર ઉઠયો

શરચ્ચુકુમારને વદાય કરી શાતીકુમાર સરલના ઓરડામા ગયો સરલ એક ખુરસી પર બેઠો બેઠો વિચાર કર્યા કરતો હતો શાતિકુમારને આવતા જોઈ સરલ બોલ્યો ?—

"ડૉકટર ! આ બનાવે તો મને ઘેલો બનાવી મૂકયો છે"

"પણ તેમા તમારી ભૂલ છે"

"એટલે ?"

"સ્નેહલતાને આરોપી ઠેરવવામા તમે સાહસીક—વગર વિચાર્યું—પગલુ ભરો છો. તેને આરોપી ઠેરવવામા તમારી અગર મારી પાસે પૂરતા મજબૂત કારણો નથી હજી તો તે નિર્દોષ છે એવી નિર્દોષ બાળા પ્રત્યે એટલા બધા ઘાતકી ન થાઓ સાબીત થયા પછી તમારે જે કરવુ ઘટે તે કરજો"

"મારો વિચાર દર્શાવવાને મને હક છે" ભાર દઈને સરલ બોલ્યો

"પણ આવી ઘાતકી—નિષ્ઠુર રીતે નહિ"

"હું નિષ્ઠુર નથી"

"પણ તમને સ્નેહલતા માટે તિરસ્કારની લાગણી છે તે તો તમે ના કબૂલ નહિજ થશો"

'ના, મને કોઈ પણ જાતની તેને માટે તેવી લાગણી નથી પણ તમારો શો અભિપ્રાય છે?"

"હાલ કહેવા તે હુ ના પાડુ છુ"

એટલુ તો તમે કબુલ કરશોજ કે આ બાબતમા તેને માટે મજબૂત શક છે"

"તેના પર શક જવાના કેટલાક કારણો છે તે હુ કબૂલ કરૂ છુ અને તેજ કારણોથી નિર્દોષ બાળા

સપડાઈ ગઈ છે. સુશીલાની સાથે લાબાવર્ષનો સ્નેહ-લતાનો ગાઢ પરિચય—તેમની હૃદયની ગાઠ—તેમની ઐ-ક્યતા—તેમના સુખ દુ:ખમાં થયેલી અને થતી અરસ-પરસની સહાયતા દર્શાવી આપે છે કે સ્નેહલતામાં આવો દુષ્ટ વિકાર ભાગ્યેજ દર્શન દે. તે ઉપરાંત ન્યાયની અદાલતમા ગુન્હેગાર ઠરાવ્યા શિવાય કોઇને ગુન્હેગાર ગણવાનો આપણને હક નથી." નિર્દોષ સ્નેહલતાનો બચાવ કરતો શાતીકુમાર બોલ્યો

"તેના હિમાયતી થવાને તમને શું કારણ છે ?"

"એક ગૃહસ્થના ઉમદા ખવાસના હકથી, અને બીજું અનાથ બાળાને ઉગારવાના ઈરાદાથી"

"તમારા આવા દ્વીઅર્થી શબ્દોમા મને સમજ પડતી નથી એક ક્ષણે મારી બ્હેનના જીગરનો પક્ષ તાણો છો અને બીજી ઘડીએ તેનુ ખુન કરનારનુ ઉપરાણુ ખેચો છો"

"એમાનું હુ કંઈજ કરતો નથી ન્યાયની દૃષ્ટીથી આ બાબત ધ્યાન પર લેવાય એટલુંજ જોવા માગુ છુ પરંતુ એક મિત્ર તરીકે કહેવા માગુ છુ કે એ બીચારી દુ ખી બાલા તરફ દ્વેશ ભાવનુ વર્તન ન રાખશો."

"એટલે તમે શુ કહેવા માગો છો ?" ખુરશી ઉપરથી ઉઠતો ડૉકટરને દમ દેતો સરલ બોલ્યો

"મહેરબાન, શાત થાઓ એમ આકળા ન થાઓ. તમારી ખાનગી બાબતોમા હુ વધારે ઉડો

ઉતરવા માગતો નથી પણ એટલુ તો કહીશ કે મોહિનીમાં તમે અ જાઈ ગયા છો અને તેના કહેવા મુજબ—"

"બીલકુલ નહિ " પાછો ક્રોધ ભર્યો જવાબ અરલના મોઢામાથી નીકળ્યો

" હુ જે કહુ છુ તે સાચુ જ છે " હિમ્મતથી ડૉકટરે પ્રત્યુત્તર આપ્યો

" કદાપી હશે તોયે તે સ બ ધમા વચ્ચે બોલવા હુ તમને અટકાવુ છુ અને ચેતાવુ છુ કે તે સ્રીની સ બ ધમા ખબડદાર જો ભવિષ્યમા બેઈજ્જતની વાત કીધી તો ! " ભવા ચઢાવી અરલ બોલ્યો

" એવી તમારી ધમકીને હુ ગણુતો નથી મોહિની એક તદ્દન ત્રાહીત છે તેની મને ખબર છે તેમ બહેચરપ્રસાદ કોઇ પરદેશી છે તે પણ હુ ભૂલી જતો નથી. અને માટે પણ હુ શ કાશીલ છુ "

" શુ બહેચરપ્રસાદ ! "

" હા, હા ! "

" તે તો એક ગૃહસ્થ છે ઉમદા ગુણોથી નવાજેશ થયેલો એક બાહોશ પુરૂષ છે તેને માટે શ કા કરવી વ્યર્થ છે "

" તે હશે, તબતે પણ મારો મત આપવાને મને હક છે અને તે આધારે હુ કહુ છુ કે મારા બોલવામા કઈક ગૂઢ આશય સમાયેલો છે "

સરલ, ડૉકટરના સંવાદથી વધારે ઉશ્કેરાયો તેનાં વ્હાલાં માણસો પ્રત્યે થતો કટાક્ષ તેનાથી ખમાયો નહિ તે રાતોચોળ થઈ ગયો હજી વધારે ટપાટપી થાત પણ એવામા તેનો નોકર એક વીઝીટીંગ કાર્ડ લઇને અંદર દાખલ થયો નોકરના અંદર આવવાથી બન્ને શાત પડયા વીઝીટીંગ કાર્ડ પર "**મી० મલીક રૉય**" નામ હતુ

## પ્રકરણ ચૌદમું.

### સુશીલાનું અવસાન.

સરલની સાથે થયેલા વાક્યુધ્ધનો અત આણી શાંતિકુમાર પાછો સુશીલાના ઓરડામા આવ્યો. પુન તેણે તેની તબીયત તપાસી અને પહેલાના જેવીજ તેને લગભગ લાગી તેની નાડની મદ ગતિ એજ તેની તબીઅતમા ફેરફાર હતો કોઇ પણ મનુષ્યને મરણ પથારી પર પડેલી સ્ત્રી પાસે બેસી રહેવું એ ખરેખર દુઃખદાયક છે; અને તેમાં વળી સુશીલાને પત્નિ તરીકે ઇચ્છનાર શાતિકુમાર જેવા ડૉકટરને, પાસે બેસી તેની પ્રત્યેક હીલચાલ તપાસ્યા કરવી એતો વધારે દુંખમય હતુ કલાકના કલાક સુધી તેણે જાગતા રહી પૂરતી તપાસ રાખ્યા કીધી બે વાગ્યાને

સુમારે બારણાનો ધીમો અવાજ સંભળાયો, અને સ્નેહલતા દુબળા ચહેરે અને સૂજેલી આંખે અંદર દાખલ થઈ તે ઘણી મંદ ગતિથી ચાલી આવી, શાંતિકુમારને પગે પડી ડુસકા ભરવા લાગી.

" સ્નેહલતા ! અત્યારે તમારી કંઈ જરૂર નહોતી શું કરવા આવ્યાં ? "

" એમ કહી મને ચાલ્યા જવાનુ ફરમાન ન આપો. મારે અહીંજ રહેવું અગર મરી જવું એમ મને લાગે છે. " કરગરતી સ્નેહલતા બોલી

" તમે અહિં રહો તેમાં મને કંઈ વાધો નથી પણ તમને અહીં આવ્યાથી કંઈ લાભ જણાશે નહિં, ઉલટુ અહીં આવ્યે તમારી લાગણી દુભાશે અને કવચિત્ સુશીલા જાગી ઉઠશે તો તે પણ રોષે ભરાશે "

" ડૉકટર ! શુ તે નહિ જીવે ? " સ્નેહલતાએ પૂછયુ

આ પ્રશ્ન સાભળતાજ ડૉકટર ગતિશૂન્ય થઈ ગયો તેના ચહેરા પર ગ્લાનિ છવાઇ રહી પહેલીજ વાર તેને પોતાના દીલમા સ્નેહલતાને માટે વહેમ ઉત્પન્ન થયો તેને લાગ્યુ કે સ્નેહલતા નિર્દોષપણાનો ડોળ ઘાલી પોતે કરેલા અપરાધને છુપાવવા પ્રયત્ન કરે છે થોડી વાર તો તે ચુપ રહ્યો, પણ પોતાના પ્રશ્નનો ઉત્તર ન મળતા સ્નેહલતાએ પુન ઉલટાવી ડૉકટરને પૂછયુ.

" એનુ જીવન ટકી શકે એવા કંઈ ચિન્હો તમને લાગે છે ? "

" ના. હું તે ખાત્રીથી કહી શકતો નથી."

" ત્યારે તો તે ઘણુ જ ભયંકર પરિણામ આવેલું કહેવાય અને તે પરિણામ તમને વધારે સાલશે. ડૉકટર સાહેબ! સુશીલા તમનેજ પરણનાર હતી. અને તમને તે એક સ્રીમાં હોઈ શકતી સર્વ લાગણીથી ચહાતી હતી" સ્નેહલતાને આમ બોલતી સાંભળી ડૉકટર ચમકયો સ્નેહલતાથી આ કળી શકાયુ નહીં તેતો બીચારી ભોળા ભાવે બોલ્યેજ જતી હતી

" કેટલીક વખતે જયારે મારૂ મગજ નબળું પડી જતુ તેવે વખતે તો સુશીલાની મને અદેખાઈ પણ આવતી મને મારી બેનપણી ભવિષ્યમા કેવી સરસ અને સુખી જીંદગી કાઢશે તે વિચારો આવતા, અને તેથી એક પ્રકારની ઇર્ષા મારા મનમા પેદા થતી. આવા વિચારો માટે હુ કેટલીક વાર મારી જાતને બહુ ધિકકારતી પણ છેલ્લા થોડા મહિનામા મને મારી જાત ઉપર જે તિરસ્કાર આવ્યો છે, અને મારુ જે નિરસ જીવન હુ મારી સમક્ષ ભવિષ્યને માટે જોઉ છુ, તેથીજ એવા હલકા વિચારો મારા મગજમા પેસવા પામતા હતા. એને માટે હુ ક્ષમાને પાત્ર છુ પણ ડૉકટર સાહેબ! મને સુશીલા માટે ઘણુ લાગશે હુ જાણુ છુ કે તે કેટલી હોશીલી છે! તેની હોશ તેના મનમાજ રહેશે તમારી કરલતામા સ્નેહ—સ્વર્ગે સંચરવાની તેની અભિલાષા બર નહિ આવે."

સ્નેહલતાને સાભળતા ડૉકટર અચબામા ગરકાવ થઇ ગયો સ્નેહલતાનુ દિન વદને ડૉકટરને સબોધવુ, તેને પગે પડી કરગરવુ, એ બનાવે ડૉકટરને વ્હેમમાં નાખ્યો હતો, અને આ ભાષણથી સુશિલાને ઝેર આપવાનુ કારણ તે કળી શકતો હોય તેમ તેને લાગ્યુ સ્નેહલતાના શબ્દોનો એણે એવો અર્થ કર્યો કે તે તેને ચહાય છે પગે પડવાનો હેતુ પ્યારની યાચના કરવાનો ઠરાવ્યો ડૉકટરે સભાષણ કરવા માડયુ —"હુ ધારતો હતો કે સુશીલાનો અને મારો સબધ કોઈની જાણમા નહિ હશે પણ એ મારી ખોટી માન્યતા સ્નેહલતાએ અત્યારે સુધારી સ્નેહલતા મને ચહાતી હોય એમ લાગે છે, અને પોતાની સખીના સુખની અદેખાઈ કરતા કદાચ એણે તેને ઝેર દીધુ હોય એ સભવિત છે અને જો મારુ ધારવુ ખરુ હોય તો જેને હુ અત્યાર સુધી નીર્દોષતાની મૂર્તિ અને પાખ વિનાનો ફિરસ્તો ગણતો આવ્યો છુ એવી એ નીચ સ્રીને ન્યાયને શરણે કેમ ન સોપવી?"

આમ સભાષણ કરતો કરતો તે શૈયામા પડેલી બિમાર આકૃતિ તરફ જોવા લાગ્યો થોડી વાર પછી પોતાને ચરણે, શરણે આવવાનો ડોળ કરતી પડેલી સ્નેહલતા તરફ જોયુ સત્ય શુ છે—શુ તે તેને (ડૉકટરને) ચહાય છે?—શુ એટલાજ માટે તેણે તેની સખીને ઝેર દીધુ—એની વધારે બારીક તપાસ કરવાને સ્નેહલતાની લાગણીની પરિક્ષા કરવાનો

નિશ્ચય કર્યો. પણ એ વિવાદ, કદાચ સુશિલા જાગી સાભળે તો તેને રૂચશે કે કેમ, એ વિચાર પણ સાથે સાથે ઉદ્‌ભવ્યો આખરે સત્ય શું છે તે જાણવાના હેતુથી ડૉકટરે સ્નેહલતાને સંબોધી પૂછવા માડયુ .—

"સ્નેહલતા! તમે હમણાં બોલી ગયાં કે તમારી સહીપણી સુશીલા મને પરણશે—મારી જોડે સુખ ભોગવશે—એ વિચારે તમારા દિલમા ઈર્ષા પેદા કરી મને તમારી જોડે છુટથી બોલવાને માફ કરશો, પણ એથી એમ હું સમજવા માગુ છુ કે સુશીલાને બદલે જો મે તમારા હાથની માગણી કરી હત તો તે તમને વધારે રુચીકર થઈ પડી હત ખરી?"

હવે આશ્ચર્ય પામવાનો વારો સ્નેહલતાનો આવ્યો અચબો પામતી તે ડૉકટરના ચહેરા સામુ જોવા લાગી તેણે થોડી વાર રહીને પ્રત્યુત્તર વાળ્યો —

"હુ કંઈ એવુ બોલી નથી."

"ના! તમે એવુ ચોખ્ખુ બોલ્યા નથી પણ તમારા શબ્દોમાથી એવો વ્યંગ નીકળતો મને લાગ્યો હ્યો હુ તમને ફરી બીજી રીતે પૂછુ —ન કરે નારાયણ, પણ ધારો કે સુશીલાનો દેહ પડે, અને તે બાદ થોડો સમય વિતી જાય, અને તે પછી હુ તમારી પાસે આવું અને યાચના કરૂં કે તમે મારાં ધર્મપત્નિ બનશો તો તમે મને શો જવાબ આપો વારુ?"

"ડૉકટર સાહેબ! ઘણી વિચીત્ર રીતે તમે મારા બોલવાનો અર્થ કરતા જણાવ છો હું તમારા આવા પ્રશ્નનો જવાબ કેવી રીતે વાળી વકું?"

"તમારુ હૃદય તમને જેમ સુચના કરે તેવી રીતે." ડૉકટરે જવાબ આપ્યો.

સ્નેહલતા જાણે ભુરકાઈ ગઈ હોય તેમ ક્ષણ વાર પોતાની જાતને અને પોતે સરલકુમાર આગળ હવે કુવારા રહેવાની કરેલી 'ભીષ્મ પ્રતિજ્ઞા'ને પણ વિસરી ગઈ પોતે બોલે છે તેની સામાને શુ અસર થાય છે તે જોવાની તેની વિવેકશકિત પણ થોડી વાર ગુમ થઇ ગઇ એકાએક આવી પડેલી આફતથી ખરુ કહીએ તો તેની વિચારશકિત પણ નાબુદ થઇ હતી તે બોલી.—

"જો કોઈ પણ પ્રકારની અડચણ મને હોય નહિ, અને જો તમે શુદ્ધ અ ત કરણથી મારા હાથની માગણી કરો તો હુ "હા" કહુ પણ ન બની શકે તેવી વાતની તમે મને સુચના કરતા હો એવુ મને લાગે છે "

"હા! તમારુ કહેવુ ખરુ છે એવો બનાવ બનવા પામશે નહિ "

ડૉકટરે સ્નેહલતાને બેઠી કરી, પણ તેના ચહેરા સામુ તેનાથી જોવાયુ નહિ ડૉકટરને પોતે ભુલ કરી છે એમ લાગવા માડયુ પણ સ્નેહલતાના બોલવા ઉપરથી તેજ ઝેર આપનાર છે એ સ સ્કાર દ્રઢ થયા, અને તે ભુ સાઈ શકાયા નહિ તે સ્નેહલતા તરફ ફરીને બોલ્યો.—"સ્નેહલતા! તમે તમારે હવે નીચે જાવ "

"તમારી એવીજ આજ્ઞા હશે તો હુ તેમ કરીશ,

પણ મારી વિજ્ઞપ્તિ સ્વીકારી મને અહીંજ રહેવાની રજા આપો તો ઘણું સારૂં."

"તમારી એવીજ ઈચ્છા હોય તો તમને હું અહીં રહેવાની રજા આપુ છુ. પણ તમે ઘણાં થાકી ગયેલા લાગો છો તેથી પેલા કોચ ઉપર વિશ્રાતિ લ્યો" એમ કહી ડૉકટરે સ્નેહલતાને કોચ આગળ લઈ જઈ તેની ઉપર સુવાડી.

થોડી વારમાં નિરાશ બનેલી બાળા ઘસઘસાટ ઉંઘમા પડી, અને કુદરતને શરણે થોડા વખતને માટે ગઇ

ડૉકટર શાતિકુમારે પોતાની ઘડીયાળમા જોયુ અને તેને લાગ્યુ કે દરદીને હવે આ પાવાની વખત થઈ છે તે ઉઠયો અને ટેબલ આગળ જઈ દવાનો એક ડોઝ તૈયાર કરીને દરદીના બીછાના પાસે ગયો અચ બા સાથે તેને જણાયુ કે સુશીલા જાગૃત અવસ્થામા છે અને તેની પ્રત્યેક હીલચાલ તે બારીકીથી તપાસે છે

સુશીલાને જાગૃત થયેલી જોઇ ડૉકટર આન દમા આવી હર્ષનાદ કરવા જતો હતો, પણ સુશીલાની આંખો સામુ જોતા તેનુ મોઢુ લેવાઈ ગયુ સુશી-લાની આખો સ્પષ્ટ રીતે અવસાન કાળ સમીપ આવ્યો છે એવા ચિન્હ દર્શાવતી હતી છતા ધીરજ આણી દરદીને આશા આપનારા શબ્દો કહેવા.લાગ્યો.—

"તમારી તબીયત હવે સુધરતી જાય છે હું તમારી દવા તૈયાર કરુ છુ તમારે હવે દવા પીવાની વેળા થઇ છે"

ડૉકટરનુ કહેવુ સાભળ્યુ ન હોય તેવી રીતે સુશીલા બોલી —

"ઘણી અજાયબની વાત છે ડૉકટર! કે તમે પણ તેણે કર્યું તેવુ કરવા જાવ છો તમે ટેબલ આગળ જેવી રીતે ઉભા રહ્યા હતા તેવીજ રીતે તે પણ ઉભી રહી હતી દવાનુ મિશ્રણ પણ તમારી ઢબ ઉપરજ કર્યું હતુ પછી મારા બીછાના પાસે આવી મને દવા પાઇ, છતાય મને તે હજી સ્વપ્ના જેવુ જ લાગે છે"

"હશે! પણ લ્યો આ દવા અને પી જાવ ઝટ" એમ કહી દવાની પ્યાલી તેના ઓઠ આગળ અડકાડી

સુશીલાએ ગટક લઇને દવાનો ઘુટડો ગળે ઉતાર્યો પછી ડૉકટરે દરદીનો એક હાથ પોતાના હાથમા લઈ પોતાનો બીજો હાથ તેને કપાળે મુકી કહ્યુ —

"સુશીલા! પ્રભુના ઘરનુ તેડુ કોઇને કયારે આવશે તે કોઈ જાણી શકતુ નથી જો મારા કગાળ કિસ્મતમા તમારાથી જુદાઈ લખી હશે તો તે મારાથી કે તમારાથી મિથ્યા થનાર નથી પણ ખેદ તો એટલોજ થાય છે કે એ અકાળ અવસાન કોઈ કાવત્રાબાજના તર્કટ અને ઝેરને લઇનેજ નીવડશે"

"તમારુ કહેવુ ખરુ છે, ડૉકટર!"

" બનાવ શો બની ગયો છે તેની તમને બરાબર સ્મૃતિ છે? સવારે તમે જે જે બોલી ગયા છો તેનો તમને ખ્યાલ છે?"

જવાબ આપતા સુશીલા જરા અચકાઈ પણ પછી સવાલ બરાબર સમજાયો હોય તેમ બોલી.—

" હા! હુ ધારૂ છુ કે બનેલો બનાવ મને યાદ છે"

" તમે કોઇને ટેબલ આગળ જતા અને તમારી દવાની શીશીને અડકતા જોયા નહીં વારુ?"

" હા! પણ તે વખતે મને કોઇએ કશુ સુઘાડ્યુ હતુ તેથી બેભાન બનતી જતી હતી પણ મને તો તે સ્વપ્ના જેવુ જ ભાસે છે"

" ત્યાર પછી તો તમે સુઈ રહ્યા હતા બરૂ ?"

" હા "

" ટેબલ આગળ જનાર અને તમારી દવાની શીશીને અડકનાર વ્યકિતનો ચ્હેરો તમને યાદ છે?"

" ના "

" ત્યારે તે કોણ હતુ તે તમે ઓળખતા નથી?"

" હા, હુ ઓળખુ છુ "

" કેવી રીતે ઓળખી શકો છો?"

" શરીરની આકૃતિ ઉપરથી "

" એ આકૃતિ કોના જેવી હતી? સ્નેહલતાના જેવી હતી?"

આ સુચક સવાલે દરદીનુ મસ્તક ભમાવી નાખ્યુ. તેણે ઓરડામા બીતે બીતે ચારે તરફ નજર કરી અને ખાત્રી કરી કે ત્યા બીજું કોઈ નથી પછી ઘણાજ ધીમા અવાજે બોલી —"હા. તે સ્નેહલતાનીજ આકૃતિ હતી, પણ તમે તેને શીક્ષા કરશો નહિ તેને પાપના ફળ તેને હાથેજ ભોગવવા આપજો "

શાતિકુમારની નજર આ વખતે સામેની દિવાલ ઉપરના પડદા તરફ ગઈ તેણે નિસ્તેજ અને ભયભીત આકૃતિ ભોય ઉપર પેટે ચાલતી અને પડદામા લપાતી જોઈ આ આકૃતિ સ્નેહલતાની હતી તે ડૉકટર અને સુશીલાની વાતચીતથી જાગી ઉઠી હતી અને વાત બરાબર સંભળાય તેથી કોચ ઉપરથી ઉતરી સ તાતી સ તાતી, પેટે ચાલતી બની શકે તટલે પાસે આવવાને મથતી હતી ડૉકટરે સ્નેહલતાને જાહેર ન થવાની તેમજ બીલકુલ ચુપ રહેવાની ઇશારત કરી, કારણ કે તેને ધાસ્તી લાગી કે કદાચ સ્નેહલતાને જોઈ દરદી ફરકેરાઇ જાય અને તેથી કદાચ તેનુ મૃત્યુ થોડા કલાક વહેલુ નીપજે પણ સ્નેહલતાને કહેવુ પડે તેમ નહોતુ તે એક આરસપહાણના પથ્થરની પ્રતિમા જેવી સ્તબ્ધ બની જયા હતી ત્યાજ હાલ્યા ચાલ્યા વિના પડી રહી

પાછી બન્નેની વાત ચાલૂ થઇ

ડૉકટરે પૂછયું —" પણ તમને ખાત્રી છે કે તે આકૃતિ સ્નેહલતાની હતી ?"

" હા. " .

"પણ જ્યારે તમે તેનો ચહેરો જોયો નથી ત્યારે આવી ખાત્રી કેવી રીતે આપી શકો છો ?"

"એક તો સ્નેહલતાના શરીરની આકૃતિ હું બરાબર જાણું, અને બીજું કે તે આકૃતિએ મારી ગરમ શાલ શરીર ઉપર નાંખી હતી આ શાલ બપોરે સ્નેહલતાએ મારી પાસેથી માગી લીધી હતી. કારણકે બપોરે તેને બહુ થંડી લાગતી હતી એવી એ ફરીયાદ કરતી હતી."

હવે કશુ વધારે પૂછવાનુ કે બોલવાનું કોઇને રહ્યુ નહિ બન્નેએ મૌન્ય ધારણ કર્યું

દીવસ ઢળવા લાગ્યો, અને તેવીજ રીતે સુશીલાની દેહનુ થતુ ગયુ તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો ડૉકટરે ધીરે રહીને તેના કપાળ ઉપરથી પોતાનો હાથ લઇ લીધો દાદર આગળ જઇ ઘંટડી વગાડી નોકરને બોલાવ્યો નોકર આવતા તેને તેના શેઠને બોલાવી લાવવાની વરદી આપી.

થોડી મીનીટમા સરલકુમાર આવ્યો અને પોતાની મરણ પથારીએ સુતેલી બ્હેનની પાસે જઈ બેઠો

સુશીલા ઘણાજ મંદ અને ધ્રુજતે અવાજે બોલી:-

"સાંજ પડતી જાય છે પણ મને પેલા વાદળાંમા એક તારો ઘણોજ તેજસ્વી—ઘણોજ સુદર—ઘણોજ ચળકતો લાગે છે. તેની બાજુમા મને રૂપેરી માર્ગ દીસે છે, અને મારે એ માર્ગે જવુ એવી સુચના કરતો

તે જણાય છે. અહા ! પણ જુવો ! જુવો !! તે તારો અસ્ત પામે છે ”

આમ બોલતી બોલતી સુશીલા ઢળી પડી. તેણે પોતાનુ માથુ નાખી દીધુ. જેવી તે બોલતી બંધ થઈ કે તરતજ તેનુ હ્રદય ધબકતુ બંધ પડયુ નાડી પણ બંધ પડી આકાશમા તારો અસ્ત થયો અને મંગળભૂવનનો તારો પણ તેજ વખતે અસ્ત થયો

## પ્રકરણ પંદરમું.

### હોલામાંથી ચૂલામાં!

સુશીલાનુ અવસાન થઇ ગયું તેને જાણી જોઇને ઝેર આપવામા આવ્યુ કિંવા અજાણથી, કંઇ ઈર્ષાથી કિંવા કોઈ ગુપ્ત હેતુથી એ સર્વ વખત આવ્યે જણાઇ આવશે, પણ હમણા તો તે ઘટ ઘડીમા ફૂટી ગયો

તેની પાછળ છાતીફાટ રોતી લથડતી હાલતમાં સ્નેહલતા ખાટલાપરથી ઉઠી આવી. તેના મગજપર સુશીલાના અવસાનની ભારે અસર થઈ તેના જવા પછી દુનીઆ પણ તેને મરી ગયેલી લાગી પોતેજ એકલી જીવતી હોય એમ સ્નેહલતાને જણાયુ આવા સંજોગમા ડૉકટર શાંતિકુમાર જો ચેત્યો નહિ હોત તો ખરેખર સ્નેહલતાએ સુશીલાની પાછળ સ્નેહનું આત્મ બલીદાન કયારનુ કરી દીધુ હોત

સરલે પીઠ ફેરવી. સ્નેહલતાને જોતા રોષે ભરાયો અને પહેલીજ વાર તેને તોછડાઇથી કહ્યુ —

"તુ શા માટે અહીં આવી છે ?"

"છટ્! સ્નેહલતા અહીં કયારની છે. એને અહીં આવવાની મે રજા આપી હતી" દુખી અબળાનો બચાવ કરતો શાતિકુમાર બોલ્યો

આ વખતે સ્નેહલતાનો પીત્તો ઉછળ્યો હતો તે-નાથી સરલના વાકયો ગહનથયા નહિ તે કટાક્ષમા પણ ધીરે સાદે બોલી.—

"સરલકુમાર! આમ બોલી બળતા હૃદયને વધારે બાળો નહિ, પડતાને પાટુ મારો નહિ હુ કાલાવાલા કરૂ છુ કે દયા કરો તમારો સ્વભાવ હવે બીલકુલ બદલાઈ ગયો છે હુ મારી વતી તેમજ મરનારની વતી વિનંતી કરૂ છુ કે તમે તમારી આખ ઉઘાડો, અને જાતે જોઇ ખાત્રી કરો કે જેને તમે તમારા વિશ્વાસુ માનો છો તેજ તમારુ સત્યાનાશ વાળનાર છે"

"મારી બાબતમા તારે ડાહ્યા થવાની કઇ જરૂર નથી, હુ મારુ હીત સારી રીતે સમજુ છુ"

"નહિ, તમે ભૂલ કરો છો. હુ અહીંથી જાઉં તે પૂર્વે મને તમારો હાથ આપો, અને મને એક મિત્ર—સ્નેહી—તરીકે છૂટી પડવા દો" એટલુ બોલી પોતાનો હાથ લબાવ્યો સરલના હાથની આશાભેર વાટ જોઈ, પરતુ તે આશા નિરાશ બની, અને તે નિરાશામાં તેણે ચાલવા માંડયુ જતાં જતાં શાંતિકુમારે તેને પૂછયું:—

"સુશીલાએ છેલ્લા છેલ્લા શુ કહ્યુ હતુ તે તમે સાભળ્યુ હતું ? તેની શાલ તમે ઓઢી હતી ?"

"હા."

"તે કયા છે ?"

"પેલી ખીંટી ઉપર"

"ઠીક"

ગુન્હેગાર ઠરતી સ્નેહલતા નિરાશા અને ગમગીનીની વચ્ચે નીચે પોતાના ઓરડામા ચાલી ગઇ અવસાન ગૃહમા જે કરવાનુ હતુ તે કરી સરલ અને શાતિકુમાર પણ નીચે લાયબ્રેરીમાં ગયા ત્યા મી મલીકરૉયને બોટી થતાં જોયા

"મી મલીકરૉય છૂપી કલકત્તાની પોલીસના એક બાહોશ અમલદાર છે" ડૉકટરને ઓળખાણ આપતા સરલ બોલ્યો

"છૂપી પોલીસ" શબ્દ સાભળતા શાંતિકુમાર ચમકયો સુશીલાની બાબતમાં તપાસ ચાલવાના અગમચિન્હો તેને જણાયા તેણે નમ્રતાપૂર્વક આવેલા અમલદારને પૂછયું:—

"એકાએક તમારે અહીં આવવાની જરુર પડી ?"

"કલકત્તેથી હું કોઇ કામની તપાસ માટે અહીં આવ્યો હતો. અહીં આવ્યા પછી સુશીલાને ઝેર આપ્યાના કાવત્રાની મને ખબર પડી અને તે સબધી શોધ કરવાની મને સુચના મળી. મને ખબર મળી છે

કે તે સબધમા પ્રથ્થકરણ કરવા એ ત્રણ વસ્તુ તમારી પાસે છે.”

“હા, મારી પાસે એક દવાની શીશી, બ્રૂચ અને એક પડીકુ છે.” ડૉકટરે જવાબ આપ્યો

“તે બધી ચીજો મને હમણા આપી દો તેમજ સ્નેહલતાને પણ અહીં આણો, તેને પકડવાને મારી પાસે વૉરંટ છે”

મલીકરૉયના આ શબ્દે સરલના મગજપર વીજળીક અસર કીધી તેનો ચહેરો નિસ્તેજ થયો અને હ્રુદય ડખવા લાગ્યુ આ બધાનુ કારણ શુ પોતેજ છે, એમ પોતાના મનને પૂછવા લાગ્યો એક ક્ષણમા તેને આફ્રિકા જતા પહેલા પોતે આપેલો સ્નેહલતાને કોલ યાદ આવ્યો. સ્નેહલતાને વફાદાર રહેવા આપેલુ વચન સાભરી આવ્યુ તેણે કહ્યુ.—

“મી મલીકરૉય! ભલે, હુ સ્નેહલતાને તમને સોપુ છુ, પણ સખ્તાઈ કે જુલ્મનો ઉપયોગ તેના ઉપર કરશો નહિ એ ખાનદાનનુ ફરજદ છે અને તે સુખ અને વૈભવમા ઉછરી છે હું આશા રાખુ છુ કે આપ મારી વિજ્ઞપ્તિનો અસ્વીકાર નહીં કરશો.”

મી મલીકરૉયે જવાબ આપ્યો, “તેને માટે આપ નિશ્ચીંત રહેજો, પણ સ્નેહલતા કયા છે?”

“તે નીચે છે. ત્યાજ તમને તેને મળવુ સારુ લાગશે મારી આખે હવેના તમારા કર્તવ્યનો દેખાવ જોઈ શકાશે નહીં” સરલ દીલગીર થતો બોલ્યો

" પણ તેને મારા આવ્યાની ખબર કરશો ? "

" હા "

સરલે માણસને બોલાવી સ્નેહલતાને ખબર કરાવી મી મલીકરૉય પણ તે નોકરની સાથે ગયા. નોકરે ત્યા જઈ સ્નેહલતાને મલીકરૉયના આવ્યાના સમાચાર આપ્યા નિર્દોષ બાળા બહાર આવી.

" તમારૂ નામ સ્નેહલતા છે ? " મલીકરૉયે પૂછયુ

" હા તે હુ જ છુ. "

" સુશીલાને ઝેર આપ્યાની બાબતમા તમારાપર વૉર ટ છે હુ તમને પકડવા આવ્યો છુ "

આ સાભળી સ્નેહલતા હેબક ખાઇ ગઈ ! સરલની કિંવા શાતિકુમારની મદદ માટે આમતેમ આતુર ચહેરે તેણે જોયુ તેને કોઈ જણાયુ નહિ તેમ કોઈના આવવાના પગલા પણ સાભળ્યા નહિ તેણે જાણ્યુ કે દૈવ—પ્રભુ શિવાય બીજો કોઈ પણ તેનો બેલી નથી. સરકાર આગળ શાણુ પણ કોઈનુ ચાલ્યુ નથી તેથી તે મલીકરૉયને શરણ થઇ

મલીકરૉય અને સ્નેહલતા બહાર નીકળ્યા અને આગળથી તૈયાર રખાવેલી ગાડીમા લોકોની ભારે ઠઠ વચ્ચેથી તેઓ પસાર થઈ ગયા



# પ્રકરણ સોળમું.

---

## એક નવો હિમાયતી.

ભૈરવ–કૉટેજમા આશરે પચ્ચીશ વર્ષ પહેલા થઇ ગયેલા ખૂન પછી, તેના જેવોજ હૃદયભેદક બનાવ લીલાપૂરમાં બન્યો હોય તો તે આજ છે સુશીલાએ પોતાના મૃત્યુ પહેલા જે એકરાર કીધો હતો, તે લોકોના જાણુવામા આવ્યાથી સ્નેહલતાને માટે અવનવા વિચારો ઉત્પન્ન થયા પત્રવાળાઓએ પોતાના પેપરમા એ બનાવને પ્રસિદ્ધી આપી લોકોને વધારે હીબકાવ્યા આવુ છતા સ્નેહલતા માટે સ્વાભાવિક રીતે સર્વ કોઈની લાગણી દુ ખાઇ સ્નેહલતા સત્યની રાહે ચાલનારી છે, તેનુ જીવન નિર્દોષ અને આદર્શનીય છે એમ લોકોની ખાત્રી હોવાથી આ બનાવ સાંભળી તેઓ ખેદ દર્શાવતા હતા.

સ્નેહલતાની દુર્દશામા તેના બેલી–હિમાયતી પૈકી માઇકલનુ નામ કઈ આગળ પડતુ જણાયુ ને સામાન્ય સ્થિતિનો પણ મજબૂત બાધાનો વીર હતો તેને કેળવણીના સ સ્કાર બહુ નહિ હતા છતા “ દયા ધર્મકો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન ” એ સિદ્ધાંતે તેના હૃદયમા મજબૂત ઉ ડી છાપ પાડી હતી એક વખત માઇકલની સ્ત્રી અને તેનો છોકરો ભયંકર માદગીમા સપડાયા હતા તે વખતે સ્નેહલતાએ સ્વાત્મ-

ભોગ આપી માંદાની માવજત ઘણી સારી રીતે કરી હતી માઈકલ આજે તે ઉપકાર ભુલી ગયો ન હતો

સ્નેહલતાને પકડવામા આવી તેને બીજે દિવસે એક હિંદુ હૉટલમા સુશીલાના ખૂન પરત્વે ઉશ્કેરણી-ભરી વાતો ચાલતી હતી ત્યા માઇકલ હિમાયતી પણ હાજર હતો તે બહુ વાચાળ હતો છતાં તે દિવસે તોં ભાગ ચુપકી પકડી હતી આ હૉટલમા ગભીર મુખાકૃતિવાળો, બાણાવળીના જેવા લાબા હાથવાળો, પૌડ્રશ બનો ધ્વનિ કરનાર ભીમસેન જેવો મ્હોટા બ-ગડા પાડતો એક નવિન મનુષ્ય દૃષ્ટિમાં પડતો હતો તેણે દ્રાક્ષાગવની અકેકી પ્યાલી આપી તે હૉટલમા મળેલા મુસાફરોના જીગર પોતાની તરફ ખેચી લીધા હતા તે ત્યા એક ખૂણામા બેસી મ્હોટી સીગારેટ પીતો અને તેમાથી નીકળતા ગોળાકાર ધૂમ્રને નીરખતો હોય એમ જણાતુ હતુ એદી માણસોનુ એ હૉટલ નિવાસસ્થાન હતુ પોતાના ઘરમા પડી રહેવા કરતાં આવા માણસો અહીં પડી રહેવાનુ વધારે પસદ કરતા, ધધો નહિ કરતા ગપ્પા મારતા વખત વ્યતીત કરવામાં તેઓએ વધારે માન માની લીધુ હતુ. અહીં એકઠી મળેલી મડળીના વિચીત્ર સભાસદોનુ પ્રમુખસ્થાન ગુરૂ રામગીર નામના એક માણસે લીધુ હોય એમ જણાતુ હતુ તે એવો તો વાચાળ હતો કે તેનુ ભા-ષણ સાભળવાનુ છોડી અવર કામ કરવાની ઇચ્છા ભાગ્યેજ કોઇને થતી રામગીર એક વખત મગળ ભુવનનો ઘોડાવાળો હતો પણ તેનો એદી સ્વભાવ

જાણી સુશીલા તેને જવલેજ કામ આપતી એક વખતે તો સ્નેહલતાએ મ ગળ ભૂવનના બગીચામાં પોતાના ઘોડાને ફટકાવતો રામગીરને પકડયો હતો. તે વખતથી રામગીરના દીલમા સ્નેહલતાને માટે દ્વેષે ઘર ઘાલ્યુ હતુ થોડા વખત પછી કંકાસનુ સ્વરૂપ વધી જતા એને મ ગળ ભૂવનમાંથી નોકરી છોડવી પડી હતી હવે તો સ્નેહલતાના પ્રતીસ્પર્ધી મોહિનીના કાકાને ત્યા તે નોકર તરીકે હતો

હમણા તે સ્નેહલતાને માટે હિણુપતના વાકયો બબડયો જતો હતો એવામા માઈકલ જોસ્સાભેર તેને તોડી પાડતા બોલી ઉઠયો —

"નિર્દોષ બાળાપર આવો ગ ભીર આરોપ મૂકતા તમે કેમ ખ ચાતા નથી? જ્યા સુધી કઈ પૂરવાર થયુ નથી ત્યા સુધી પોતાની જીભડીને ચલાવી અણમાગ્યા અભિપ્રાય આપવા એ તમારે માટે શરમાવા જેવુ છે સમજ્યા?"

"એમ કે, ભલે તે તમને નહિ રુચતુ હોય તો તમે નહિ સાંભળો, તેથી કઈ હુ બોલતો બધ નથી રહેવાનો" માઈકલના બોલવાને નહિ ગણકારતાં હસતે મોઢે રામગીર બોલ્યો પછી તેણે ચીરૂટ સળગાવી, અને ધૂમ્રપાન કરતો તે સર્વ પ્રત્યે બોલ્યો.—

"સ્નેહલતા સરલકુમારને પરણવાની હતી તેની તમને ખબર છે, ખરૂં?"

"હા, હા"

" ઠીક ત્યારે સાભળો. જ્યારે સરલકુમારે હિંદુસ્તાન છોડયુ ત્યારે તેના વેવિશાળ આ સ્નેહલતા જોડે થયા હતાં. આફ્રિકા ગયા પછી ત્યાં એક બીજી સ્ત્રીના પ્રેમમાં તે જોડાયો તે સ્ત્રી તો જાણે પ્રેમની મૂર્તિ હોય તેવી છે તે સ્ત્રીના રૂપ અને ગુણ આગળ સ્નેહલતા કશીજ ગણત્રીમા આવી શકે નહીં જ્યારે આ વાત સ્નેહલતાને ખબર પડી ત્યારે તે ઘણી નિરાશ થઇ તેણે જેને જીગર આપ્યુ છે તે તેના નશીબમા નથી એમ તેને જણાયું અવતાર સ્ત્રીનો એટલે પરણ્યા વગર તેનો છુટકો નહિ, માટે પરણવુ તો જોઇએજ, એવા વિચારથી પતિ શોધનમા તે ગુ થાઈ વિચાર કરતા ડૉકટર શાતિકુમાર પોતાનો પતિ થાય તો ઠીક એમ તેને લાગ્યુ , પણ શાતિકુમારે સુશીલા સાથે પરણવાનુ નક્કી કરેલુ હોવાથી તે વાત તેને અશકય લાગી આથી સુશીલા તેના ભવિષ્યના સુખી જીવનમા એક કાટારૂપ નીવડી પોતાની આટીનો તુર્ત તેણે ફડચો આણ્યો સુશીલાને તેણે ઝેર દીધુ તે વાત જાહેર થઈ ગઈ છે, તેથી સ્નેહલતાને ફાસીને માચડે હવે ચડવુ પડશે "

સ્નેહલતાપર મૂકાયલો આવો ખોટો આરોપ માઈકલથી સહન થયો નહિ તે આગળ આવી બોલ્યો —

" રામગીર ! આ બધુ તમારૂ કપોલ કલ્પીત છે સ્નેહલતા શાતિકુમારને પરણવાની ઇચ્છા કરે, અને તેને માટે પોતાની પ્રાણપ્રિય સખી સુશીલાને ઝેર આપે એ કોઈ સમજુ માણસના મગજમા ઉતરે તેવી વાત નથી "

"શુ એ તદ્દન ગપગોળો છે? ત્યારે તો ઠીક હો!" ઠાવકે મોંઢે રામગીરે ઉત્તર વાળ્યો

"હુ ફરીથી કહું છુ કે એ તદ્દન જુઠું જ છે મને તેની પક્કી ખાત્રી છે બ્હેચરપ્રસાદે વણી કહાડેલી જાળ તમારા દ્વારા તે પાથરે છે બ્હેચરપ્રસાદ કેવી મૂર્તિ છે તે પણ હુ જાણુ છુ સમજ્યા, રામગોર!"

બ્હેચરપ્રસાદનુ નામ સાંભળતા રામગીર ચમકયો તે સમજ્યો કે માઇકલ કોઈ ભેદુ છે તેની આગળ પોતાનુ અને પોતાના શેઠનુ પુરાણુ ઉઘાડુ પડી જશે એવી દહેશત તેને આવી, તથાપિ પોતાના શેઠનુ ઉપરાણુ લેતો તે બોલ્યો.—

"શુ બ્હેચરપ્રસાદ! એ તો ઘણાજ સજ્જન છે એને માટે કોઇને વ્હેમ નથી તમે કઈ પણ જાણો અગર કરો તેના કરતા કઈ વિશેષ જાણવાની અને કરવાની શકિત તેનામા છે"

"તે હશે પણ હુ એમ કહેવા માગું છુ કે આ ખુનમા બ્હેચરપ્રસાદનો હાથ છે પોતાનુ આ કૃત્ય લોકોમા ખબર નહિ પડે એવી ઇચ્છા બ્હેચરપ્રસાદની છે, અને તેથીજ તમારા જેવાને હથીયાર બનાવી લોકોમાં આવી અફવા ફેલાવે છે"

"હા. પોતાના કૃત્યો બીજાને નહિ પણ જાણવા દે, એમા શુ! બીજાને શો હક છે? ભૈરવ-કૉટેજમા તે શુ ધધો કરે છે તે જાણવા આ ગામના ઘણા જણ તપાસ કરવા આવી ગયા છતા કોઇને બાતમી મળી નથી, એજ તેમની હોંશીયારી!".

આવા વાદવિવાદમાં રાત્રી પડી ગઇ વાતનો કઈ નિર્ણય આવ્યો નહિ આખરે સૌ સૌને ઘેર જવા ઉપડયા માઈકલને દૂર જવાનુ હતુ એટલે તે ઝડપથી ચાલવા લાગ્યો. રસ્તો ઝાડીનો હતો અને અધકાર વ્યાપેલો હોવાથી તેને ભયનાં ચિન્હો લાગ્યા; છતા તેની દરકાર નહિ કરતા તે આગળને આગળ વધતો ગયો જરાક મેદાનમા આવતા કઈંક અવાજ સંભળાયો. અવાજ આવતા માઈકલ ચમકયો અને ઉભો રહ્યો આજુબાજુ જોતા કોઈ નહિ જણાવાથી તેણે પાછુ ચાલવા માંડયું. અવાજનો પાછો પડઘો પડયો, પાછો તે ખચાયો તેણે પુન ચતુર્દિશાએ બારીકીથી તપાસ્યું છતા કોઈ નજરમાં નહિ આવ્યાથી તેને ભારે અચબો લાગ્યો પોતાના પ્રયાણને વળી તેણે લબાવ્યુ, અને ત્રીજી વખત તે પડઘો વધારે નિકટમાં સભળાયો પડઘો પાડનાર પણ સામેજ ઉભેલો જણાયો. તે જોતા માઈકલ જરા બીન્યો પણ હિંમતથી બોલ્યો.—

"કોણ છે રે તુ ?"

"તમે ગભરાઓ નહિ હુ ખાનગી વાત કરવા અહીં આવ્યો છુ"

માઇકલે આ શબ્દો સાભળ્યા તેણે બોલનારની સામે જોયુ, અને તેને ઓળખતા વધારે મહેનત પડી નહિ તે તે દીવસે આવેલો હોટલમાનો નવિન મુસાફર હતો



# પ્રકરણ સત્તરમુ.

## કોરોનર આગળ ખુનની તપાસ

લીલાપુરના કોરોનર તરફથી સુશીલાના ખુનની તપાસ શરુ થઇ. આખા ગામમાં જ્યા ત્યા એની એજ વાત આજે કોરોનર આગળ જુબાનીઓ થવાની હોવાથી આખું ગામ તે સાભળવા ઉલટયું હતુ. આજે લીલાપુરમા વહેપાર રોજગાર તદ્દન બંધ હતો.

પહેલી જુબાની ડૉકટર શાતિકુમારની લેવાઈ તેણે સુશીલાના ખુનની હકીકત અથથી તે ઈતિ સુધી કહી સ ભળાવી.

મરનાર સુશીલાની લાશ ચીરવામા આવી, અને કેવા પ્રકારની ઝેરી અસરથી તેનુ મૃત્યુ નીપજ્યુ તેનુ શોધન થયું પોસ્ટ મોરટમ ડૉકટર શરચુકુમાર તથા બીજા અનુભવી સરજનોને હાથે થયુ હતુ તપાસમા ડૉકટર શાંતિકુમારે દરદીને આપેલી દવાથી ઝેર ચડયું હોય એવી નીશાની મળી ન આવી પોસ્ટ મોરટમની તપાસ દરમ્યાન જડી આવેલાં ચિન્હો કઈ જુદાજ પ્રકારનાં હતાં.

શીશીને તળીયે જે થોડા ટીપા અવશેષમા રહ્યાં હતા તેનું બારીકીથી પ્રથ્થકરણ કરવામાં આવ્યું હતું. દરદીના ઓરડામાંના ટેબલમાંથી મળી આવેલી પડીકા-

માની ભુકી, શીશીના બુચને વળગી રહેલો થોડો પાઉ-ડર, અને શીશીમાના થોડા રહેલાં ટીપા એ ત્રણેમાના ઝેરી તત્વો એકજ પ્રકારના ઠર્યાં. પાઉડરનુ પ્રથ્થ-કરણુ થયું, પણ કયા ચોક્કસ પ્રકારનુ એ ઝેર છે એ બરાબર રીતે નક્કી કરી શકાયુ નહોતુ તેથી તેની વધારે બારીક તપાસ માટે તેને કલકત્તે સરકારી લેબો-રેટરીમા મોકલી આપવામા આવ્યો હતો એટલુ તો ચોક્કસ હતુ કે ફારમેકોપીયામા જે ઝેરી પદાર્થોના નામ આપવામા આવ્યા છે તેમાનુ એ ઝેર નહોતુ

ડૉકટર શાંતિકુમારે પોતાની જુબાનીમા સુશીલાનુ મરણુ ઝેર દીધાથી નીપજ્યુ હતુ એ વાત ભાર દઈને કહી હતી એ પણ જણાવ્યુ હતુ કે દરદીના વખતો વખતના બદલાતા ચિન્હો તેણે પહેલીજ વાર તેની પ્રેકટીસમા જોયા હતા વર્ષો સુધી સુશીલાએ માદગી શુ છે અને પથારીવશ કેમ પડી રહેવાય એ અનુભવ્યુ નહોતુ આ વાત પણ ડૉકટર શાતિકુમાર પોતાની જુબાનીમા કહેવી વિસરી ગયો નહોતો

બીજી જુબાની ડૉકટર શરચુકુમારની થઈ તેણે પોતાના મીત્ર ડૉકટરની જુબાનીને અનુમોદન આપ્યુ સુશીલાનુ મૃત્યુ ઝેરને આભારી હતુ એ સ બ ધી એને જરા પણ શક નહોતો પણ તે ઝેર કેવા પ્રકારનુ હતુ તે તેની જુબાની ઉપરથી કળી શકાયુ નહોતુ અવસાન વેળા સુશીલાએ જે જે કહ્યુ હતુ તેનો તેણે કોરોનર આગળ નીચે પ્રમાણે એકરાર કર્યો.—

"સુશીલાએ મરતાં પહેલાં જણાવ્યું હતુ કે તેણે ટેબલ આગળ કોઇને તેની દવાની શીશી જોડે કાંઈ કારસ્તાન કરતા જોયુ હતુ સુશીલાને તે વખતે દર-દની અસર હતી. તેના કહેવા પ્રમાણે તેના નાક આગળ કશું પહેલાં ધરવામાં આવ્યુ હતુ હુ ધારૂ છુ કે તે કલોરોફોર્મ હોવુ જોઈએ આ વખતે તે હજી બેભાન અવસ્થામા દાખલ થતી હતી તેણે પછી તે સુંઘાડનાર વ્યકિતને ટેબલ પાસે જતા અને ત્યા જઈ એક સફેદ કાગળની પડીકીમાથી પાઉડર લઈ તેની દવાની શીશીની અ દર નાખતા જોઈ. તેણે તે વખતે ઘડીયાળ તરફ નજર કરી તો તેમા રાતનો દોઢ વાગ્યો હતો પાછી તેની નજર પેલી વ્યકિતપર પડી. તેણે તેને ઓળખી કહાડી. તે તેની બાળસખી અને આ મ દવાડની નર્સ સ્નેહલતા હતી પછીથી શુ બન્યુ તે તેણે જાણ્યુ નહિ હુ ધારુ છુ કે તે વખત પછી કલોરોફોર્મની બીજી સ્ટેજ 'નાર્કોટીક'મા તે દાખલ થઈ હતી "

અહીંયા પાછો ડૉકટર શાતિકુમારને બોલાવવામા આવ્યો તેણ સુશીલાને માટે મોકલેલી દવાના સબ-ધમાં તેને કેટલાક પ્રશ્નો પુછવામા આવ્યા તેણે જ-ણાવ્યુ કે દવાના છેલ્લો ડોઝ રાત્રે બે વાગે દરદીને પાવાનુ તે કહી ગયો હતો પણ સુશીલાના કહેવા પ્રમાણે દોઢ વાગે રાત્રે તેની દવામા કશાકનો ભેળ કર-વામાં આવ્યો હતો.

"સુશીલા—કોણે તેની દવામા દગો કર્યો, એ—

કેવી રીતે કળી શકી? તેના સબધમાં—સુશીલાએ તમારી આગળ કશો ખુલાસો કર્યો હતો?" કોરોનરે પ્રશ્ન પૂછયો.

"હા!" ડૉકટરે જવાબ આપ્યો. "તે દિવસે સાંજે થંડો પવન ફુકાતો હોવાથી સ્નેહલતાએ સુશીલાની પાસેથી તેની ગરમ શાલ ઓઢવા માગી લીધી હતી જે વ્યકિત ટેબલ આગળ ગઈ તેણે તે શાલ ઓઢી હતી એ વ્યકિતની મુખાકૃતિ સુશીલા જેવા પામી નહોતી; તોપણ તેનુ કદ અને તેની ઉચાઈ વિગેરે ઉપરથી સુશીલા સ્હેલાઇથી તેની સખી સ્નેહલતાને ઓળખી શકી હતી"

"પોતાની બાળપણની સખી સુશીલાનો જીવ લેવામા સ્નેહલતાને કશો હેતુ હતો?" ડૉકટર આ સવાલ સાંભળી ચમકયો તેનો ચહેરો ફિકકો પડી ગયો તે જવાબ આપતા સકોચાયો કોરોનર આ કળી ગયો અને પ્રત્યુત્તર આપવા શાંતિકુમારને સુચના કરી અચકાતો અચકાતો ડૉકટર બોલ્યો—

"મને આ સવાલનો જવાબ આપવા વાંધો છે, કારણ કે તે સવાલ મારી જાતને લાગુ પડે છે"

"તમારે જવાબ ન આપવાનુ આ સબળ કારણ નથી તમારે પ્રત્યુત્તર આપવોજ પડશે"

"જે સ્રીને ઝેર આપવામાં આવ્યુ છે તે સ્રી મારી થનાર પત્નિ હતી, અને સ્નેહલતાને તેની સખીની ઈર્ષા આવતી હતી," ડૉકટર ખેદ પામતો બોલ્યો

"તમારી આવી માન્યતાને માટે તમારી પાસે કશા સબળ કારણ છે?"

ફરી વાર ડૉક્ટરને જવાબ આપતા સંકોચ થયો, અને ફરી વાર જવાબ આપવાને ડૉક્ટરને દબાણ થયુ

"મારી માન્યતાનુ સબળ કારણ સ્નેહલતાએ મારી પાસે પોતાની મેળે કરેલો એકરાર એજ છે"

ડૉક્ટર આમ બોલ્યો ત્યારે ત્યા હાજર રહેલાઓમા ભારે ખળભળાટ વ્યાપી રહ્યો ડૉક્ટરની આ જુબાની જેવી અણધારી હતી તેવીજ કંપારી છુટાડનારી હતી. કેટલાક તો આ સાંભળતાજ નિર્દોષ સ્નેહલતાને 'ખુની' માની બેઠા સાધારણ રીતે હેતુ વિના ખુન થતા નથી અહિંયા હેતુ ચોખ્ખી રીતે પુરવાર થયો સર્વ કોઇના મનમા ઠશ્યુ કે સ્નેહલતા ડૉક્ટર શાતિકુમારને ચ્હાતી હતી, અને તેથી તેના માર્ગમા કંટકરુપ પોતાની હરીફ સુશીલાનુ કાસળ તેણે કાઢયુ

સ્નેહલતા આ બધો વખત ત્યાજ હતી તેની લથડી ગયેલી તબીયતને લીધે તેને બેસવાને ખુરશી આપવામા આવી હતી અત્યાર સુધી લેવાયેલી જુબાની સાભળવા સ્નેહલતાએ જરા પણ દરકાર કરી ન હતી પણ જ્યારે પોતે ડૉક્ટર આગળ નિર્દોષપણે દર્શાવેલા વિચારોનો તેણે ખોટો અર્થ કરી, કોર્ટ સમક્ષ પુરાવારુપે રજુ કર્યા, ત્યારે તેને કંપારી છુટી તેના શરીર ઉપરના રૂંવેરૂંવા ખડા થઇ ગયા કપાળે પરશેવો વળ્યો, અને છાતી જોરથી ધડકવા લાગી અત્યાર સુધી દ્રઢ મન રાખી રહેલી સ્નેહલતા આખરે

રડી પડી   તેણે પોતાના માથા ઉપરનો લુગડાનો છેડો છેકજ આગળ આણી, પોતાનુ રડતુ મોઢુ ઢાકી દીધુ

પછી સરલકુમારની જુબાની લેવાનો વારો આવ્યો. આ વખતે સરલનું મોઢું લેવાઈ ગયુ   અત્યાર સુધી જેને તેણે તિરસ્કારની નજરથી જોઇ હતી તે સ્નેહલતાને માટે તેને દયા આવી   પોતાની જુબાની તે બાળાને ફાંસીને લાકડે લટકાવવામા મદદગાર થાય તે જોવા તે રાજી નહોતો   સ્નેહલતા તેને કેવા શુદ્ધ સ્નેહથી ચ્હાતી હતી એ વાત અત્યારે તેને સાંભરી આવી. પોતે સ્નેહલતાને વખતો વખત દર્શાવેલી અસભ્યતા સાભરી આવતાં તે ખરેખર પસ્તાવા લાગ્યો   પણ અત્યારે એ પસ્તાવો પણ કશા અર્થનો નહોતો. તે વિલે મોઢે અને ધ્રુજતા પગે સાક્ષીના પાજરામાં દાખલ થયો   ખુનના સબધમાં તેની જુબાની બધી રીતે આગળ આપી ગયેલા બન્ને ડૉકટરને મળતી હતી મરતા પહેલાં સુશીલાએ પોતાને ઝેર આપવાના સબંધમાં જે જે ખુલાસા કર્યા હતા તે પણ કહી સભળાવ્યા   અહીંયા સરલને પૂછવામા આવ્યુ.—

“ તમે સ્નેહલતાને કયારથી ઓળખો છો ? ”

“ લગભગ બચપણથીજ ” સરલે જવાબ આપ્યો.

“ મંગળ ભુવનમા આવવાને અને વખતો વખત ત્યા રહેવાને તેને છૂટ હતી, નહીં ? ” બીજો પ્રશ્ન પૂછાયો.

“ હા. ” સરલે જવાબ આપ્યો   “ તે અમારા

કુટુંબના એક માણસ જેવી હતી. મારી મરનાર બ્હેનની તે બાળપણની મિત્ર હતી. અને તેની જીંદગીનો ઘણો વખત તેણે મંગળ ભૂવનમા અમારે ત્યા કાઢયો છે. ”

“ તમે તમારી બ્હેનની માદગી દરમ્યાન તેની સારવાર માટે નર્સ કેમ રાખી નહોતી ? ”

“ મેં તો વારંવાર નર્સ આણવા માટે કહ્યુ હતું પણ સ્નેહલતાએ મને નર્સ આણતાં અટકાવી હતી. તેણે કહ્યુ કે તેના હાથના શીવાય બીજા કોઇના હાથથી સુશીલા દવા પીશે નહિ.”

આ વખતે પાછી શ્રોતાજનોમા ભારે ઉશ્કેરણી થઈ સ્નેહલતાના હેતૂ વિષે હવે બે મત રહ્યા નહિ

અહિંયા જુબાની અટકી અને આગલા દીવસ ઉપર મુલ્તવી રહી સરલે પાજરાની બ્હાર નીકળી જરા શ્વાસ લીધો જેવો તે કોર્ટના બારણા બ્હાર નીકળે છે કે કોઇ તેને બોલાવતો લાગ્યો અને “ સાહેબજી સરલકુમાર ! આજે તમારી મુલાકાતનો લાભ ઘણે વખતે મળે છે પણ તમારી ઉપર આવી પડેલી આફત માટે ખરેખર દીલગીર છુ ” એ શબ્દો મ ભળાયા

તેણે બોલનારને તરતજ ઓળખ્યો તે તેનો જુનો દોસ્ત જીતેન્દ્રરૉય હતો



# પ્રકરણ અઢારમું.

## માઈકલ અને તેનો અતિથિ

"હુ આ ગામથી તદ્દન અજાણ્યો છુ. જે સ્ત્રી ઉપર હાલ ખુનનો આરોપ મુકવામા આવ્યો છે તે નિર્દોષ સ્નેહલતાની દયાર્દ્ર સ્થિતિ સાથે મને સબધ છે આ બાળાનો પક્ષ તમને હીમ્મતથી તાણતા જોઈ મને તમારે માટે ઘણુ સારૂ લાગ્યુ છે હુ તમારી સાથે આ બાબતમા કાઈ વાત કરવા માગુ છુ અત્યારે વખત ઘણો થઇ ગયો છે તેથી તમને રસ્તામા ખોટી ન કરતા તમારી રજા હોય તો તમારી સાથે થોડે સુધી ચાલતા ચાલતા વાત કરતો જાઉ"

આમ બોલનાર હોટલમાનો નવો અતિથિ છે

"રસ્તામા વાત કરવા કરતા મારે ઘેર આવો; આપણે ત્યા વાત કરીશુ મારૂ ઘર બહુ દૂર નથી સામે ખુલ્લી બારીમાથી જે દીવો દેખાય છે તેજ મારૂ ઘર' માઇકલે નમ્રતાથી જવાબ વાળ્યો

બન્ને જણા થોડી મીનીટમા એક નાની પણ સુદર કૉટેજ આગળ આવી પહોચ્યા આગણા આગળનો ઝાંપો ઉઘાડી અદર પેઠા માઇકલે ઘટડી વગાડી, અને એક મોટી ઉમરની પણ મજબુત બાધાની અને સુદર દેખાવની સ્ત્રીએ બારણુ ઉઘાડ્યુ તે માઇકલની અર્ધાગના હતી. પોતાના પતિને આટલો મોડો

આવતો જોઇએ તે પ્રેમ અને ગુસ્સાના મિશ્રીત ભાવથી કહેવા લાગી, "કેમ આજ આટલા બધા મોડા આવ્યા? અમને એકલા બીક લાગે નહિ? તમે મોડા આવો તેથી અમને કેટલી ફીકર થતી હશે તેનો તમને ખ્યાલ છે?" આમ બોલતી બોલતી તે માઇકલને પ્રેમાલિંગન દેવા જતી હતી પણ પતિની જોડે કોઈ નવિન વ્યક્તિ છે તે જણાતા શરમાતી શરમાતી પાછી હઠી

"જરા વાત કરવા એક જગ્યાએ ખોટી થયો હતો તેથી આજે મોડો પડયો કાલથી સાંજે વેળાસર આવીશ" આમ માઇકલે પત્નિને સમજાવી બેઠકના ઓરડામા નવિન અતિથિ સાથે પ્રવેશ કર્યો

બારીમાનો બળતો દીવો હજી ત્યાજ રહેલો હતો તેનો પ્રકાશ આગણાંમાના બગીચામા થઈ ઝાંપા ઉપર અને તેથીએ આગળ રસ્તા ઉપર પડતો હતો આ પ્રકાશમા એક પડછાયો દેખાયો આ પડછાયો કોઈ મનુષ્યની આકૃતિનો હતો એ આકૃતિ ધીમે ધીમે આગળ આવતી ગઈ તેણે ઝાંપો ઉઘાડી ઘણીજ સાવચેતીથી કમ્પાઉન્ડમા પ્રવેશ કર્યો, પછી લપાતો લપાતો તે ચુપકીથી દીવાવાળી બારીની નીચે આવી પહોચ્યો

માઇકલની સ્ત્રીએ બારીમાનો દીવો લઈ બેઠકખાનાના ટેબલ ઉપર મુકયો આથી અંદર પ્રકાશ વધ્યો અને બ્હાર તદ્દન અંધકાર વ્યાપી રહ્યો બારી આગળ છુપાઈ રહેલી વ્યક્તિને તેથી આનંદ થયો

તે મનુષ્ય હવે ઉભો થયો અને કાન બરાબર બારીમાથી અવાજ આવે અને સંભળાય તેવી રીતે ગોઠવ્યા.

માઇકલની સુચનાથી તેની પત્નિ બીજા ઓરડામાં ગઈ અને આ બન્ને, બેઠકખાનાના ઓરડામા એકલા પડયા.

તે નવિન અતિથિએ બોલવાની પહેલી શરૂઆત કરી "તમે તમારી આખી જીદગી આજ ગામમાં કાઢી છે. ખરૂ ?"

"હા ! અને મારો જન્મ પણ આજ ગામમા થયો છે."

"એમ કે ! ત્યારે પા સદી ઉપર 'ભૈરવ કોટેજ'માં બનેલા બનાવની તમને કાઈ સ્મૃતિ છે ?"

"કેમ નહિ ? મને પચાશ વર્ષ થવા આવ્યા."

"ત્યારે તો તમે બચપણથી 'ભૈરવ કોટેજ'ને જાણતા હશો ?"

"હા ! 'ભૈરવ કોટેજ'ની આસપાસની ઝાડીઓમા હુ ફળફુલ ઇત્યાદિ તોડવા વાર વાર જતો હુ તે વખતે દશ વર્ષની ઉમરનો હઇશ કદાચ તેથીએ મારી ઉમર નાની હશે."

"ઠીક, તમે 'ભૈરવ કોટેજ'ના તે વખતના ભાડુતને ઓળખતા હતા ? તમને તે વિષે કશું સાભરે છે ?"

"હુ ધારૂ છુ કે હું ઓળખતો હતો "

"ત્યારે 'ભૈરવ કોટેજ'મા જે ભયંકર ખુનો થયા હતા તેની કઈ યાદદાસ્તી છે ?"

આ વખતે નીચે બારી નીચે છુપાઇને સાભળતા પુરૂષે પોતાની દિશા બદલી અને કાનને સાવચેત કીધા

આ પ્રશ્નનો માઇકલ શુ જવાબ આપે છે તે અધિરાઇથી જાણુવા તે નવિન અથિતિએ માઇકલના ચ્હેરા ઉપર પોતાની દૃષ્ટિ ગોઠવી. માઇકલે જરા યાદ કરીને કહ્યુ

" હું ભુલતો નહિ હોઉ તો એ ખુનની પહેલી ખબર કરનાર મારો ભાઇ જ હતો "

" અહો ! મારે જાણુવાનુ બધુ જ તમારી પાસેથી મને મળે છે ખરેખર ! મારે તમારો ઉપકાર માનવો જોઇએ પણુ તમને યાદ છે, કે તે ભાડુતનું નામ શું હતું ? "

" રાજેન્દ્રલાલ " માઇકલે પ્રત્યુત્તર વાળ્યો.

" સાચું તદ્દન સાચુ રાજેન્દ્રલાલ અને તેમની પત્નિ બન્નેના ત્યા ખુન કરવામા આવ્યા હતા. પણુ રાજેન્દ્રલાલને એક પુત્ર હતો નહિ વારૂ ? "

આ સવાલનો જવાબ બરાબર સાંભળવા બહારના માણુસે પોતાનો શ્વાસ રૂ ધ્યો

" હા ! તે બચપણુથીજ બદમાશ હતો "

" એમ કે ! પણુ તે તો આ ખુન થયા ને તરતજ અજબ રીતે અદૃશ્ય થઇ ગયો હતો "

" તેના ગુમ થયાની કોઇને કશી હકીકત મળી નથી તે દીવસ પછી આ ગામના લોકોએ તેને વીશે કશુંજ સાંભળ્યું નથી."

"ત્યારે માબાપનુ ખુન કરનાર એ દુષ્ટ પુત્ર હતો એવો તમને વ્હેમ આવ્યો હતો ?"

"વ્હેમ ? અમને વ્હેમ નહિ પણ ખાત્રી છે એ ખુન એ છોકરાને હાથેજ થયા છે આખા ગામમા પણ તેજ માન્યતા ફેલાઈ હતી"

"તમે તે છોકરાને જોયો હતો ?"

"હમેશ હું તેને મળતો"

"ત્યારે તો તમારે તેની દોસ્તી હશે ?"

"દોસ્તી નહી પણ અમે રોજ સાથે રમનાર હતા. એની ઉમર પણ મારા જેટલીજ હતી તે રમતગમતના બહુ શોખીન હતો એટલે પોતાને ત્યા ગામના છોકરાઓને એકઠા કરતો એક દીવસે તળાવને કાઠે ગોફણો મારવાની સરત રમ્યા. અમારી બન્નેની હરીફાઇ થઈ મારી નેમ આબાદ લેવાતી તેથી તે ચીડાયો, અને ખુબ જોરથી આવેશમા આવી જઈ તેણે તેની નેમ લીધી, પણ એટલામા તેનો પગ ખશ્યો અને તે તળાવમા પડયો નીચેના પથ્થરની ધારે તેની ખોચી ઉપર ઉંડો ઘા પાડયો તેને પુષ્કળ લોહી નીકળ્યુ અને બેભાન થઇ ગયો અમે બધા તેને ઘેર મુકી આવ્યા કેટલાક મહિના સુધી તેને પથારીવશ રહેવુ પડયુ જ્યારે તેને સારૂ થયુ ત્યારે તેની ખોચી અને તેની ઉપર ઘાની કુહાડી જેવી મોટી નીશાની અમે જોઈ હતી અને ઘોરમા જતા સુધી એની નીશાની ભુસાશે નહિ" માઇકલે પુરાણી વાત તાજી કરી કહી

નાવન અતિથને નવુ જાણવાનુ મળ્યુ. તેણે માઇકલને બોલતો અટકાવ્યો નહીં થોડો શ્વાસ લઈ પાછુ માઇકલે બોલવુ શરૂ કર્યું

"આ ઘા પડયા પછી તેનો ચ્હેરો બદલાઈ ગયો, એટલુંજ નહિ પણ તેનો સ્વભાવ પણ બદલાઈ ગયો."

"તે કેવી રીતે?"

"તે પછી તેનો રમતીયાળ સ્વભાવ બદલાયો એનો આનદી સ્વભાવ અદ્રષ્ય થયો. તેને બદલે ચીડીયાપણું અને ગમગીની તેનામાં દાખલ થઈ આખો દહાડો તે એકાંત સેવતો અને વિચારોમા લીન થઇ જતો રસ્તે ચાલે તોએ નીચી મુડી રાખીને, જાણે કાઈ પડી ગયેલુ શોધતો હોય તેમ"

તે તો સ્વભાવીક છે માથાના ઘાના બધા બનાવો લગભગ આવાજ હોય છે મગજ ખાલી પડી જાય પછી સ્વભાવીક રીતે માણસ ઉદાસી, રીસાળ એવો બને છે કેટલીક વખતે તો માથાની ઇજા માણસના ગુણો પણ બદલી નાખે છે આ છોકરાના કેસમા એવુ બન્યુ હતુ કે નહિ તે હુ જાણી શકુ નહિ. પણ મને કહો ભાઈ, કે તમે તે છોકરાની આકૃતિને અત્યારે પીછાની શકો?"

આમ બોલી તે નવિન ગૃહસ્થે પોતાના પાકીટમાથી એક ન્હાની તસવીર કાઢી બતાવી અને માઇકલને પૂછ્યુ કે તે કોની છબી છે માઇકલને તે છબી ઓળખી કાઢતા જરા પણ વાર ન લાગી તે બોલ્યો.
"અરે આજ રાજેન્દ્રલાલનો બદમાશ પુત્ર"

" તમે તે ખાત્રીપૂર્વક કહો છો ?" હસતા હસતાં તે નવિન અતિથિ બોલ્યો

"હા ખાત્રીથી કહુ છુ." માઇકલે જવાબ આપ્યો. "હુ જીવીશ ત્યા સુધી તે છોકરાની મુખાકૃતિ ભુલી જઇશ નહિ "

" અત્યારે તે જીવતો હોય તો તમે તેને ઓળખી શકો ?" જવાની તૈયારી કરતો નવિન અતિથિ બોલ્યો

હું તે ખાત્રીથી કહી શકું નહિ પચ્ચીશ વર્ષ વિતી ગયા એ અરસામાં તો દુનિયા પણ બદલાઈ શકે "

" ખરૂ તમે કહો છો તે સત્ય છે પણ બચપણમા કંઇક એવા ચિન્હો રહી જાય છે કે જેથી તે માણસ મોટપણમા પણ ઓળખાઈ આવે પણ તમને મે ઘણી તસ્દી આપી તમારા કામમાથી ખોટી કર્યા હુ હવે રજા લઇશ તમે મને ઘણી કીમતી ખબરો આપી છે તેને માટે તમારો ખરા અંત.કરણથી ઉપકાર માનુ છુ હું ફરી તમને મળીશ પણ તમે મને કાલે મારે ત્યા મળી શકશો ? હુ સ્ટેશન સામેની ધર્મશાળામા ઉતર્યો છુ "

" ઠીક છે. મારાથી બનશે તો આવીશ "

બન્ને જણા ઉઠયા. માઇકલ તે નવિન અતિથિને ઝાપા સુધી વળાવવા ગયો જુદા પડતી વખતે બન્ને એ શેકહેન્ડ કર્યા પછી તે નવીન અતિથિ ઘણાજ ધીમા અવાજે બોલ્યો.—" મી. માઇકલ ! મારી

આ મુલાકાત મહેરબાની કરી તદ્દન ખાનગી રાખજો. અને કોઇને પણ મેં તમને 'ભૈરવ કોટેજ' સબંધી પ્રશ્નો પૂછયા હતા તે જણાવશો નહિ આમ તમને કહેવામા મારો ખાસ હેતુ છે અને તે હું તમને કાલે જણાવીશ."

આ ઘણા ધીમે બોલાયેલા શબ્દો પેલો બારી આગળ છુપાઈ સાંભળનાર સાંભળી ગયો

"મારા ઉપર એટલો વિશ્વાસ રાખો." માઇકિલે પ્રત્યુત્તર આપ્યો.

"સાહેબજી ત્યારે" નવિન અતિથિ ઝાંપા બહાર નીકળતાં બોલ્યો.

"અરે ! પણ ભાઇ, તમારુ નામ મને કહેશો ?" માઇકલે નવિન અતિથિને કહ્યુ

"અરે એ તો હુ તદ્દન વિસરીજ ગયો લ્યો આ કાર્ડ એ રાખો તમારી પાસે, એમા મારુ નામ અને ઠેકાણુ લખેલુ છે ત્યારે હવે હુ રજા લઉછુ" એમ કહી તે અતિથિ ચાલતો થયો. અને બ્હાર રસ્તા ઉપરના અ ધકારમા અદ્રષ્ય થયો

માઇકિલ ઝાપો બરોબર બ ધ કરી ઘરમા આવ્યો અને બારી બારણા બ ધ કરી પોતાના સુવાના ઓરડામા ગયો, અને દીવાની મદદથી પેલા અતિથિએ આપેલા કાર્ડને જોવા લાગ્યો

પેલો છુપાયેલો માણસ ઉભો થયો અને ધીમે ધીમે પોતાનો રસ્તો માપવા લાગ્યો. અને જતે જતે

પેલા અતિથિ તરફ હાથ કરી બબડયો કે "ઠીક છે બચ્ચા. તારી બાજી હું ઉંધી વાળુ છુ તારે માટે તને જોયો ત્યારથીજ મને શક હતો. પણ જો કે શેરને માથે સવા શેર હોય છે, અને એ તને પ્રત્યક્ષ કરી દેખાડુ છુ"

આ બોલનાર રામગીર હતો. તેણે તે દીવસે હૉટલમા નવિન મુસાફરને માટે વ્હેમ આવવાથી તેની પુઠ પકડી હતી.

રામગીરે ઘણી સાવચેતીથી બહાર આવી ઝાપો હતો તેમ બધ કર્યો.

પેલા કાર્ડ ઉપર "મલીક રોય" એવુ નામ છાપેલુ હતુ



# પ્રકરણ ઓગણોસમું.



## મોહિનીની વિદાયગિરી.

"સરલકુમાર ! જ્યારે આપણે કલકત્તામાં છુટા પડયા ત્યારે ભાગ્યેજ તમે કે મેં ધાર્યું હશે કે બીજો મેળાપ આપણો આવા કઢંગા પ્રસંગમા થશે"

આ બોલનાર જીતેન્દ્રરૉય હતો તેણે 'મંગળ ભૂવન' ના દિવાનખાનામાં પોતાની ખુરશી ટેબલ આગળ ખસેડતાં, કહ્યુઃ—"હું તો ધારતો હતો કે

યુગાન્ડાથી પાછા સ્વદેશમાં આવતા, તમારી તબીયત ઘણી સારી થશે. તમારા લગ્ન થશે અને તમે ઘણા સુખમાં દીવસો પસાર કરશો. પણ આતો તમે ઘણા સ કટમાં આવી પડયા લાગો છો."

"તમારુ કહેવુ સત્ય છે, જીતેન્દ્ર!" પ્રત્યુત્તર આપતા સરલ બોલ્યો, "પણ તમે મને તમારું અહીંયા આવવાનુ કારણુ કહ્યુ નહિ"

"અહીંયાં તો માત્ર હુ તમને મળવાજ આવ્યો છુ."

"બહુ ઉપકાર થયો, જીતેન્દ્ર! પણ મને ખાસ મળવા લીલાપુર આવવાને આ વખત સાધ્યો તે ઘણુ જ વિચીત્ર છે."

"તમને લાગે છે એટલી વિચીત્રતા મને લાગતી નથી. કારણુ કે તમારા જેવા મીત્રના દુ:ખમા ભાગ પડાવવો એ એક મારી ફરજ છે. તમારા બ્હેનને ઝેર આપવામાં આવ્યું, અને તેનો આરોપ સ્નેહલતા ઉપર આવ્યો છે, એ ખબર પડતા, મને આ બનાવમાં કઈક તર્કટ સભવ્યું અને તેથીજ ખરુ શુ છે તે જાણુવા અને બની શકે તો નિર્દોષ સ્નેહલતાને છોડવવાની કોષીશ કરી તમારી સેવા બજાવવા ઉત્કઠા થઇ. આથી હુ લીલાપુર આવ્યો. હવે સમજયા!"

"તમે સ્નેહલતાને નિર્દોષ માનો છો?"

"ત્યારે શું તમે તેથી ઉલટુ ધારો છો?"

"હા! હું ચોકકસ માનુ છુ કે સ્નેહલતાએજ મારી બ્હેન સુશીલાને ઝેર દીધુ છે."

" તમારા બોલવા ઉપરથી તો એમ જણાય કે તમારી પાસે તેને ગુન્હેગાર ઠરાવવાને મજબુત પ્રમાણુ છે. પણુ તમે જરા તમારા મનથી વિચારીને કહો કે સ્નેહલતા તરફ તમારા દીલમા હમણાં હમણા વિરોધી સસ્કારો નથી ઉત્પન્ન થયા ? "

" ના. હું તેમ ધારતો નથી. "

" સરલકુમાર ! સાહસીક વિચારો ન કરશો. નિર્દોષને દોષિત ઠરાવવા મથતા, જ્યારે ખરી હકીકત બહાર આવશે, ત્યારે નિર્દોષને દોષિત ઠેરવવા આ-પેલી તમારી જુબાની, તમને કેટલી સાલશે તેનો ખ્યાલ છે ? "

સરલ આ સાભળી જરા ચમકયો. ત સમજ્યો નહિ પણુ તેના હ્રદયે ગુન્હો કબુલ્યો, અને તેથી તેના મોં ઉપર શેરડા પથરાવા લાગ્યા તે જીતેન્દ્રના મો જોઈ રહ્યો ઉત્તર આપી ન શકયો. જીતેન્દ્ર આ સમજયો અને તેથી પુન. પોતાના વિચારો સરલના મગજમા ઠસાવવા બોલ્યો —

" જુઓ હુ તમને બરાબર સમજણુ પાડુ હુ સ્નેહલતા તર્ફન નિર્દોષ છે એવુ માની વાત કરૂં છુ તે લક્ષમા રાખજો તમે તેને દોષિત માનોછો, તમારૂ કહેવુ ખરું છે કે મારૂં તે તો વખત આવ્યે સૌ સમજાઈ રહેશે પણુ તે દરમ્યાન હુ તમને એમ કહેવા માગુ છુ કે તમે તમારું હ્રદય તપાસો; અને અંદર જુઓ કે કોઇથી અંજાઈ જઈ તમે સ્નેહલતાને અન્યાય તો કરતા નથીને ? "

આ સાંભળી સરલનું દીલ દુભાયું તે બેચેન મનતો ગયો.

"તમે એમ સમજોછો કે હું કોઇના દાબમાં છું, અથવા મને કોઈ કંઈ સમજાવે તેમ ભરમાઉંછું?"

"હા. હું એમ ધારૂં છું."

"તમને કોને માટે વ્હેમ છે?"

"મોહિનીને માટે."

"આહ." જાણે હૃદયમા ઘા લાગ્યો હોય તેમ સરલથી ચીસ પડાઈ ગઇ.

"સરલકુમાર! મને ક્ષમા કરજો પણ સાચુ કહ્યા વિના મારાથી રહેવાતું નથી મોહિની માટે મને પ્રથમથીજ તિરસ્કાર છે, એ વાત તમારાથી અજાણી નથી હુ માનુંછુ કે જો તે તમારી સાથે હિંદુસ્તાન આવી ન હોત તો તમારી સ્થિતિ આવી કફોડી ન થાત."

આ સાંભળી સરલકુમારે પોતાનું મોઢું થોડી વાર પોતાના બન્ને હાથથી ઢાંકી દીધું. તેને બહુ વેદના થતી હોય તેમ ભાસવા લાગ્યું આખરે તેણે પોતાના હાથ મોઢા ઉપરથી લઇ લીધા, અને જરા કઠોર સાદે જીતેન્દ્રને કહ્યું:—

"જીતેન્દ્ર! મને કહેવા દો કે મે મોહિનીને અપમાન આપો છો, એટલુ નહિ પણ તેને ઘણોજ અન્યાય કરો છો હું મારા એ મીત્રનુ અપમાન મારી સમક્ષ સહી શકીશ નહિ હવે તમને હું ચોખ્ખું કહીશ કે જો તે મારી ધર્મપત્નિ નહિ બને તો બીજી

કોઈ પણ સ્ત્રી આ દુનીઆમા તો મારી અર્ધાંગના બનવા પામશે નહિ."

"આવી ઘેલછા કાઢવી, એ તમારા જેવા અમીરી ખવાસના સજ્જનને ન છાજે કયા તમારૂં કુળ, અને કયા મોહિનીનુ! એનો કશો વિચાર કર્યો? કૃપા કરીને મોહિનીને જણાવશો નહિ કે તમે એના રુપથી આટલા બધા દિવાના બની ગયા છો."

"ભલા જીતેન્દ્ર! તમને ખબર છે કે કમળ કાદવ-માંજ થાય છે? ત્યારે શું કમળની કદર દુનિયા કરતી નથી?"

"મોહિની કમળનુ ફુલ નથી પણ બાવળનો કાંટો છે."

"હીરાની પરિક્ષા ઝવેરીઓજ કરી શકે છે."

"પણ પરિક્ષા કરવાનો ગુણ, મગજની શકિત ઉપરજ આધાર રાખે છે, એ વાત તમે ભુલી જાવ નહિ"

"શુ ત્યારે મારી મગજ શકિત માટે તમને હલકો વિચાર છે?"

"ના તેમ નથી. મને તમારી વિચાર શકિત ગૂમ થઇ ગયાની શ કા થાય છે."

"ભલે, ગમે તેમ હો પણ મેં મોહિનીને મારી પત્નિ બનવા આગ્રહ કર્યો છે"

"અરે! ભલા ભગવાન!! પણ સરલકુમાર! તમે

જે બોલો છો તે મશ્કરીમાજ કહો છો એમ હુ સમજું છુ "

"ના. હુ સાચુ કહુ છુ "

"ત્યારે મોહિનીએ તમારી પત્નિ બનવા વચન આપ્યુ ?"

"ના."

"ત્યારે તો તે ડાહી "

" ના હુ તેમ માનતો નથી એમ કબુલ નહિ કરવામાં મોહિની મોટી ભુલ કરેછે પણ તેના મગજ ઉપર બહુ બોજો હોય એમ મને લાગ્યુ છે તે મને ચહાય છે પણ પરણવા કબુલ કરતી નથી મોહિની કહે છે કે, અમારાં લગ્નમા કોઇ વિઘ્ન આણી શકે તેમ છે તેથી તે લગ્ન કરવા કબુલ થતી નથી "

આ સાભળી જીતેન્દ્ર આશ્ચર્ય પામતો બોલ્યો —

"મારા ધારવા કરતા તે વધારે વિચારશીલ નીવડી માનો ન માનો પણ તે ઘણી સાહસીક છે, અને તેથી તેની સાથે સબધ બાધતા હુ તમને વારૂં છુ "

સરલે આનો ઉત્તર આપ્યો નહિ તે જીતેન્દ્રના શબ્દો ઉપર વિચાર કરતો હોય એમ લાગ્યુ હજી સરલ જવાબ વાળવા વિચાર કરેછે એટલામા દિવાનખાનાનુ બારણુ ઉઘડયુ, અને એક નોકરે અદર આવી ટપાલનો કાગળ સરલને આપ્યો. આ કવર

ઉપર કલકત્તાની પોસ્ટ ઓફીસની છાપ હતી. અક્ષર મોહિનીના લાગ્યા તેથી ઝટ કવર ફાડી કાગળ બહાર કાઢયો, અને વાંચતાં વાંચતાં જીતેન્દ્રને કહેવા લાગ્યો·—"માફ કરશો ભાઇ જીતેન્દ્ર! કાગળ જરૂરી હોવાથી એક મીનીટ મને વાંચવાની રજા આપશો."

કાગળ નીચે પ્રમાણે હતો·—

"સુખ નિવાસ ગૃહ"
કલકત્તા, તા ૨૬ મી ને બુધવાર.

વ્હાલા સરલકુમાર!

"આ પત્ર લખુ છુ તે વખતે મારા મગજમા ભડકા ઉઠે છે, હૃદય બળીને ખાખ થઇ જાય છે હાથ—ખરૂ કહુ તો આખું શરીર—ધ્રુજે છે, અને આ કાગળના અક્ષરો મારા કહેવાને સાક્ષી આપશે આખમાથી અશ્રુની ધારા વહે છે, અને સાવચેતી રાખ તાય કોઈ કોઇ ખારા ટીપા નીચે પડે છે તે મારા હૃદયની સ્થિતિ થોડે અશે પણ તમને સમજવામા મદદ કરશે"

"આ બધુ શુ કરવા થાય છે? તમને જે લખવા માગુ છું, તે તમને લખીશ, અને જ્યારે તમે તે વાચશો ત્યારે તમને કેટલી વેદના થશે, એ વિચાર મને આટલો સંતાપે છે."

"હુ જાઉ છુ અને તમને હવે પાછી મળી શકીશ નહિ. આમ કરવામા હુ મારા જીવનુ જોખમ વ્હોરી લઉં છુ પણ તેની મને દરકાર નથી હુ તમારે માટેજ—જે કરવા ધારૂ છુ તે—કરૂ છુ"

"તમે મને ભુલી જજો અગર જાણે આપણે માત્ર એક સ્વપ્નામા એકઠા થયા હતા એવુ માની લેજો. આ વાચી તમને ખેદ તો થશે પણ તે તો એક ક્ષણને માટે, થોડી વાર પછી તે ભુલાઈ જશે

અને આપણો સંબંધ—કદી બંધાયોજ નહોતો તેવી રીતે—વિસારે પડશે"

"વારવાર, તમે મને ચહાવ છો એવું કહેતા હતા. જો તે સત્ય હોય—તમે મને ચહાતા હો તો—હુ તમને તે ચાહના—તે વ્હાલના—સોગદ આપી લખું છુ કે આ વાત તમે કોઇને કરશો નહિ, મને શોધી કહાડવા નાહક ફાંફા મારશો નહિ. કારણ કે મારો કાગળ તમને મળે એટલામા તો હુ એટલે દૂર નીકળી ગઇ હઇશ, કે તેનો તમને પત્તો પણ નહિ મળે"

"કૃપા કરી બહેચરપ્રસાદને આ વાતની ખબર કરશો નહિ મારા આ વિચારો તેમજ આચરણથી તે તદ્દન અજ્ઞાત છે. જો તેમને મારા નાશી ગયાની ખબર પડશે તો તે મારી પૂઠ પકડશે મને હવે શોધવી તમને મુશ્કેલી છે પણ મારા કાકાને તો તે સ્હેલ છે."

"મ્હારા કાકા કાલે લીલાપુર આવવા અહીંથી નીકળ્યા તે વખતે મને સાથે આવવા કહ્યુ પણ મારે ઘણા જુના મીત્રો તેમજ સ્નેહીઓને મળવુ છે એવુ બ્હાનુ કાઢી હુ ત્યા આવી નહિ. મહાબલી મારી પાસે છે પણ તેની આખમા ધુળ નાખી તેનાથી છટકી–નાશી છુટવું એ મારે મન રમત છે"

"સસારની, ઉપરથી સુખી–આનદી–જીંદગી જોઈ, તેની અદરની મલીનતા અનુભવી હવે સસારની, દેખાતી દુખી –સકટવાળી–જીદગીનો અનુભવ મેળવવા શરૂ કરૂ એ અનુભવ કેવો નીવડશે–એ જીદગી કેવી જશે, એ અત્યારે કેવી રીતે કહી શકુ ?"

"હું જઇશ મને કોઈ ઓળખી શકે નહિ, જ્યા મારા આસુ કોઇ લુછવા આવી શકે નહિ એવી અજ્ઞાત જગ્યાએ હવે હુ જઇશ, અને મારૂ બાકી રહેલુ જીવન પુરૂ કરીશ. મારી કોઇને દયા આવે, મારે માટે કોઇનો જીવ બળે, એ જોવુ પણ હવે મને ગમતુ નથી"

"હવે હુ તમને તમારે માટે કહુ મારા જવાથી તમારી જીદગી બચશે તમારા મારા ઉપર એકઠા થનાર આફતના વાદળા એકઠા થવા પ્રયત્ન કરશે નહિ. તેમના પ્રયત્નમા ફાવશે નહિ તે થોડા વખતમા તમને વધારે નુકશાન નહિ પહોચાડતા વિખરાઈ જશે તમે ભયમાથી મુકત થશો બાકીની તમારી જીદગી સુખી જશે."

"છેવટે એટલીજ વિજ્ઞપ્તિ કરૂ છુ કે મને વીસારી દેજો આપણો સબધ ભુલી જજો મારી તપાશ કરશો નહિ અને આ કાગળને પણ વાચ્યા પછી બાળી ભસ્મ કરી ફેકી દેજો આપણા સબધના અત જોડે તેનો પણ અત આવવોજ જોઇએ. તેમ ન કરો તો તમને મારા સમ છે"

લી વિદાય લેતી–દુઃખી–

મોહિની.

પત્ર પૂરો વાચી રહેતા સરલ "હાય! મોહિની ગઈ. મને છોડીને ગઈ" એવો ઉચ્ચાર કરતો ખુરશી ઉપર ઢળી પડયો.

જીતેન્દ્ર 'શુ છે,' 'શુ છે,' એમ બોલતો, પોતાની ખુરશી ઉપરથી ઉભો થઈ, સરલની પાસે આવ્યો અને તેને પોતાના એક હાથ ઉપર ઢળવા દઈ બીજે હાથે સરલના ઉકળતા હૃદયને શાંત્તવન કરવા મથવા લાગ્યો



# પ્રકરણ વીશમું.

## જીતેન્દ્રને સોંપાયેલુ મીશન

કેટલીક વાર પછી સરલ શુદ્ધિમા આવ્યો તેનો ફિક્કો પડી ગયેલો ચ્હેરો વધારે ફિક્કો પડયો.

જીતેન્દ્ર પોતાના મીત્રને શુદ્ધિમા આવતો જોઇ બોલ્યો.—"સરલ કુમાર! તમને એકાએક શુ થઇ આવ્યુ? શું પત્રમા કંઇ નવા જુની છે?"

સરલ બોલ્યા વિના ખુરશી ઉપરથી ઉભો થયો, અને તે ઓરડામા પોતાના શીવાય બીજું કોઈ નથી એવી રીતે દીવાનખાનામાં આમ તેમ આંટા મારવા લાગ્યો તે ઘણો ઉશ્કેરાયેલો હતો થોડીવાર તો જીતેન્દ્ર સરલના ચાળા જોઈ રહ્યો પછી બોલ્યો—

"શા વિચારમા છો સરલકુમાર!"

"શા વિચારમા? હમણા આવેલા નીર્જીવ પત્રના. એક નીર્જીવ કાગળ કેવી ખબરો લાવે છે? કેવા ભયંકર સદેશાઓ આપી કેટલાકના તો પ્રાણ પણ હરી લે છે. અહા! શી તેની પ્રબળતા!"

"એ કાગળ કોનો છે?"

"એ બધા ખુલાસા એ કાગળજ તને બરાબર આપશે વસ્તુસ્થિતિ તને બરાબર સમજાવશે."

આમ બોલી—સરલકુમારે પેલો કાગળ જીતેન્દ્ર તરફ ટેબલ ઉપર ફેંકયો

"ત્યારે આ કાગળ હું વાચું ?" જીતેન્દ્રે ફરી પૂછ્યું.

"બેલાશક !"

પત્ર પુરો વાંચી પાછો આપતા જીતેન્દ્ર બોલ્યો:—

"મોહિનીએ લીધેલી વિદાયગિરી ખરેખર તમને સુખી કરવા માટેજ છે"

પત્ર પાછો લેતા સરલ આશ્ચર્ય પામતો બોલ્યો

"શુ તમે એમ ધારો છો ?"

"હા ! હુ એમ ધારુ છુ"

"તમને આમ બોલવાને શો હક છે ? શુ હુ કઇ બાળક છુ ? શુ હુ આધળો છુ ? ગાંડો બની ગયો છુ કે તમે બધા વારવાર મને શીખામણ આપવા નીકળી આવો છો ? હુ સાફ કહી દઉ છુ કે હવે વધારે વખત આવુ સાખી નહિ શકુ" એકાએક ઉશ્કેરાઈ જઈ સરલે કહ્યુ

"શાત થાવ ભાઈ સરલ !" સરલનો હાથ ઝાલી તેને ખુરશી ઉપર બેસાડતા જીતેન્દ્ર બોલ્યો.—"તમે મને પૂછો છો કે તમે ગાડા છો, બાળક છો કે આધળા છો હુ તમને તેનો જવાબ આપુ તમે આધળા છો, તમે બાળક છો, તમે ગાડા છો, ત્રણે છો નહિ તો આવા ચાળા કરો નહિ"

" જીતેન્દ્ર ! તમે આ શુ બોલો છો ? ખરેખર તમે હદ બ્હારની છુટ લેવા માંડી છે પણ—અરે ! મારું માથુ —"

એમ બોલતાં માથે હાથ દઇ-જાણે માથામા સખ્ત દરદ થતુ હોય તેમ—સરલ પાછો ખુરશી પર ઢળી પડયો

" ડૉકટરને બોલાવુ ? ડૉકટરની મદદની જરૂર છે ? " જીતેન્દ્રે પુછયુ

" ના, ના, ઇશ્વરની ખાતર કોઇને અહિયાં બોલાવશો નહિ  હું થોડા વખતમાં મારી મેળે સાજો થઈ જઇશ  મને ખાસ કઈ દરદ નથી  પણ તમે તમારે જે કહેવુ હોય તે કહે જાવ  મને ગાડો કહો, બાળક કહો, આંધળો કહો, જે તમારે કહેવુ હોય તે કહો  મારી પરિક્ષા તો તમે ઠીક કીધી ! "

" હુ તમારા સ્વાર્થ માટે કહું છુ બાકી મને તેમા કશો લાભ નથી  હુ ધારૂ છુ કે તમે કેટલાક વખતથી માનસીક રોગોથી પીડાવ છો  આથી તમે તમારાં કેટલાક કર્તુકોની જવાબદારીમાથી મુકત થાવ છો "

" ત્યારે તમે મને છેકજ ગાંડો ઠરાવ્યો ! પ્રભુ ! પ્રભુ ! ! "

" ના, છેક ગાંડા નહિ " જીતેન્દ્રે સરલને કહ્યુ :—" હુ જે તમને કહેવા માગુ છુ તે બરાબર સમજાવું. તમે યુગન્ડામાં બીમાર પડયા. તમે

માંદા માંદા પણ તમારા વતનમા આવ્યા. તે વખત પછી તે અત્યાર સુધી તમને માનસીક પીડા રહી તમારા મગજમાંનુ 'સેરીબ્રમ'—વિચાર શકિતની જગ્યા, ખાલી થઈ ગઇ આથી તમને આરામ લેવાની ખાસ જરુર છે. તમારી મુસાફરી દરમ્યાન મોહિની-એ સ્ટીમર ઉપર તમારી સારવાર કરી નબળી માનસીક સ્થિતિમા તેણે જોઈતા સસ્કારો તમારા મગજ ઉપર ઠસાવ્યા—તમારા દીલમાં તેને માટે એક પ્રકારની વાસના પેદા થઈ. એની તમને લગની લાગી અને આ લગનીથી તમને એક પ્રકારનુ દિવાનાપણું થયું છે એ દિવાનાપણાથી—એ વિષમ ભ્રમણતાથી તમે તમારી હકદાર—થનાર—પત્નિ સ્નેહ-લતાને ગુન્હેગાર જુઓ છો. અને મોહિનીને નિર્દોષ માનો છો "

" પણ સ્નેહલતા ઘણા ભયકર ખુનના કામમા ગુન્હેગાર છે."

" હુ તે માનતો નથી "

" પણ તમને ખબર નથી. મારી બ્હેને તેને ઝેર દવામા ભેળતા જોઇ હતી. અને મરતી વખતે આ બાબતનો એકરાર કરતી ગઈ છે "

" તમારી બ્હેને એમ માનવામા અને બોલવામા ભુલ કરી છે. મને લાગે છે કે જયારે એ આમ બોલી હશે ત્યારે તેને ડીલીરીયમ—સન્નેપાત લાગુ પડયો હશે."

"અરે ! પણ આ તમે શું બકો છો ?"

"એજ કે રચાયેલા નાટકનો એ પણ એક પ્રવેશ ભજવાયો છે."

"ખરેખર ! ત્યારે તો મારે કહેવુ જોઇએ કે હું ગાંડો નથી પણ તમે ગાંડા થયા છો ઝેર સ્નેહલતાએ ન આપ્યુ ત્યારે બીજા કોના હાથે તે અપાયુ ?"

"મોહિનીના હાથે"

"મોહિનીના હાથે ?" એમ બોલતો સરલ ખુરશી ઉપરથી એક કુદકો મારી જીતેન્દ્રની છેક આગળ આવી તેનો હાથ પકડી ગુસ્સામા આવી જઈ બોલ્યો·—"જીતેન્દ્ર ! ફરી મોહિનીનું નામ લીધું છે તો પેલા હન્ટર વતી તારો વાંસો રંગી નાખીશ"

આમ બોલી જીતેન્દ્રનો હાથ છોડી પાછલે પગે પાછો હઠી પોતાની ખુરશી ઉપર પાછો પડયો

મિત્રના આવા આચરણથી લેશ માત્ર પણ ન ગભરાતા, તેના બોલવાનુ જરા પણ ખોટુ મનમાં ન લગાડતા, જીતેન્દ્ર બોલ્યો.—"શાન્ત થાવ, શાન્ત થાવ સરલકુમાર ! આમ આટલા શે તપી જાવ છો ?"

આમ બોલી જીતેન્દ્ર ભીંત ઉપર લગાડેલું 'કૉલબેલ' નુ બટન દાબી નોકરને બોલાવવા જતો હતો પણ તેનુ આ આચરણ સરલની ધ્યાનમા આવતા, તેને તેમ કરતો અટકાવી બોલ્યો.— "શું કરો છો જીતેન્દ્ર !"

"હુ નોકરને બોલાવી ડૉકટરને તેડવા મોકલું છુ."

"ના ના; તમે તેમ કરતા નહિ પણ મને મોહિની માટે શક લાવવાના તમારાં કારણો સમજાવો."

જીતેન્દ્ર પાછો ફર્યો અને પોતાની જગ્યાએ બેઠો. તે બોલ્યો.—"મારાં કારણો અત્યારે દર્શાવી શકાય તેવાં નથી. એક કારણ જે અત્યારે મને વધારામાં જડયુ છે તે કહું. અને તે તમારા ઉપર આવેલો મોહિનીનો પત્ર. તેનુ એકાએક ગુમ થવું, એ છે."

આ સાંભળી સરલ વિચારમા પડી ગયો જીતેન્દ્રના શકની વજુદ સમજાઈ તે બોલ્યો.— "ખરેખર! આ સ્ત્રીએ નાશી જવામા મોટી ભુલ કરી છે. પણ જીતેન્દ્ર! થોડીવાર ઉપર તમે મને મદદ કરવાની ઇચ્છા દર્શાવી હતી. જો તમે તે શુદ્ધ—નીખાલસ હૃદયથી બોલ્યા હો, જો તમને મારે માટે ખરેખર દયા હોય તો મને વચન આપો કે તમારો શક—મોહિની માટેનો—તમે બીજા કોઇને જણાવશો નહિ"

"હુ એવું વચન કેવી રીતે આપુ?" જીતેન્દ્ર બોલ્યો.—"બીજી એક નિર્દોષ બાળાનો બચાવ કરવાને હુ વચનથી બંધાઈ ચુકયો છુ."

"તોપણ તારે વચન આપવુ જ પડશે. મારી ખાતર!"

હુ એક સરતે તેવું વચન આપુ અને તે એ

કે. મોહિનીના સંબધમાં જો વધારે પુરાવા મને ન મળે તો તમારું કહ્યુ કરુ."

"હુ તમારી મિત્રતાની કસોટી કરવા માગુ છું."

"તે કેવી રીતે ?"

"એક મીશન હું તમને સોપુ છુ અને તમારે તે કરવુ પડશે તમે કલકત્તે જાવ, મોહિનીને મળો. અને તેની આબરુ ખાતર, મારી ખાતર, મારા સુખની ખાતર, તેને સમજાવી લીલાપુર લાવો"

"તમારી ખરેખર આ વિચીત્ર માગણી કહેવાય."

"ના તમેજ તેના ઉપર શક આણ્યો જો કદી બીજાને એવો શક જાય તો મોહિનીનુ સત્યાનાશ નીકળે તેની કેટલીક વાતો ભેદભરી છે. અને એનો ખુલાસો એજ આપી શકે તેમ છે"

"પણ મોહિનીને મારે કલકત્તામા કેવી રીતે શોધી કહાડવી?"

"કેમ ? તેના કાગળમા તેનુ ઠેકાણું લખેલુ છે. જો કદાચ તે ત્યાંથી નીકળી પણ ગઈ હોય તોયે તમને તેનો પત્તો શોધી કહાડવો મુશ્કેલ નથી"

"મોહિનીને શોધવામાં હું ફત્તેહમદ નીવડયો તો પછી મારે શુ કરવુ ?"

"એને કોઈપણ પ્રકારે સમજાવી અહીંયા લાવવી."

"પણ તે અહીંયા આવવા ના પાડે તો ?"

"તમે તેને એમ સમજાવશો કે તેના નાશી

જવાથી ખુનનો આરોપ તેના ઉપર આવશે તો તે જરૂર બીકની મારી પણ તમારી જોડે લીલાપુર આવવા કબુલ કરશે ”

“ તમારા આટલા પરિચયમા તમને એને માટે શક લાવવાનુ એક પણ કારણ મળ્યુ નથી ? ”

“ ના હું તે સોગદ ઉપર કહુ છુ જીતેન્દ્ર એને અને મને બન્નેને બચાવ જો તુ જવા તૈયાર નહીં થશે તો એ ફરજ મારેજ બજાવવી પડશે હું જાતે કોઇ પણ ભોગે કલકત્તે જઇશ. પછી પરીણામ ભલે જે આવવાનુ હોય તે આવે ”

જીતેન્દ્રે થોડીવાર વિચાર કર્યો હવે શુ કરવુ તેનો વિચાર આવ્યો થોડીવાર પછી જવાનો નિશ્ચય થતા તે ઉઠયો અને સરલ જોડે હાથ મેળવતા કહ્યુ.

“ ઠીક, ત્યારે હુ તમારે માટે કલકત્તે જઇશ અને બનશે તો તમારુ આપેલુ મીશન પાર પાડી પાછો આવીશ ”

આમ બોલી જીતેન્દ્ર મિત્રની રજા લઈ કલકત્તે જવા સ્ટેશન ઉપર આવ્યો

જીતેન્દ્રના જવા પછી બીમાર છતા સરલે એવી થંડીમાં ઘોડો મગાવી, તેપર સ્વાર થઇ ‘ભૈરવ કોટેજ’ તરફ પ્રયાણ કર્યુ



# પ્રકરણ એકવીસમુ.

## બ્રહ્મેશ્વરપ્રસાદની છેલ્લી રમત.

સરલ 'ભૈરવ કોટેજ' તરફનો રસ્તો લીધો રસ્તામા પ્રત્યેક મીનીટે નવા નવા વિચારો આવતા પણ બીજીજ મીનીટે તે ભુસાઇ જઈ તેની જગ્યાએ નવાજ વિચારો મગજમા ગોઠવાતા હતા.

આ વખતે સધ્યાકાળ પડી ગઇ હતી થડો પવન ફુકાતો હતો, છતા આપણા ઘોડેસ્વારને કપાળે તો પરસેવાના ટીપા બાઝતા હતા તેની આખમા અગન બળતી હોય, અને તેનુ મસ્તક જાણે ભમતુ હોય એમ જણાતુ હતું 'ભૈરવ કોટેજ' પહોચતા સૂધી ઘણીજ મુશીબતે તેણે ઘોડા ઉપર પોતાની બેઠક ટકાવી રાખી ત્યા પહોંચતાંજ થાકથી લોથ થઈ ગયેલા જેવો જણાયો ઘણી મુશ્કેલીથી તે ઘોડા ઉપરથી નીચે ઉતરી શકયો

તેણે બારણુ ઉઘાડવા ઘટડી વગાડી હજી અડધી મીનીટ થઇ નહિ હશે; પણ તેની થાકને લીધે અધિરાઈ એટલી બધી વધી ગઈ હતી કે, તેને જાણે પાચ મીનીટ વીતી ગયા જેવુ લાગ્યું. બારણુ ઉઘડતાં ઉઘાડનાર પ્રત્યે તપી જઈ કહેવા લાગ્યો.—"અલ્યા, બારણુ ઉઘાડતાં આટલી બધી વાર? તારા શેઠ ઘરમાં છે કે?"

"હા, જી"

"લે, મારા ઘોડાને તબેલામા બાધી આવ, અને તારા શેઠને મારા આવ્યાની ખબર કર"

વચલા હૉલમા સરલે થોડીવાર અરબડીયા ખાવા માડયા આખરે એક ખુરશી ઉપર પડી, થાક અને ઉદ્વેગને લીધે ભરાઈ આવેલુ તેનુ હૃદય ખાલી કરવા લાગ્યો–હૃદયનો ભાર ઓછો કરવા લાગ્યો

થોડી મીનીટમા બહેચરપ્રસાદ રૂમમા દાખલ થયો અને સરલની આવી પ્રકૃતિ જોઈ તેનાથી એકાએક ગભરાઈને બોલાઈ ગયું—"સરલકુમાર! આ શુ? આનો શો અર્થ!"

"મને સમજ પડતી નથી જાણે મારો પ્રાણ નીકળી જતો હોય એમ મને લાગે છે"

"છટ્" બહેચરપ્રસાદ બોલ્યો—"હજી તો તમે દશને મારીને મરો તેવા છો એવી હીચકારાભરેલી વાતો મને પસદ નથી લ્યો આ 'ઓ–ટી' તે ચૈતન્ય આણનારી ઉત્તમ દવા છે જરા પીશો એટલે તમારી બધી ગમગીની ઉડી જશે, તમારી નાશીપાસી દૂર થશે" આમ બોલતે બોલતે બહેચરપ્રસાદે 'ઓ–ટી'નો શીશો તથા પ્યાલી સરલ તરફ ઘસેડી પછી જરા ચાલાકીથી કહેવા માડ્યુ.—"જુવો, મરવાની વાતો અત્યારથી કરવામા શો ફાયદો? હજી તમારા અને મોહિનીના લગ્ન થવાના છે તમે ગુજરી જાવ પછી તે બીચારીનુ શુ?"

"ભલા, ભાઈ  હવે મારી મશ્કેરી કરવી બંધ કરશો? તમને કોઇની લાગણી દુખાવવી સારી લાગે છે? તમારા શબ્દો મારા ઘા ઉપર છરી ભોકવા જેવા છે—બળતામાં ઘી હોમવા જેવા છે. મોહિનીના સબંધમાં વાતો કરી મને કયા સુધી રમાડયા કરવો धार्यो છે?"

"તમે શુ કહેવા માગો છો તે હું સમજ્યો નહિ."

"મારી પત્નિ બનવા મે મોહિનીને ઘણીવાર સમજાવી  મને તે ચહાય છે એ વાત તેણે કબુલ કરી. પણ લગ્ન કરવાની વાત આવે છે ત્યારે કહે છે કે આપણા લગ્ન થશે નહિ. આનો ભેદ મને સમજાવશો?"

બહેચરપ્રસાદ આ સાંભળી ઝ ખવાણો પડી ગયો. તેણે પોતાના હોઠ કરડયા  પછી પોતાની હમેશાની ગંભીરાઈ ધારણ કરી બોલ્યો:—"ખરેખર, તમે મને ભમાવવા આમ માર્મીકપણે બોલોછો. મારી ભત્રીજીને મોઢેથી મે ઘણીવાર સાભળ્યુ છે કે તે તમને પરણવા રાજી છે; માત્ર એકજ વિચાર તેના આચરણની આડે આવે છે"

"તે કયો?"

"તેની ગરીબાઇનો. મનુષ્ય માત્રને પોતાનુ અભિમાન હોય છે એટલે મોહિનીમાં એનો અંશ હોય તેને માટે તેનો વાંક કઢાય નહિ. તમે ગરીબ છોકરી જોડે લગ્ન કર્યાં, એવી પાછળથી લોકોની

ગાળ એ સાભળવા રાજી નથી. એના કરતાં તો પરણવું નહિ એ વાત તે વધારે પસંદ કરે છે."

"માત્ર આ એકજ મુશીબત છે?"

"હા, એ એકજ"

"પણ મે તમને ઘણીવાર નથી કહ્યુ કે મોહિનીના નામ ઉપર હુ એક સારી જેવી રકમ બેકમાં મુકનાર છુ?"

"હા, તમે મને કહ્યુ હતુ પણ તમે તે વાત મોહિનીને કહી હતી?"

"ના"

"હ્યો ત્યારે આ બધા ભેદભરમનો અહિયાજ અત આવ્યો—"

"જો મને આ વાતની ખબર હત તો કયારનોએ આ વાતનો મે ખુલાસો કરી નાખ્યો હત." સરલે જવાબ આપ્યો

"ત્યારે મારી વાત સાચી છે, તેને માટે મારા શબ્દો ઉપર ભરોસો રાખો"

સરલકુમારે માથા ઉપર હાથ મુકી ખુરશી ઉપરના તકીયા ઉપર પોતાનુ માથુ મુકયુ, તેથી બહેચરપ્રસાદના ચ્હેરા તરફ તેનુ લક્ષ્ય ગયુ નહિ બહેચરપ્રસાદ ઘણીજ બારીકીથી પોતાના શબ્દોની સરલ ઉપર શુ અસર થાય છે તે આ બધો વખત તપાસતો હતો

"જો મને એમ ખબર હત કે આજ કારણથી—"

"સરલકુમાર! આજ તમને શુ થયુ છે? કેમ આજ આટલા બધા શંકાશીલ–વ્હેમી–જણાવ છો?" બ્હેચરપ્રસાદ, સરલકુમાર પોતાનુ બોલેલુ વાકય પુરૂં કરે તે અગાઉ બોલી ઉઠયો.

આ વખતે સરલે પોતાના ખીસામાંથી મોહિનીનો પત્ર કાઢયો થોડી મીનીટ સૂધી તેણે પોતાના હાથમા તે ઝાલી તેના ઉપર વિચાર કીધો પણ કશા નીરાકરણ ઉપર ન આવી શકતા તેણે પાછો તે પત્ર પોતાના ખીસામા મૂકયો.

બ્હેચરપ્રસાદ સરલની આ પ્રત્યેક હીલચાલ ઘણી બારીકીથી તપાસતો હતો પણ પોતાના વિચારોમાં લીન થઇ ગયેલા સરલને આની કશી ખબર નહોતી.

"મોહિની તમારી સાથે પાછી લીલાપુર કેમ ન આવી?" એકાએક સરલે આમ બ્હેચરપ્રસાદને સવાલ કરી તેને મુંઝવણમાં નાખી દીધો. પણ જમાનાના ખાધેલ બ્હેચરપ્રસાદને તેનો પ્રત્યુત્તર આપતાં વાર ન હોતી.

"કલકત્તામા કેટલાક તેના સ્નેહીઓને મળવું હતું તેથી તે ત્યાં રહી છે."

કલકત્તામા રોકાવવાનુ આ તેનુ બ્હાનુ તમને ખરૂં લાગે છે?"

"હા."

"ત્યારે તમે એમ માનો છો કે મોહિની હવે પાછી લીલાપુર આવશે?"

"શા માટે નહિ? તે અહિંયા આવવીજ જોઇએ"

"તમારા ઉપર મોહિનીનો અહીં આવવા સબંધી કંઈ પત્ર છે?"

"ના, પણ પ્રત્યેક પળે તેના પત્રની રાહ જોઉં છું"

"ત્યારે તો—" આમ અધુરૂં વાક્ય બોલી સરલ વિચાર કરવા લાગ્યો. મોહિનીનો આવેલો પત્ર તેના કાકાને વંચાવવો કે નહિ તે નક્કી કરતા તેને કેટલોક વખત લાગ્યો

બહેચરપ્રસાદને લાગ્યું કે કંઈ નવાજુની થઈ છે, તેથી સરલકુમાર આજે આવા પ્રશ્નો પૂછે છે સરલ-કુમારના હાથમાંનો કાગળ કોનો છે અને તેમાં શું લખ્યું છે તે જાણવાની અધિરાઈ થઇ આવવાથી તેણે પૂછયું —

"સરલકુમાર! શું ખાસ કંઈ બનવા પામ્યું છે? કેમ આટલા બધા મુંઝાવ છો? જે હોય તો કહો તેનો તમને ખુલાસો મળે એમ મનમાં મુંઝાઈ રહ્યે શું વળે?"

બહેચરપ્રસાદને એટલું તો લાગ્યું કે સરલ-કુમારનું બોલવું આધાર વગરનું નથી તેને લાગ્યું કે સરલકુમાર પોતાના હાથમાંનો પત્ર વાંચવા આપવો કે નહીં તેની ગડમથલ પોતાના મન સાથે કરે છે. આથી તેણે પાછું સરલને સંબોધ્યું —"શું એ મોહિનીનો પત્ર છે?"

"હા"

"એ પત્રમાં શું કશા માઠા સમાચાર છે?"

"સારા સમાચાર તો તેમાં નથીજ તમને એ કાગળ વાંચવા આપવો કે નહિ તેનો વિચાર કરૂ છું."

"જો મને એ કાગળ વંચાવવાથી તમારી મુશ્કેલીઓ દુર થશે, એમ તમે માનતા હો તો બહેતર છે કે, એ કાગળ મને ઝટ વંચાવો, અને તમારા હૃદય અને મગજ ઉપરનો ભાર ઓછો કરો."

"ત્યારે લ્યો આ કાગળ, અને મને કહો કે તમે આ કાગળ વીશે શો મત બાંધો છો?"

"બહેચરપ્રસાદે કાગળ હાથમા લીધો અને વાંચવા માડયો જેમ જેમ તે વાચતો ગયો તેમ તેમ તેના ચ્હેરા ઉપરના રંગ બદલાતા ગયા; ભય, ગુસ્સો, અને તીરસ્કારના ચિન્હો અનુક્રમે દેખાવા લાગ્યાં જો સરલે આ જોયું હત તો તેની મુઝવણ વધત, અને બહેચરપ્રસાદને આટલું લાગવાનુ કારણ શોધવા મથતા વધારે બીમાર બનત. પણ સારા કે માઠાં નશીએ તે પોતાના વિચારોમાથી પોતાનુ મન કાઢી બીજે કશે પરોવવા જેવી સ્થિતિમા નહોતો.

કેટલીક વારે સરલે ઉંચુ જોયું અને બહેચરપ્રસાદને પૂછયું — "તમે શુ અનુમાન બાંધો છો?"

પોતાનો અસલ સ્વભાવ ધારણ કરતો—ચ્હેરા ઉપરની ગમગીનીને છુપાવતો—ઠાવકુ મોઢુ રાખી બહેચરપ્રસાદ બોલ્યો:—

"પહેલુ' તો એ કે મોહિની મુર્ખ છે."

"પણ તેના શબ્દો ઉપરથી શુ અનુમાન બાંધો છો ?"

જરા હસીને બહેચરપ્રસાદ બોલ્યો—"એમા શું કહેવાનુ છે? તેના વિચારો આ કાગળ ઉપરથી ઘણીજ સહેલાઇથી સમજી શકાય તેવા છે. તેની ગરીબાઈ તેને બહુ સાલે છે એવી ગરીબ અને પરવશ જી દગી ગુજારવા કરતા, મરી જવુ, અથવા કોઈ એકાત જ ગલમા જવુ, તે વધારે પસ'દ કરે છે."

"તમે માનો છો કે તમારૂ ધારવુ ખરૂ છે?"

"તદ્દન, એમા કશોાજ શક નથી"

"ત્યારે તમે મને આવા સ જોગોસા શી સલાહ આપો છો ?"

"જુવો ! તમને આવા કામમા સલાહ આપવી એ મારુ કામ નથી પણ તમારૂ બહેતર થાય, તમે સુખી થાવ એ જોવા હુ ઇચ્છતો હોવાથી અને તમે મારી સલાહની માગણી કરો છો તેથી, હુ સલાહ આપુ છુ કે તમે મોહિનીને સ્વતત્ર બનાવો"

"તે કેવી રીતે?"

"જુવો, મોહિનીને મારી આર્થિક સ્થિતિની ખબર નથી એ માને છે કે હુ સારો પૈસાવાળો છુ તો તેના લગ્ન નિમીત્તે મારે એક સારી રકમ તેને ભેટ આપવી આથી તે પોતાને પૈસાવાળી માનશે

અને ગરીબાઇના ખોટા ખ્યાલો છોડી દેશે. તમારી વ્હાલી બ્હેન સુશીલાના અકાળ અવસાનથી તમારી દોલતમા હમણાં સારો વધારો થયો છે, તો મને તમારી મીલકતનો ટ્રસ્ટી બનાવો. એક સારી રકમ મારા હાથમા મુકો કે જે હું મોહિનીને મારા નામથી ભેટ કરી દઉ, આથી એને પછી લગ્ન કરવામાં કશો કચવાટ રહેશે નહિ જો હમણા એ એમ જાણે કે તમારા પૈસા હુ એને આપુ છુ તો તે મારી બક્ષીસ લેવાને અચકાશે અને આનાકાની કરશે માટે મને તો આ સરળ અને ઉત્તમ માર્ગ લાગે છે; પછી તો તમને જેમ ઠીક લાગે તેમ ખરૂ તમે તમારી જાતના અને દોલતના મુખ્તીયાર અને માલીક છો."

"આપણી આ હકીકત કદાચ તે જાણી જશે તો?"

"કેવી રીતે જાણી જાય ? એના પાસેના સગામા હુ એકજ છુ તેમજ મારે કોઈ વારસ ન હોવાથી એને હુ વારસ તરીકે ગણીને આ બક્ષીસ આપીશ. મારી પણ ઉમ્મર થઇ છે એટલે લગ્નને ટાંકણે આવી બક્ષીસ બીજો વિચાર તેના મગજમા નહિ આણી શકે. વળી લગ્ન પણ તમારા હુ જલદીજ નક્કી કરી નાખીશ લગ્ન થઇ જાય પછી ભલેને તેને ખબર પડે ? તેની આપણને થોડીજ દરકાર છે!"

"તમારી સલાહ મને રુચી અને એને હું હમણાજ અમલમા મુકી દઇશ. પણ જો લોકોને આ વાતની ખબર પડશે તો આપણે બધા સખ્ત ટીકાને પાત્ર થઇશુ"

"અરે! તમારે દુનિયાની શી પરવા છે? તમે તમારી મેળે લગ્ન કરી હમણાં એકાદ બે વર્ષ અમેરીકા, ફ્રાન્સ, કે જર્મની જઇ આવો એટલા વખતમાં બધુ એ અહિયા ટાઢુ પડી જશે. અને તમે મને તમારી મીલકતનો ટ્રસ્ટી બનાવીને જશો પછી મારે તો અહિંયા તમારુ કામ સભાળવા રહેવુ જ પડશે. હુ તમારી વતી બધાને જવાબ આપવા બેઠો છું અને આખી દુનિયાને પહોંચી વળવાને એકલો સમર્થ છુ તમે આમ કેમ ગભરાવ છો? જુવો સરલકુમાર! મારે તમારામાં કશો સ્વાર્થ નથી માત્ર મારી ભત્રીજી તમને પરણી અને સુખી થાય અને તમે સુખી રહો એ મારે મન મારી મહેનતનો બદલો, અને મારુ એજ મ્હોટુ સુખ"

"તમારી આવી નિ.સ્વાર્થ લાગણીને માટે તમારો ઉપકાર માનુ છુ હુ આવતી કાલેજ મારા સોલ્રી-સીટરને ટ્રસ્ટડીડ તૈયાર કરવા કહુ છુ તથા મોહિનીને બક્ષીસ આપવા તમારા નામનો રૂ ૧૦૦,૦૦૦) એક લાખનો કલકત્તાની સ્પીશી બેક ઉપરનો ચેક લખી મોકલુ છુ હુ ધારુ છુ કે એક લાખ રૂપીયા હાલ ઓછા નથી કેમ?"

"ના, એ વ્યાજબી રકમ કહેવાય. ખરેખર, સરલકુમાર! તમારી વિચાર કરવાની શકિત ઘણીજ વિવેકી છે તમારુ બધુંજ બોલવું હમેશાં વ્યાજબી હું જોતો આવુ છુ જો તમારા જેવા ચોખ્ખા મગજ-વાળા અને સરળ હૃદયના—દુનિયાના બધા માણસો

હોય તો દુનિયાનો વ્યવહાર કેટલી બધી—સરલતાથી ચાલે ? પણ દુનિયામાં ક્યાઈ પાંચે આગળી સરખી દીઠી છે ? ”

“ પણ મોહિનીને તેના મુર્ખાઇભરેલા વિચારો આચરણમાં મુકતા અટકાવવાનો કશો રસ્તો તમે મને ન દેખાડયો ? ”

“ અરે એ વાત તો હું તદ્દન વીસરી ગયો.” બહેચરપ્રસાદ બોલ્યોઃ—“ પણ એ કાગળ ક્યારે આવ્યો ? ”

“ આજે ”

“ ત્યારે તે કાલનો લખેલો હોવો જોઇએ. ”

“ પણ મારે તમને એક વાત અહિંયા જણાવવાની રહી ગઇ છે મે મારા એક મિત્રને આજે કલકત્તે રવાને કર્યો છે અને તેને મોહિનીને સમજાવી, ફોસલાવીને પણ લીલાપુર લાવવાનુ કહ્યુ છે ”

“ એ તમે ઘણુ સારૂ કર્યું તમારા મિત્રને જરુર ફત્તેહ મળશે પણ કદાચ જો તે ન ફાવે તો પણ મને તેને શોધી કહાડી લીલાપુર આણુતા વાર નથી મોહિનીએ પણ પોતાના પત્રમા એ વાતનો એકરાર કર્યો છે ”

“ કાલે આપણને તેનો કઈ પણ પત્તો મળશે કારણ કે મારા મિત્ર મી જીતેન્દ્રરૉય કલકત્તે પહોચી તપાસ કરી જરૂર મને તાર કરવાનાજ ”

જીતેન્દ્રરૅાયનુ નામ કાને પડતાં પાછુ બહેચર-પ્રસાદનુ મો કટાણુ થયું તે બોલ્યો “ જીતેન્દ્ર—જીતેન્દ્રરૅાય—એ નામ મેં સાંભળ્યું છે મને યાદ છે. હા ! હા !! હવે મને યાદ આવ્યુ મોહિનીને મોઢેજ મેં તે નામ ઘણીવાર સાભળ્યું હતુ ”

“ યુગન્ડામા એ પણ હતા ”

‘ હ. અને તમે બધા સાથેજ અહિંયા આવ્યા નહિ ? ”

“ હા ”

પછી બહેચરપ્રસાદે મોહિનીને નાશી જતાં અટકાવવાનુ કામ માથે લીધુ અને પ્રસન્ન થતો સરલકુમાર ભૈરવ કૅાટેજથી મ ગળ ભૂવન પાછો આવ્યો

સરલકુમારના ગયા પછી બહેચરપ્રસાદ એકલો પડયો મોહિનીનો પત્ર વાંચી તેનો પીત્તો ઘણો ઉછળી આવ્યો હતો પણ સરલકુમારની હાજરીને લીધે તેને તેનો ગુસ્સો સમાવવો પડયો હતો તે હવે ગુસ્સામા ને ગુસ્સામા દિવાનખાનામા આમથી તેમ આંટા મારવા લાગ્યો

“ ગોટાળો ઘાલ્યો. આખરે તેણે ગોટાળો વાળ્યો! આખરે જાત તો સ્રીનીજ ને ? ” આમ બહેચરપ્રસાદ બબડવા લાગ્યો —“ ખરેખર એણે મને ભડકાવ્યો છે. હુ નથી ધારતો કે તે લખે છે તે પ્રમાણે નહાશી જાય, છતાં પણ મહાબલીને ચેતાવવી તો જોઇએ પણ તે કેવી રીતે ? હાં, એક રસ્તો સુજી આવ્યો

છે ” આમ સંભાષણ કરી બહેચરપ્રસાદે ઘંટડી વગાડી તરતજ એક નોકર અંદર દાખલ થયો. તેને રામગીરને અંદર મોકલવાનુ ફરમાવ્યુ. થોડી વારમા રામગીર તેના શેઠની હજુરમા હાજર થયો.

“ રામગીર ! ” બહેચરપ્રસાદ પોતાના ખરા સ્વરૂપમા આવી બોલ્યો:—“ હવે મને ભય લાગે છે.”

“ મેં તમને માઇકલના ઘરની હકીકત કહી, ત્યારથીજ મને તો ભય દેખાયો છે ” રામગીરે જવાબ આપ્યો

“ એવા ભયની તો હુ પરવા પણ નથી કરતો ” ગુસ્સામાં આવી જઈ બહેચરપ્રસાદ બોલ્યો·—“ એ ભય સ્વરૂપ પકડે કે નહીં તે તો હજી જોવાનુ છે. પણ મને તો ઘરકુટયાનો ભય પેદા થયો છે ”

“ એટલે ? ”

“ મોહિની આપણને છોડી નાશી જવા માગે છે તેણે સરલકુમારને પત્ર લખી સઘળી હકીકત જણાવી છે કદાચ તે મહાબલીની નજર ચુકાવી છટકી જાય તે સંભવીત છે માટે કોઈ પણ રીતે અત્યારે—મહાબલીને ચેતાવવી જોઇએ ”

“ તેને માટે આપે શો રસ્તો શોધી કહોડયો છે?”

“ તારે અત્યારે ને અત્યારે કલકત્તે જવું. સરલકુમારે તેના એક મિત્રને આજે કલકત્તે મોકલ્યો છે. તે માણસ ઘણો ભયંકર છે. એની અને મોહિનીની મુલાકાત નજ થવી જોઇએ તે પહોંચે તે પહેલાં તો

તારે ત્યા જઈ મોહિનીને તેને મળતા અટકાવવી જોઇએ."

"તે કેવી રીતે બની શકે? અત્યારે કલકત્તે જવાની ટ્રેન નથી."

બહેચરપ્રસાદે તરતજ ટેબલ આગળ જઈ એક ઇસકોત્રામાંથી રેલ્વે ટાઇમ ટેબલ કાઢયુ, અને તેમાં બરાબર જોઈ બોલ્યો:—" જો, બરદ્વાનથી રાતના અઢી વાગે મેલ ટ્રેન ઉપડે છે તે કલકત્તે મળસ્કે પહોચશે. સરલકુમારનો મિત્ર પેસેજરમા ગયો છે એટલે તમારે બન્નેને બહુ ફરક નહી પડે હવે અહિ થી બરદ્વાન જવુ કેવી રીતે તે સવાલ છે બરદ્વાન અહિંથી પગ રસ્તે માત્ર સત્તાવીશ માઈલ થાય છે આપણી ઘોડી ઉપર જો તુ જશે તો તને ભાગ્યેજ બે કલાક બરદ્વાન પહોચતા લાગશે હજી સાડાનવ વાગ્યા છે અને તુ જમી પરવારીને અગીયાર–સાડા અગીયાર- વાગે નીકળશે તોયે તું વખતસર બરદ્વાન પહોચશે કલકત્તે પહોચી તારે પહેલુ કામ મોહિનીને સ તાડી દેવાનુ કરવાનુ કારણ કે તેની હાલની મગજની સ્થિતિ જોતા કદાચ તે આપણી સઘળી હકીકત જણાવી દે એ બનવાજોગ છે, અને જો આપણી હકીકત બહાર આવી તો આપણી સઘળી મહેનત ધુળધાણી થવાની, અને આપણે પાયમાલ થવાના બોલ રામગીર! આ કામ કરવાને તુ તૈયાર છે?"

"હા!"

"હુ જાણુ છુ કે તું આ કામ કરી શકે તેમ છે, માટેજ તને એ કામ સોંપુ છુ. તારામાં મારો પુરતો વિશ્વાસ છે. મારી નીમકહલાલીથી નોકરી કરી તારે ઘણુ મેળવવાનું છે. મારી જોડે દગો કરવાથી તારી પાયમાલી છે તે તું સારી રીતે જાણે છે."

"હુ તમારી જોડે દગો શુ કરવા રમુ ? તમારી નીમકહલાલીથી નોકરી બજાવી મારે ઘણુ તમારી પાસેથી લેવાનુ છે"

"સાબાશ રામગીર, મારા વફાદાર નોકર, સાબાશ ! ખરેખર મારો તું વફાદાર નોકર છે લે આ પાંચસો રુપીઆની નોટો રાખ તારી પાસે વાટ ખરચીમા તને જરુર પડશે જો વધારે રુપીઆની જરુર પડે તો મને તરતજ તાર કરજે અને તને જોઈતા રુપીયા હુ તારથી મોકલીશ જા, અને તારી આ હીલચાલ તદ્દન ખાનગી રાખજે નોકરોમા પણ કોઇને ખબર ન પડે"

રામગીર ગયો અને પાછો બહેચરપ્રસાદ એકલો પડયો તેણે આરામ ખુરશી ઉપર પડી સીગરેટ સળગાવી ફુ કવા માડી. તેને વીચાર આવવા લાગ્યા કે.—" જીતેન્દ્ર મારી વાત જાણી ગયો તે ઠીક તો નહિજ; પણ મારે મારી ફત્તેહ માટે બધી રીતે તૈયાર રહેવુ જોઇએ મુશ્કેલી–સ કટ–નડતર વગર સુખ કયાથી મળે ? મારા જીવનનું સ્વપ્નુ હવે સાચુ ઠરવાની તૈયારી ઉપર છે. જે મૂર્તિની મેં પૂજા કરી તેણે આખરે મારી

પ્રાર્થના સાભળી મને ફત્તેહ મળશે, પણ અમૃતનો પ્યાલો હજી હોઠે અડકયો નથી. પાછલો અનુભવ મને યાદ આપે છે કે ઘણી વખતે પ્યાલો મોએ લગાડતા મોમા ન જતા નીચે ઢોળાઇ ગયો છે. જો આ વખતે પણ મારી બાજી ફાવી નહિ તો મારે માટે 'મોત' એકજ રસ્તો બાકી છે જો ફાવ્યો તો,—તો આરામ–સુખ–ચેન–મોજશોખ–ગાડી ઘોડા–વાડી બ ગલો–દુનીયાનુ બધુ જ સુખ, જો પાસા ઉલટા પડયા તો આત્મઘાત–એજ માર્ગ, પણ મોત–આત્મઘાત એ કેવા કઠોર શબ્દો છે? તેનો ઉચ્ચારજ કેટલો ભયાનક છે?"

મોત–આત્મઘાત–શબ્દો મગજમા આવતા બહુચરપરસાદ કંપ્યો તેણે અડધી પીધેલી સીગાર ફેકી દીધી અને સુવાને પલ ગ ઉપર પડયો

## પ્રકરણ બાવીસમુ.

### સરલકુમારની જુબાની.

સુશીલાના ખુનની આજે વધુ તપાસ થવાની હોવાથી લીલાપુરમાં પાછી આજે ભારે ઉશ્કેરણી લોકોમાં ફેલાઇ હતી

કોર્ટના ટાઇમ પહેલાં હજારો લોકોની મેદની કોર્ટના મકાનની આસપાસ એકઠી થઇ હતી દહાડો જેમ જેમ ચડતો ગયો તેમ તેમ તાપની તીવ્રતા પણ વધતી ગઇ. પણ આ ખુનના બનાવે લોકોની લાગણી એટલી બધી ઉશ્કેરી હતી કે તેઓ ખરી હકીકત જાણવાની ઇંતેજારીને લીધે તાપ કે તડકાની પરવા રાખતા નહોતા

સાડા દશ વાગે જ્યારે કોર્ટના બારણા ઉઘડયાં કે થોડીજ મીનીટમા હોલ તદ્દન ચીકાર ભરાઈ ગયો જેટલી જગ્યા અગાઉથી 'રીઝવર્ડ' રાખવામા આવી હતી તે શિવાય તમામ જગ્યા ખીચોખીચ ભરાઈ ગઇ

અગીયાર વાગે સાક્ષી આપનારાઓ તથા જ્યુરરો આવી પહોચ્યા સાડા અગીયાર વાગે કોર્ટમાં તપાસનુ કામ શરૂ થવાનુ હતુ સાક્ષી આપવા આવનાર સદ્‌ગૃહસ્થોમાં મી બહેચરપ્રસાદ તથા કલકત્તાની સરકારી લેબોરેટરીના 'કેમીકલ એનેલાઈઝર' ડૉ૦ ટેલર ખાસ લોકોનુ ધ્યાન ખેચતા હતા

'ભૈરવ કૉટેજ'ના પચીસ વર્ષ ઉપર બની ગયેલા હૃદયભેદક બનાવ પછી, લીલાપુરમાં કમકમાટ ઉપજાવનાર આ પહેલોજ બનાવ હતો. તેથી શાંતિ અનુભવનારી લીલાપુરની પ્રજા સુશીલાના ખુનથી ખરૂ કહીએ તો હબકીજ ગઈ હતી

બરાબર સાડા અગીયાર વાગ્યા અને કોરોનરે પોતાની બેઠક લીધી. આજે સરક્ષની અધુરી રહેલી

જુબાની પહેલી ન લેતાં કલકત્તેથી આવેલા ડૉ. ટેલરની જુબાની લેવાનું શરૂ કર્યું.

ડૉકટર ટેલરે પોતાની જુબાનીમાં જણાવ્યું કે:—

"હું સરકારી કેમીકલ એનેલાઈઝર છું. મુલત્વી રહેલી તપાસ દરમ્યાન મે બુચને વળગી રહેલા પાઉડર તથા પડીકામાથી મળી આવેલા પાઉડરની કલકત્તાની સરકારી લેબોરેટરીમા તપાસ કરી હતી શીશીમા તળીયે રહેલાં દવાના થોડાં ટીપાનું પણ મે પ્રથ્થકરણ કર્યું હતુ. આ પાઉડર 'ઈથિર' માં ઝટ ઓગળી શકે છે કમનશીબ સુશીલા માટે ડૉ શાન્તીકુમારે જે દવા તૈયાર કરી હતી તેમા 'ઇથર' નો ભાગ હતો"

"આ પાઉડર ઘણો ઝેરી હોય છે, અને તેની અસર પણ ઘણીજ ઝડપથી થાય છે. આ ઝેરી પદાર્થને અમે 'હાયોશીયામા' કહીએ છીએ 'હેન-બેન' જાતના ઝેરી છોડવાનુ 'એલકાલૉઈડ' સત્વ એ આ 'હાયોશીયામા' (Hyoscyama) છે. 'હેન-બેન' ના છોડવામા 'નારકોટીક' અસર ઝટ આણ-વાનો ગુણ સમાયેલો છે વાઢકાપના મોટા કેસોમા જે 'કલોરાફોર્મ' દરદીને સુઘાડવામાં આવે છે તે આ 'નારકોટીક' અસર લાવવાને માટે છે 'નાર-કોટીક' ની અસરમા આવ્યા પછીજ દરદી ઉપર 'ઓપરેશન' કરવામા આવે છે"

"આવાં ઝેરી પદાર્થની એક ખુબી તો એ છે કે તેની શરીર ઉપર—નહીં જેવી અસર રહે છે—કહો

કે કશી અસર રહેવા પામતી નથી જે સહેજસાજ અસર રહેવા પામે છે તે માત્ર ભેજાનાં અથવા તો ફેફસાનાં સ્નાયુઓનો માત્ર કરમાટ છે અને આ અસર પણ ભારે સુક્ષ્મદર્શક યંત્રની મદદ વગર સમજાતી નથી મેં, સુક્ષ્મદર્શક યંત્રની મદદથી મરનાર સુશીલાના સ્નાયુઓમા આ અસર જોઈ હતી "

"સન્નેપાત, ( Phrenites ) અથવા તો ભેજામા સોજાના દરદોથી, ભેજાનાં અથવા ફેફસાનાં સ્નાયુઓને થતી અસર પણ સુશીલાને આપેલા ઝેરી 'એલકાલૉઈડ' પદાર્થથી થતી અસરને તદ્દન મળતીજ છે મને જો ઝેરની પડીકી તથા દવાની શીશી મળી ન હત તો જરૂર સુશીલાનુ મૃત્યુ સન્નેપાતથી થયુ છે એવો અભિપ્રાય હુ આપત "

"આવા 'એલકાલૉઈડ' ઝેરી પદાર્થોથી પીડાતાં દરદીઓને વચ્ચે વચ્ચે સારી રીતે ભાન આવે છે, અને તે દરમ્યાન તેઓ જે જે વાતો કરે છે, તે પુરતી રીતે સમજીને નહિ તો પણ, તેમની સમજણ સાથે—કરે છે, એમ હુ માનુ છુ "

અહિયાં ડૉકટર ટેલરની જુબાની પુરી થઇ અને પાછો ડૉકટર શરચુકુમારને સાક્ષીના પાંજરામાં બોલાવવામાં આવ્યો કોર્ટે તેને પૂછયુ —

"સુશીલાને વચમાં વચમાં જ્યારે ભાન આવતુ હતું ત્યારે તે જે જે બોલતી હતી તે તેની સમજણ સાથે બોલતી હતી, એમ તમે માનો છો ? "

"તેને જે આભાસ હતો તે તેણે કહ્યો, અને તે ખરો હતો પણ સ્નેહલતાનુ નામ જે તેણે લીધુ તે મને ખરુ લાગતુ નથી. કારણ કે તેણે કહ્યું હતુ કે કોઇને ટેબલ પાસે જઈ દવાની શીશી જોડે ગડમથલ કરતા તેણે જોયું, પણ તેમ કરનારનુ મોઢુ તેણે જોયુ નહોતું "

" 'હાયોશીયામા' જેવુ ઝેર કોઈ સાધારણ માણસ લાવી શકે અને તેનો ઉપયોગ કરી શકે એ તમને સભવીત લાગે છે ?"

"ના રસાયણશાસ્ત્રના પુરા જ્ઞાનવાળા માણસનુ આ કર્તવ્ય હોય એમ મને લાગે છે આપણા દેશમા એક આઉન્સ 'હાયોશીયામા' મેળવવુ એ મુશ્કેલ છે, તો સ્નેહલતા જેવી અજ્ઞાન બાળા એ ઝેર લાવી શકે અને ડૉકટરની દવામાનો 'ઇથર'નો ભાગ પારખી તેમા મેળવી દે એ માનવુ મને તદ્દન ભુલભરેલુ લાગે છે "

હવે પાછો ડૉકટર શાતિકુમારનો વારો આવ્યો તેને તેની આગલી જુબાની વાચી સભળાવવામાં આવી ડૉકટર ટેલરની તેમ ડૉકટર શરચુકુમારની વધારાની જુબાનીનો સાર પણ તેને કહેવામા આવ્યો તેણે પણ એ જુબાનીઓને અનુમોદન આપ્યું વધારામા કહ્યુ કે.—

"સુશીલાને જ્યારે પુછવામા આવ્યું હતુ કે જ્યારે કોઇએ તેની દવાની શીશીમા ઝેર ભેળવ્યુ ત્યારે ઘડીયાળમા કેટલા વાગ્યા હતા આના પ્રત્યુત્તરમા

સુશીલાએ કહ્યુ હતુ કે ભીંત ઉપરની ટાંગેલી ઘડી-યાળમા તે વખતે મધરાતનો દોઢ વાગ્યો હતો આ ઘડીયાળ સુશીલાના બીછાનાની બરાબર સામે હોવાથી તેનાથી ટાઇમ બરાબર જોઈ શકાય તે સંભવીત હતુ. જ્યારે હુ તેની પાસે રાત્રે બેઠો હતો ત્યારે મારી નજર તે ઘડીયાળના કાટા તરફ પડી હતી તે વખતે પણ તેમા દોઢજ થયો હતો આટલી બધી રાત જાય એ મને સંભવીત ન લાગવાથી મે મારા ખીસાની ઘડીયાળમા જોયુ તો તેમા માત્ર અગીયારજ વાગ્યા હતા મને લાગ્યુ કે દોઢ વાગ્યાથી ઘડીયાળ બધ પડી હશે એટલે મે કશી પુછપરછ કરી નહિ."

"સ્નેહલતાને તે વખતે પુછવામા આવ્યુ હતુ કે ઓરડાનુ બારણુ કેટલા વાગે તેણે બધ કર્યુ હતુ અને જવાબમા તેણે જણાવ્યુ હતુ કે તેની ઘડીયાળના બાર વાગે તેણે દરવાજાને તાળુ માર્યુ હતુ રાત્રે બે વાગે તેણે દવાના ડોઝ સુશીલાને પાયો હતા આથી એટલુ ચોક્કસ થાય છે કે બાર અને બે ા વચ્ચે દવાની શીશીને કોઈ અડકયુ નથી"

"સ્નેહલતાએ જણાવ્યુ હતુ કે બાર વાગતા પહેલા તેને થોડી વાર ઉઘનુ ઝોકુ આવ્યુ હતુ. જ્યારે તે જાગી ત્યારે તેણે મહાબલી નામની એક દાસીને ત્યા જોઇ હતી. તેના કહેવા પ્રમાણે તે સુશી-લાની ખબર પુછવાને, અને તેની રહી ગયેલી શાલ લેવાને તે ઓરડામાં એવે વખતે આવી હતી."

ડૉક્ટરની આવી જુબાની સાંભળી કોર્ટમાં હાજર

રહેલા સઘળાઓમાં એક પ્રકારની આશ્ચર્યતા વ્યાપી રહી. જ્યુરરોને પણ ડૉકટર શાંતિકુમારની જુબાની ઘણી અગત્યની લાગી અને તેઓ અંદર અંદર કાનમાં વાતો કરવા લાગ્યા.

પછી સરલકુમારની અધુરી રહેલી જુબાની લેવાવા મંડાઇ તાજ તરફના વકીલે સરલકુમારને પૂછ્યું.—

"સરલકુમાર! તમારી બ્હેન સુશીલાના ખુનના આરોપસર અહિં ગુન્હેગાર તરીકે લાવવામાં આવેલી સ્નેહલતા જોડે તમારો વિવાહ થયો હતો, ખરો?"

"હા"

"અને તે તમારા આફ્રિકા જતા પહેલા, નહિ?"

"હા."

"તમે આફ્રિકામાં હતા તે દરમ્યાન તમારે અને એની વચ્ચે પત્રવ્યવહાર હતો ખરૂ?"

"હા"

"પછી કોઈ બીજી સ્રીના પ્યારમાં લપટાવાથી તમારી સ્નેહલતા તરફની લાગણીમાં ફેરફાર થયો, નહિ વારુ?"

'હા?"

"આ જે ફેરફાર તમારી લાગણીમાં થયો, તે તે સ્રીના વૈધવ્યદશાને પ્રાપ્ત થવા પછી કે તેના ધણીની હયાતીમાં?"

આવા અણધારેલા પ્રશ્નોથી સરલ ગભરાયો. તેનો

સાદ બેસવા લાગ્યો. ભાગ્યા તુટયા શબ્દોમા તેણે જવાબ આપ્યો.—"તે સ્રીના ધણીના ગુજરી જવા બાદ."

"તે સ્રીના ધણીને તમે ઓળખતા હતા ?"

"હા."

"હું ધારૂ છુ કે તેની આખર વખતની માંદગી ઘણી વિચીત્ર હતી."

"હા."

"તમને એવુ લાગ્યુ હતું કે તેનું મરણ ઝેર દીધાથી નીપજ્યુ હતું ?"

"ના. કદી નહિ."

"તેના મરણ વખતે તમે ત્યા હાજર હતા ?"

"હા."

"તમારી બ્હેન સુશીલાના અવસાન કાળ વખતના ચિન્હો, અને તે પુરુષના મરણ વખતના ચિન્હો એ બન્ને મળતાં આવે છે, એવુ તમને લાગે છે ?"

સરલકુમાર આ પ્રશ્નથી ચમકયો તેનુ આખું શરીર ધ્રુજવા લાગ્યુ. તે બોલ્યોઃ—"તમારો સવાલ મને અણધાર્યો આવ્યો છે"

"તમારું કહેવું ખરુ હશે. પણ તમારે પૂછાયેલા સવાલનો જવાબ આપવો પડશે." વકીલે કહ્યુ

સરલ જવાબ આપતાં અચકાયો પણ તેને જવાબ આપ્યા શિવાય છુટકો નહોતો તેથી તે બોલ્યો·—

" હવે મને વિચાર કરતા યાદ આવે છે કે એ બન્નેના અવસાન કાળના ચિન્હો એક નહિ તો પણ લગભગ મળતાં તો હતા "

આખા હોલમા આ વખતે ગણગણાટ ચાલી રહ્યો આ સાભળી સર્વે લોકોના દીલ ઉશ્કેરાયા. અને હવે સરલના મોઢામાથી સરકારી વકીલ શા શા જવાબો કઢાવશે તેની અટકળો તેઓ બાધવા લાગ્યા બહેચરપ્રસાદ આ સાભળી રાતો પીળો થતો માથુ ખજવાળવા લાગ્યો

"હવે કહો સરલકુમાર!" વકીલે પૂછવા માંડયુ :—" તમે ત્યારે માની શકો છો કે, તે પુરુષનુ મોત પણ ઝેરથી નીપજયુ હતુ ?"

" તે સભવીત છે "

" ત્યારે મોહિનીએ તેના પતિને ઝેર દઇને મારી નાખ્યો તે વાત તમે કબુલ કરો છો ? "

આ સવાલ સાભળી સરલે પોતાનો હાથ કપાળે મુકયો અને બોલ્યો —" પ્રભુ ! પ્રભુ ! ! "

" તમે મારા સવાલનો જવાબ આપો, પ્રભુને કોઇ બીજે અવસરે યાદ કરજો "

સરલને ચક્કર આવવા લાગ્યા તેનુ માથુ ભમવા લાગ્યુ આ વખતે સ્નેહલતા કેદીના પાજરામા બેઠી બેઠી મોઢે રુમાલ ઢાકી પ્રભુ પ્રાર્થના કરવા લાગી પોતાના બચાવ માટે નહિ, પણ પોતાની બાલ્યાવસ્થામા–પોતાની ખીલતી યુવાવસ્થામા–ખીલેલા

પ્રેમઅ કુરોના માની લીધેલા પોષક—સરલકુમાર—ને વાસ્તે.

કેટલીક વારે સરલ બોલ્યો—"તમારો પ્રશ્ન મારાથી સમજાયો નથી તેથી પ્રત્યુત્તર મારાથી નથી અપાયો. મને માફ કરશો "

" હુ એમ જાણવા માગુ છુ કે મોહિની તેના પતિની છેલ્લી માંદગી દરમ્યાન તેની સારવાર કરતી હતી ? "

" હા "

" તે વખતે તેની દાસી જે હાલ તેની સાથે અહિ આવી છે તે તેની નોકરીમાં હતી ? "

" તેની મને કશી ખબર નથી "

" પણ મોહિનીને ત્યા તમે વાર વાર જતા હતા તે દરમ્યાન તમે મહાબલીને મોહિનીને ત્યા જોઇ હતી ? "

" કોઇ કોઈ વાર હુ તેને ત્યા જતો હતો "

સરલની આખો આ વખતે વિચિત્ર પ્રકારની બનતી ગઈ જાણે ઉઘમા હોય અને સ્વપ્નમા બકતો જતો હોય તેમ ભાસવા લાગ્યુ ડૉ શરચ્ચુકુમાર તથા ડૉ શાતિકુમારને લાગ્યુ કે થોડી વારમા તે મુર્છીત બનશે આથી ડૉ શાતિકુમાર આગળ આવ્યો અને કોર્ટને અરજ કરી કે —"સરલકુમારની વધુ તપાસ હમણા બધ રાખવી નહિ તો થોડીજ મિનીટમા

બેભાન થશે, અને તેથી તેના જીવને જોખમ પહોંચશે.''

શાંતિકુમારનું આ વાક્ય સાભળી સ્નેહલતાનુ હૈયુ ભરાઈ આવ્યું તેણે ધીમે સાદે રડવા માંડયુ

સરકારી વકીલ ડૉ શાંતીકુમારને વચ્ચે આવતાં અટકાવવા જતો હતો પણ તેની તરફ એકદમ સરલ-કુમાર ઉપર પડી. તેણે એકાએક નીચે નાખી દીધું-તમ્મર આવવાથી નીચે પડયો સ્નેહલતા આ જોતાજ મુર્છીત થઇ

ડૉ. શાતકુિમાર સરલકુમારની સારવાર માટે અને ડૉ શરચ્ચુકુમાર સ્નેહલતાની સારવાર કરવા માટે એક-દમ ફલ ગ મારી તેઓની પાસે ગયા.

પ્રિય વાંચનાર ! સ્નેહલતાના હૃદયમા સરલ માટેના પ્રેમની મને વ્યાખ્યા આપશે ?



## પ્રકરણ ત્રેવીસમુ.



### ભેદ ભરેલો તાર.

કોર્ટમા સરલના બેભાન થઈ જવાથી ઘણી ગમ-ગીની પ્રસરી રહી, પણ જયારે સ્નેહલતા પણ મુર્છીત થઇ છે તે ખબર પડી ત્યારે સર્વ કોઇના મનમા ત્રાસ ફેલાઈ રહ્યો

બન્નેને તબીબી સારવાર હેઠળ કયા સુધી રાખ-વામાં આવ્યાં હતાં.

આ વખતે તાજ તરફના વકીલે કોરોનરને જણાવ્યુ કે.—"બનેલા બનાવ માટે હુ ખરેખર દીલગીર છુ પણ નિર્દોષ સ્નેહલતા ઉપર જે આરોપ મુકવામાં આવ્યો છે તેથી તેના બચાવને માટે અને ખરો ગુન્હેગાર કોણ છે તે શોધી કહાડવા માટે મારે આવી સખ્ત તપાસ ચલાવવી પડી હતી હુ હજી એક ગૃહસ્થની સાક્ષી લેવા માગુ છુ અને તે ગૃહસ્થ 'ભૈરવ કૉટેજ' વાળા મી૦ બહેચરપ્રસાદ છે"

તરતજ બહેચરપ્રસાદનુ નામ પોકારવામા આવ્યુ બહેચરપ્રસાદ તરત પોતાની જગ્યા ઉપરથી ઉઠી સાક્ષીના પાજરામાં ગયો હવે લોકોની જીજ્ઞાસા સ્પષ્ટ રીતે ઘણી તીવ્ર થવા લાગી મી૦ મલીકરૉય પણ અહિયા હાજર હતો, અને તે શાંતીથી પણ ધ્યાનપૂર્વક બહેચરપ્રસાદની જુબાની સાભળવા લાગ્યો

"મી૦ બહેચરપ્રસાદ!" વકીલે પૂછવુ શરુ કર્યુ:—"તમે મોહિનીના કાકા થાવ છો?"

"હા, એમ કહેવાય છે!"

"તમારી ભત્રીજી સાથે તમે વખતો વખત 'મગળ ભૂવન' જતા હતા?"

"હા."

"તમારી ભત્રીજી વગર પણ તમે ત્યા જતા હતા ખરા?"

"હા,"

"મને જણાવવામા આવ્યુ છે કે સુશીલા જે દિવસે બીમાર પડી તે દિવસે તમે 'મ ગળ ભૂવન' એકલા ગયા હતા ?"

"તમને ખબર આપનારે સાચી ખબર આપી છે"

"વારૂ" કરડાગીથી બહેચરપ્રસાદનો ઉપકાર માનતા વકીલ બોલ્યો

"ત્યારે મારી મેળવેલી બીજી ખબર સાચી છે કે તમે તે દિવસે સુશીલા જોડે એકલા જમ્યા હતા ?"

"તે પણ સાચુ"

"ત્યા કોઈ બીજુ માણુસ હાજર હતુ ?"

"હા, સ્નેહલતા"

"સ્નેહલતા ત્યા બધો વખત હાજર હતી?"

"ના બધો વખત હાજર નહોતી"

"તે દિવસે તમે સુશીલા જોડે દ્રાક્ષાસવ પણ પીધો હતો ?"

"હા."

"સ્નેહલતાના આવવા પહેલા તમે તે લીધો હતો ?"

"ના"

"તમે સોગ દ ઉપર કહો છો કે સુશીલાએ તેની સખી સ્નેહલતા ત્યા આવી તે પહેલાં જરાપણ દ્રાક્ષાસવ પીધો નહોતો ?"

"ના. તે બાબત ઉપર હું કહી ન શકું "

"ત્યારે તમે એમ માનો છો કે સ્નેહલતા ત્યાં આવી તે પહેલાં પણ સુશીલાએ કશું પીધું હોવું જોઇએ "

"હા."

"જ્યારે તમે સુશીલાની એકાએક માંદગી વિષે સાંભળ્યું ત્યારે તમને અચંબો લાગ્યો હતો?"

"ઘણોજ અચંબો મને લાગ્યો હતો "

"તમારી અને સરલકુમારની વચ્ચે કોઈ વખત પૈસા ટકાની લેણ દેણ થઈ હતી?"

"હા "

"મેં સરલકુમાર પાસેથી તેમનો 'ભૈરવ કોટેજ' બંગલો કેટલાક વર્ષને પટે ભાડે રાખ્યો છે. એમની પાસેથી એક ઘોડો ખરીધો છે, તેમજ તેમના સાગના જંગલમાંનો થોડો ભાગ પણ ખરીદી લીધો છે "

"સરલકુમાર પાસેથી તમે આટલીજ ખરીદી કરી છે?"

"હા"

"મી૦ બહેચરપ્રસાદ! તમે આ ખરીદીના નાણાં બધાં પગાર કર્યાં છે?"

"તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી."

"હું તમને એમ પૂછવા માગું છું કે તમે સરલ-કુમાર પાસેથી જે જે ચીજો ખરીદ કરી તેને માટે તમે એક રુપીયો પણ તેમને આપ્યો છે?"

"મેં તમને કહ્યુ નહિ કે તે બધી ચીજો મે ખરીદ કરી છે?"

"હા તમે તે કહ્યુ પણ તેના પૈસા આપ્યા છે?"

"હુ આ સવાલનો જવાબ આપવા વાધો ઉઠાવુ છુ"

"જયારે તમે મારા સવાલનો જવાબ નથી આપતા ત્યારે હુ જ્યુરીને એમ જણાવુ છુ કે સરલકુમારને તમારી પાસેથી એક કોડી પણ મળી નથી"

"તમારા આવા ખુલાસા સામે હુ વાધો ઉઠાવુ છુ"

"તમે સોગદ ઉપર કહો છો કે જે હુ કહુ છુ તે સત્ય નથી?"

બહેચરપ્રસાદે સોગદ ખાવા ના પાડવાથી વકીલે આગળ ચલાવ્યુ —"તમે જાણો છો કે સરલકુમારને વ્યવહારની બહુ ખબર નથી તે વ્હેપારી લાઇનની વાત સમજતો નથી?"

"હુ તે જાણુ છુ"

"સુશીલાના મરણ પછી તમારી અને સરલ-કુમારની વચ્ચે કશો વ્યવહાર થયો છે?"

"ના"

"તમે સોગદ ઉપર કહો છો?"

"હા"

"ત્યારે તમે સોગદ ઉપરજ કહો છે કે સુશીલાના અવસાન પછી તમારી અને સરલકુમારની વચ્ચે કોઈ પણ પ્રકારની લેવડદેવડ થઈ નથી ?"

પ્રશ્ન બેવડાયો હોવાથી ગુન્હેગાર હૃદય શંકાશીલ બન્યું. બહેચરપ્રસાદ ખીજવાયો જવાબ આપવા માટે આનાકાની કરવા લાગ્યો પણ જવાબ આપવા માટે ફરજ પાડવામાં આવવાથી તે બોલ્યો:- "મારી ભત્રીજીના સબધમાં કાઈક વાતચીત થઈ હતી."

"તમે સોગદ ઉપર કહો છો કે સરલકુમારે તમારી સલાહથી તેના સોલીસીટરને એક 'ટ્રસ્ટ-ડીડ' બનાવવાની સુચના કરી નહોતી ?"

"હુ સોગદ ખાઈ શકતો નથી"

"અત્યારે આવુ ટ્રસ્ટ-ડીડ' તૈયાર છે એવી તમને માહિતી છે ?"

"ના"

"તમે આફ્રિકા પણ ગયા હતા ?"

"હા"

"તમે ત્યા ઘણા વર્ષ કાઢયા ?"

"હા"

"તમને ત્યાંથી મોહિનીની દાસી મહાબલીની પીછાન થઈ છે ?"

"હા."

આ વખતે અઢી વાગ્યા; અને કોર્ટ ટીફીન માટે ઉઠી જ્યુરરો હજી કોર્ટની બહાર ગયા ન હતા તેટલામા કોર્ટની માર્ફતે મલીકરૉયના નામનો તાર આવ્યો મલીકરૉય તે તાર એક એકાત ખુણામા લઈ જઈ વાચવા લાગ્યો તે એક ભેદભરેલો તાર હતો તે તાર કલકત્તેથી આવ્યો હતો અને મુકનાર જીતેન્દ્રરૉય હતો. તારમાં નીચેના શબ્દો વ ચાતા હતા

"White clear, Black is red Issue'

" સફેદ નિર્દોષ, કાળી ગુન્હેગાર. વારટ કાઢો "

આ ભેદભરેલો તાર મલીકરૉય સમજી ગયો; તે મલકાયો તરતજ તે સરકારી વકીલ પાસે ગયો અને તેના કાનમા થોડા શબ્દો કહી તારને બરાબર ખીસામા મુકી બહાર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ચોવીસમુ.

---

### ખરી પરીક્ષા.

બહેચરપ્રસાદે કોર્ટમાથી નીકળી પોતાની ગાડી પોતાના ઘરના રસ્તા તરફ હાકી થોડેક દુર ગયા પછી બીજે રસ્તેથી પાછી વાળી સ્ટેશન તરફ લીધી તેના ચહેરા ઉપર અતિશય ચિ તાના ચિન્હો છવાઇ

રહ્યાં હતા અને અત્યારે તે ઘણા ઉડા વિચારમાં હોય તેમ જણાતું હતુ.

કોર્ટ આગળ મળેલાં લોકોનાં ટોળાથી પોતાની હીલચાલ છુપાવવાના હેતુથી તેણે પોતાની ગાડી પહેલે એક રસ્તે, અને પછી બીજે રસ્તે હાંકી હતી.

સ્ટેશન ઉપર પહોચ્યા પછી તેણે નીચે પ્રમાણે તાર લખ્યો.—

" At all hazards catch the canary When caught put it in a cage—a good one But be careful to keep it in the dark There are cats about."

" કાબરને કોઇ પણ જોખમે પકડ પકડીને મજબુત પાજરામા પુર પણ તેને અ ધારામા રાખવાની સાવચેતી રાખજે કારણ કે તેની પછવાડે બીલાડીઓ છુટી છે "

આ મામીક તાર બહેચરપ્રસાદે તેના એક નોકર રામગીર ઉપર કલકત્તે કર્યો હતો તેણે મોકલનાર તરીકે પોતાનુ નામ ન આપતાં 'શ્યામ સુદર' એવુ નામ આપ્યું હતુ તાર ઓફીસમા જાતે તાર કરવા ગયો ન હતો, પણ એક હમાલને મોકલ્યો અને તેને મજુરીના આના આઠ આપ્યા.

પોતાનુ કામ સતોષકારક રીતે પુરૂ કરી પાછો તે વખતસર કોર્ટમા હાજર થયો આ વખતે બરાબર સાડાત્રણ થયા હતા, અને જ્યુરરો હજી પોતપોતાની

જગ્યાએ બીરાજતા હતા. બ્હેચરપ્રસાદને પાછો સાક્ષીના પાંજરામાં બોલાવવામા આવ્યો.

"મી. બ્હેચરપ્રસાદ! કોર્ટ ટીફીન માટે ઉઠીતે પહેલા તમે કબુલ કર્યું હતુ કે મહાબલીની ઓળખ તમને આફ્રિકામાં થઇ હતી!" વકીલે પોતાની તપાસ આગળ ચલાવી.

"હા હું યુગન્ડામા તેને મળ્યો હતો."

"સૌથી પહેલી મહાબલીને તમે કયાં જોઇ?"

"મારા એક મિત્રને ત્યાં."

"ત્યા તે કેવી રીતે રહેતી હતી?"

"એક નર્સ તરીકે"

"મહાબલીમા તમને કશી વિચિત્રતા લાગી હતી?"

"ખાસ કશી નહિ માત્ર તે ઘણુ ચોખ્ખુ ઇંગ્રેજી બોલતી હતી, તે મને નવાઇની વાત લાગી દાસી કે આયા ઘણુ ખરૂ આટલુ બધુ ભણેલી હોતી નથી"

"તમે ચોક્કસ રીતે કહી શકો છો કે તમારા મિત્રને ત્યા મહાબલી એક ચાકરડી તરીકેનોજ દરજ્જો ભોગવતી હતી?"

"હુ કહી ગયો છુ કે ત્યાં તે એક નર્સ તરીકે રહેતી હતી"

"તમને કોઇ દિવસ એવુ લાગ્યુ હતું કે મહાબલી જેવી બ્હારથી લાગે છે તેવી અ દરથી નથી?"

"કદી નહિ"

"જુદા જુદા ઝેરોની થતી જુદી જુદી અસર વિષે તમને કશી માહિતી છે?"

"ના."

"ઝેરના પ્રકાર જાણવા તમે કોઈ દિવસ યત્ન કર્યો નથી એવુ તમે પ્રતિજ્ઞા ઉપર કહો છો?"

"હા"

"તમને વનસ્પતિમાથી જે ઝેરી પદાર્થો બને છે તેનું જ્ઞાન છે?"

"ના."

"હાયોશીયામા નામના ઝેર અને તેની અસર વિષે તમને કશી માહિતી નથી એવુ તમે સોગદ ઉપર કહો છો?"

"હા."

"મહાબલીને આવી ખબર છે?"

"આ વિષય ઉપર વાત કરતા મે તેને કદી સાભળી નથી."

"મી બહેચરપ્રસાદ! મને જણાવશો કે મહાબલી પાસે તમે આવુ ઝેર જોયુ છે?"

"તમારો સવાલ ઘણો વિચીત્ર છે. મહાબલી પાસે સેકડો મણ ધુળ હોય પણ તે મને કેવી રીતે ખબર પડે."

"હુ તમને પાકે પાયે ખબર આપુ કે તમારી એ દાસી પાસે આ જીવલેણ ઝેર 'હાયોશીયામા' છે, અને આમા ઝેરનો ઉપયોગ કેવી રીતે કરવો એ ઘણી સારી રીતે તે જાણે છે તો તમને અજાયબી ઉત્પન્ન થાય ખરી?"

આ સવાલની વીજળીક અસર ત્યા હાજર રહેલાં સેકડો ... ઉપર એકદમ થઈ સેકડો આખો બહેચરપ્રસાદની આખો સામુ ટીકી ટીકીને જોવા લાગી પણ બહેચરપ્રસાદના ચ્હેરા ઉપર ભય કે ગુન્હાની એક નિશાની પણ ન દેખાઈ તેનો ચ્હેરો હમેશની માફક ગભીર દેખાતો હતો તેણે જવાબ આપ્યો

"બેશક મને અજાયેબી ઉત્પન્ન થાય ખરી પણ–સાહેબ, મને આવા પ્રશ્નો પૂછી તમે મારી અને મારી દાસી મહાબલીની સરખામણી કરતા જણાવ છો તમારે ભૂલી જવુ નથી જોઈતુ કે મારા ઘરનો હુ શેઠ છુ મહાબલી મારે ઘેર પરોણા તરીકે આવેલી મારી ભત્રીજી મોહિનીની દાસી છે તેના કૃત્યો માટે હુ જવાબદાર ન હોઇ શકુ તેની ગુપ્ત વાતોની મને કેવી રીતે ખબર પડે?"

"ઠીક હુવે તમને હુ માત્ર એકજ પ્રશ્ન વધારે પુછીશ" વકીલે જવાબ આપ્યોઃ–"હમણા થોડા દહાડા ઉપર જયારે તમે, તમારી ભત્રીજી, તથા તેની દાસી ત્રણે જણા કલકત્તે ગયા, અને તમે પાછા લીલાપુર

આવ્યા ત્યારે તમને ખબર હતી કે તમારી ભત્રીજી તથા તેની દાસી પાછા લીલાપુર આવવાનાં નથી ? ”

“ ના, અને મને વધારામા કહેવા દ્યો કે હજી સુધી તેઓ આવી પહોંચ્યા નથી તેથી મને પોતાને ઘણી અજાયેબી લાગે છે ”

+ × × ×

સાક્ષીઓની તપાસ પુરી થઇ અને જુરી અભિપ્રાય આપવા વિચાર કરવા ગઇ થોડી વારે વિચાર કરી પાછા ફરી અને એકમતે અભિપ્રાય આપ્યો કે –

“ સુશીલાનુ મૃત્યુ તેને ‘ હાયોશીયામા ’ નામનુ ઝેર આપી નીપજાવવામા આવ્યુ છે આ ઝેર કોઇએ ઈરાદાપૂર્વક આપેલુ છે સ્નેહલતા નિર્દોષ છે તેનો આ કામમા હાથ સભવતો નથી ”

આબરુભેર તરતજ સ્નેહલતાને છોડવામા આવી, તેનો ચ્હેરો ઘણો ફિક્કો પડી ગયો હતો આખી કોર્ટમા ભારે ખુશાલી વ્યાપી રહી નિર્દોષ સ્નેહલતાનો છુટકારો ત્યા હાજર રહેલા ગામના સર્વે લોકોએ વધાવી લીધો.

સ્નેહલતાની તબીયત ઘણી નરમ હોવાથી તેનાથી ટેકા વિના ચલાયુ નહિ તેનો બચાવ કરનાર તાજ તરફનો વકીલ તેનો હાથ ઝાલી તેને કોર્ટની બહાર લાવતો હતો કોર્ટના દરવાજા આગળ સ્નેહલતાને શરદ્કુમાર મળ્યો તેણે તેનો કરકોચલીવાળો સફેદ

હાથ સ્નેહલતાના માથા ઉપર મુકી તેના કપાળે એક ચુંબન લઈ બોલ્યો.—“બેટા! પ્રભુ તારું ભલુ કરો. મને તારા નિર્દોષપણાની પહેલેથી ખાત્રી હતી.”

કુદરતે પોતાનુ કર્તવ્ય બજાવ્યું. સ્નેહલતાનુ હૈયું ભરાઈ આવ્યુ તે ડૉ શરચુકુમારના હાથ પર ઢળી પડી વકીલે તથા ડૉક્ટરે તેને પકડી રાખી. ડુસકાં ભરતી તે બોલી·—

“પ્રભુ કેટલો–કેટલો દયાળુ છે? પ્રભુ! પ્રભુ!! મારા દુશ્મનોને– મારુ બુરુ કરવા પ્રયત્ન કરનારને– તું માફ કરજે”

તરત એક ભાડાની મોટર–ટેક્ષી મંગાવવામાં આવી સ્નેહલતાને પૂછવામાં આવ્યુ કે તેનો વિચાર કયા જવાનો છે પ્રત્યુત્તરમા તેણે ‘મંગળ ભૂવન’ જવાનુ જણાવ્યું

વાચનાર! સ્નેહલતાએ ‘મંગળ ભૂવન’ જવાની જીજ્ઞાસા કેમ દર્શાવી હશે તે સમજતા તને વાર લાગી નહિ હશે સરલ જેવો કોર્ટના મકાનમા મુર્છીત થયો તેવો તેને તબીબી સારવાર હેઠળ તેને ઘેર મોકલી આપવામા આવ્યો હતો હજુ સૂધી તેની તબીયત સારી થઈ નથી એવી ખબર પણ સ્નેહલતાને પાછળથી મળી હતી કેદીના પાંજરામા રહ્યે રહ્યે પણ તે સરલકુમારની ખબર રાખતી હતી સ્નેહલતાનું સ્નેહાળ હૃદય હજી સરલની સેવા ઉઠાવવાને આવી નબળી હાલતમા પણ તૈયાર હતુ. પોતાની પ્રિય

સખી સુશીલાના અકાળ મૃત્યુથી તેની ખોટ પુરવા,—સરલે તેનો પ્રેમ સ્વીકાર્યો ન હોવાથી પત્નિ તરીકે નહિ તો બ્હેન તરીકે તેથી ચાકરી કરવા—મગળ ભૂવન જવાની જીજ્ઞાસા સ્નેહલતાએ દર્શાવી હતી

અત્યારે મગળ ભૂવનમા સરલ એકલો અને નિરાધાર હતો. તેની તેને આવી ગભીર સ્થિતિમા એકલો નહિ રહેવા દેવા સ્નેહલતાએ દુરસ્ત ધાર્યુ

થોડી વારમાં મંગળ ભૂવનમા સ્નેહલતાને લઈ ડૉકટર શરચ્ચુકુમાર આવી પહોચ્યો તેને એક સોફા ઉપર ડૉકટરે બેસાડી એટલી વારમાં ડૉકટર શાતિકુમાર ઉપરથી નીચે આવ્યો તે મેડીપરના હૉલમાં સરલની સારવાર કરતો હતો. ડૉકટર શાતિકુમાર સ્નેહલતા પાસે આવતા જ ખવાણો પડી ગયો. તેણે તેને અપરાધી ધારી હતી એટલુ જ નહિ પણ કોર્ટમા તેણે જે પાઠ ભજવ્યો હતો તે ખરેખર એક કુલીન પુરૂષને છાજતો તો નજ હતો છતા પણ ડૉકટર શાતિકુમાર છેક હલકા મનનો નહોતો તેની થયેલી ભુલ તેના અતઃકરણની નહોતી–તેના મનની હતી સજોગો એવી રીતે ગોઠવવામાં આવ્યા હતા કે તેનુ મન નબળુ પડે અને તે શકાશીલ થાય નાટય પ્રયોજકની બુદ્ધિનુ એ પ્રમાણ હતુ ; અને શાતિકુમારના મનની એ નિર્બળતા હતી

શાંતિકુમારે સ્નેહલતાની તરતજ માફી માગી, થયેલી ભુલ કબુલી પોતાના મગજની નબળાઈ સ્વીકારી. સ્નેહલતા ફિકકે ચહેરે પણ હશી

" બ્હેન સ્નેહલતા ! " ડૉકટર શાંતિકુમાર બોલ્યો " મેં તમને બહુ હેરાન કીધાં હું તેની અંતઃકરણથી તમારી પાસે ક્ષમા માગુ છું. આવી રીતે માફી માગવાથી કે આપવાથી હૃદયનો ઘા રૂઝાતો તો નથી, છતા પણ તમે ઉદાર અંતઃકરણથી મને માફ કરશો તો કંઇક સંતોષ વળશે "

" શાંતિકુમારભાઈ! તમારે તે મારી માફી માગવી હોય ? જે કંઈ બન્યુ છે તે મારા નબળાં નશીબને આભારી છે તેમા તમારો શો દોષ ? મને હેરાન કરવામા તમારો કંઈ હેતૂ હતો ? હશે. બનવાકાળ હતુ તે બધુ બની ચુકયુ હવે એ બીના જુની થઇ, તેને ભુલી જવી કેટલીક વખતે કોઇ બનાવ માટે માફી માગવી એ એક પ્રકારે બની ગયેલા બનાવને તાજો કરવા જેવી વાત છે મારા મનમા તમારે માટે કશુ નથી "

"તમારો ખરા જીગરથી ઉપકાર માનુ છુ પ્રભુ તમને તમારા આવા ઉદાર સ્વભાવ માટે સુખી કરો એ મારી તેની પ્રત્યે પ્રાર્થના છે પણ તમે સરલકુમારને મળ્યા ? "

" ના પણ તેમની તબીયત કેવી છે ? "

" તેની તબીયત ઘણી ગંભીર છે પણ બચવાની આશા છે "

" એકાએક તબીયત આટલી બધી બગડી ગઇ ? "

" તેમને મગજે ગરમી એકદમ ચડી ગઈ અને

બ્રેન-ફીવર લાગૂ પડયો  એ તાવ એવા પ્રકારનો છે કે તે દરદીને કયારે મારી પાડે તે કહી શકાય નહિ. ”

સ્નેહલતાએ મોઢુ ફેરવ્યુ, અને તે રુમાલ વતી આંખો લુછવા લાગી

## પ્રકરણુ પચીસમુ

### બ્હેચરપ્રસાદને થંડો આવકાર

સુશીલાના અવસાનથી ‘મગળ ભુવન’મા એક કાર્યવાહક સ્ત્રીની ઘણી જરુર જણાઈ. સ્નેહલતા નાનપણુથીજ મગળ ભુવનમા ઉછરેલી હોવાથી તેણે તેના માતપીતાની આજ્ઞાથી તેની બ્હેનપણીની જગ્યા લીધી.

સરલકુમારની તબીયત દીનપ્રતિદીન ખરાબ થતી ચાલી  કેટલીક વાર તો ડૉકટરોએ પણ તેની આશા છોડી હતી  દહાડાના દહાડા સૂધી પથારીમા બેભાન અવસ્થામા સરલે દીવસો કાઢયા

આ માદગી દરમ્યાન, તેણે એક વખત પણ મોહિનીના નામનો ઉચ્ચાર કર્યો નહોતો  અહોનિશ તે સ્નેહલતાનેજ યાદ કરતો હતો  જો કે આ બધો વખત સ્નેહલતા પાસેને પાસેજ બેસી રહેતી, છતા તેની

અચેતન અવસ્થાને લીધે તે તેને પારખી શકતો નહિ.

"સ્નેહલતા! સ્નેહલતા!!" બેભાનપણે પણ સરલ ઉચ્ચારતો —"તેં તારી ઉદારતા કયાં ખોઈ નાખી? મારા જેવી તુ કેમ બની? તુ કયા ગઈ? મારા દોષોની ક્ષમા મને આપી ન શકી? મારી આવી ભયકર માદગીમાજ મુકી મને ચાલી ગઈ? હા! પણ તારો શો દોષ! મારા કર્તવ્ય મને નડયાં મે તારો ઓછો અપરાધ કર્યો છે? મે તારા કુમળા અતઃકરણ ઉપર ઓછો પ્રહાર કર્યો છે? તારો તિરસ્કાર કરવામાં મે કાઇ મણા રાખી છે? હવે મારો શો હક! તારૂ પવિત્ર શરીર જોવાને પણ મને શો અધિકાર! પણ હવે મારા દોષો સામુ ન જો મારો અપરાધ ક્ષમા કર, અને મને એક વાર મળ"

સ્નેહલતાને આવુ સાભળી બહુ લાગી આવતુ તે નાજુકાઇથી તેના શરીર ઉપર પડતી, અને તેના મોઢા સામુ પોતાનુ મોઢુ રાખી કહેતી —"સરલ! વ્હાલા સરલ! જુવો હુ તો અહિંજ છુ, તમારી પાસે. હુ કઈ ગઈ નથી જુવો હુ જ સ્નેહલતા"

સરલ થોડી વાર તેની સામુ જોઇ રહેતો પછી તેને ધકકો મારી, પોતાની પાસેથી હડશેલી કાઢી દાતીયા કરતો બોલતો —

"ના, ના તુ સ્નેહલતા ન્હોય તું તો મારા અને તેના સ્નેહ સબધની વચ્ચે આવનાર, અમારા શુદ્ધ અને નિર્મળ પ્રેમની આડે આવનાર, કોઈ ડાકણ કે ચુડેલ છે"

ડૉકટર શાંતિકુમાર ઘણીજ સંભાળથી સરલની સારવાર કરતો હતો. દિવસમાં ચાર પાંચ વખત તેની ખબર લેતો હતો સ્નેહલતાનું તો સરલમાં આશા-જીવનજ હતુ તેને ઉંઘ આવતી કે થાક લાગતો નહિ. તે તો માત્ર વજ્રની બનેલી હોય તેમ રાત અને દહાડો સરલની ચાકરી કરતી હતી. એક મીનીટ પણ કોઈને ભરોંસે સરલને મૂકતી નહિ.

એક સાંજે ડૉકટર શાંતિકુમાર સરલને જોવા મંગળ ભુવનમાં આવ્યો. નીચેના દિવાનખાનામાં બહેચર-પ્રસાદને બેઠેલો જોઈ તે ઘણો આશ્ચર્ય પામ્યો સુશી-લાના ખુનની કોર્ટમાં તપાસ ચાલ્યા બાદ તેની આ મુલાકાત પહેલીજ હતી ડૉકટરને આવતો જોઈ બહે ચરપ્રસાદ ઉઠયો અને તેની સાથે 'શેક હેન્ડ' કરવા પોતાનો હાથ લંબાવ્યો, પણ ડૉકટરે તેનો સ્વિકાર કર્યો નહિ

"મી૰ બહેચરપ્રસાદ મને માફ કરશો." ડૉકટર બોલ્યો —"હું ઉદ્ધત બનવા માગતો નથી. પણ એક માણસ જેને આપણે ધિક્કારતા હોઇએ તેની જોડે સબંધ રાખવો એ હીચકારાપણુ છે એમ હું સમજુ છુ."

"હું તમારા વિચારને તદ્દન મળતો છુ, ડૉકટર સાહેબ!" તેણે જવાબ વાળ્યો:—"જે માણસને આપણે આપણો મિત્ર ગણતા ન હોઇએ—જેને માટે આપણને માન ન હોય—તેવા માણસની જોડે 'શેક-હેન્ડ' કરવી એ બાયલાપણું છે તેથી આજથી હું કદી

તમારી સાથે હાથ મીલાવવાને તૈયાર થઇશ નહિ —શિવાય કે તમે આજની તમારી વર્તણુક માટે માફી માગો યા દિલગીરી દર્શાવો. ”

“ મી. બ્હેચરપ્રસાદ ! જો તમે આને અપમાન ગણુતા હો તો તે તમારી ખુશીની વાત છે એક વાત ચોક્કસ છે કે જો તમે મારી માફી માગવાની રાહ જોશો, તો આ જી દગીમા કે, આ દુનિયામાં આપણે કદી હાથ મીલાવી શકશુ નહિ.” આમ બોલી ડૉકટર શાતિકુમાર ઉપર તેના દરદીને જોવા ગયો. તેના ગયા પછી બ્હેચરપ્રસાદ દાંત પીસી હોઠ ફફડાવવા લાગ્યો તેને ડૉકટરનુ બોલવુ હાડોહાડ લાગી ગયું, પણ તે નિરૂપાય હતો એટલામાં સ્નેહલતા ત્યા આવી સ્નેહલતાને આવતી જોઈ તે બોલ્યો.—

“ અહો સ્નેહલતા બ્હેન ! ખુશી તો ખરા ! તમારી ફત્તેહ માટે તમને મુબારકબાદી આપુ છુ તે દિવસે તમને કોર્ટમા જોયા તે પછી આજેજ તમને મળુ છુ.”

“ તમારી મુબારકબાદીને હું શ્રાપ સમાન ગણુ છુ ” સ્નેહલતાએ પ્રત્યુત્તર આપ્યો.

“ તમારી નાખુશીનું કારણ બનવાને માટે હુ મારી જાતને કમભાગ્યવાન ગણુ છુ પણ તમે આમ બોલ્યા તેનુ કાંઈ કારણ સમજાવશો ? ”

“ હું કારણ સમજાવી તમારી જોડે જીભાઝોડી કરવા તૈયાર નથી. હું ખાત્રીથી માનુ છુ કે તમે અ-

પરોક્ષ યા પરોક્ષ રીતે પણ આ 'મંગળ ભૂવન'નાં અ-મંગળનું કારણ છો "

"તમારૂ કહેવું કદાચ ખરૂ હશે," બહેચરપ્રસાદ બોલ્યો. સ્નેહલતાના શબ્દોથી તેનું હૈયુ કોરાયુ હતુ. તેનો ચહેરો ઝાખો પડી ગયો

"હા, હું ખરુ કહુ છુ " સ્નેહલતાએ પોતાનો વિચાર બીજી વાર દર્શાવી બળતા જીગરમાં ઘી હોમ્યું.

પોતાના ખરા આવેશને છુપાવતો, ગંભીર સ્વરૂપ ધારણ કરતો પરાણે—પણ જરા હશીને બહેચરપ્રસાદ બોલ્યો:—"બાનુ! તમે વધારે પડતુ બોલી ગયાં. તમે જે મારા ઉપર આરોપ મુકયો તેનો ખુલાસો માગવા મને હક છે મારા બોલવાથી તમને ખીજવાટ ઉત્પન્ન થતો હોય તો મને માફ કરશો. પણ તમે ઉભાં શુ કરવા રહો છો? આ ખુરશી ઉપર બેસો "

"ના, મને ખુરશીની જરૂર નથી. આપણે આપણી વાતને હવે ટુંકાવીએ તમને ખુલાસો માગવાનો હક છે, પણ જે ખુલાસો હું તમને આપીશ તે ભાગ્યેજ તમને રૂચશે "

"સ્નેહલતા! તમારે જેવો ખુલાસો કરવો હોય તેવો કરો. હુ સ્ત્રીઓ જોડે કદી લડતો નથી. અથવા તો તેઓના બોલવાનુ ખોટુ લગાડતો નથી "

"પણ એ તો આડા દહાડાની વાતને માટે તમે કહ્યુ. અત્યારે તો મે તમારા ઉપર ચોક્કસ આરોપ મુકયો છે. તમે તેનો જવાબ માગો છો હું તે યથા-

શકિત તમને આપીશ. કદી કોઈને મારા વર્તનથી કે શબ્દથી હુ દુઃખી કરવા માગતી નથી. મારા ખુલાસાથી તમને દુઃખ થાય તો મને માફ કરશો. 'સત્ય' કેટલીક વખતે ઘણું અકારુ લાગે છે, કારણ કે બધી વખતે તે રૂચતુ આવતુ નથી. કાણાને કાણો કહીએ એ પણ એક પ્રકારનું એને દુ.ખ દેવા જેવુ થઈ પડે છે."

"તમારા બધા બોલ કરડાગીના છે. સ્નેહલતા! કરડાગીથી એક સ્ત્રી બોલે તે બીલકુલ શરમભરેલું કહેવાય, તેથી તો સ્ત્રી જાતની વિનયતાને લાછન લાગે!"

"તમને મારુ બોલવુ કરડાગી ભરેલુ લાગ્યું હોય તો મને ક્ષમા કરજો એમ બોલવાનો મારો બીલકુલ હેતુ નથી. મારા ખુલાસાની તમારા ઉપર શી અસર થશે તેનો વિચાર કર્યા વગર ટુંકામાં હુ તમને ખુલાસો આપું જુઓ બહેચરપ્રસાદ! સરલકુમારની અત્યારે આવી સખ્ત માંદગીનુ કારણ તમે છો સુશીલાનું મૃત્યુ ઝેરથી નીપજ્યુ તે તમે કોર્ટમા જાણ્યું, પણ તે ઝેર મોહિની અથવા તેની દાસી મહાબલીએ દીધું તેમા તો હવે કશો સદેહ કોઈને રહ્યો નથી. મોહિનીના પુનર્લગ્ન સરલકુમાર જોડે કરાવી તેની મીલકતના ફનાફાતીયા કરવાનો તમારો વિચાર હોય એમ મને લાગે છે"

"અત્યાર સૂધી મે તમારા બોલવાને કશું વજન આપ્યું નથી, પણ હવે તેમ કર્યા શિવાય છુટકો નથી.

તમે ખરેખર મારા ઉપર તેમજ મારી ભત્રિજી ઉપર આરોપ મૂકયો છે—અને તે ભયંકર આરોપ છે. આ તો મારી આબરુની વાત આવી આથી મારે તમને ચેતાવવાં જોઇએ, અને આવી બીનપાયાદાર અને તમારા પોતાના ભેજામાંથી ઉપજાવી કાઢેલી વાતને વધારે વાર લ બાવવી ન જોઇએ. મારે તમને જણાવવું જોઇએ કે અત્યારે જે જે બોલ્યા છો તેના તમે જોખમદાર છો" આમ બોલી થોડી વાર ગુસ્સામા બહેચરપ્રસાદ બેશી રહ્યો સ્નેહલતા જવાની તૈયારી કરતી જણાયાથી તેણે પોતાની પહેલાની રીતભાત બદલી તોછડાઇથી સ્નેહલતાને કહ્યુ:—

"એક સ્રી એક ગૃહસ્થની આબરુ ઉપર હાથ નાંખે એ જેવી તેવી વાત કહેવાય નહિ જયારે તમે તમારી જાતને આટલી બધી ભુલી ગયાં છો તો મને તમને પૂછવા દો કે તમે અહિયાં કોણ છે?"

"સરલકુમારની પ્રતિનીધી!"

"તેના ખાસ હુકૂમથી યા કોઇના કહેવાથી?"

"એ બેમાંનું એક પણ નહિ"

"ત્યારે તો તમે કોઇ પ્રકારના જોખમદાર વ્યકિત ગણાવ નહિ."

"આપણી આ મુલાકાતનો અહીંયા છેડો આવવો જોઇએ સરલકુમારની તબીયત ઘણી ભયંકર છે, તેથી મારે હવે તેમની પાસે જવું જોઇએ. હુ આમ

નકામી વાતોમાં વખત વિતાવી શકું નહિ." દ્રઢતાથી સ્નેહલતા બોલી.

"હુ સરલકુમારની મુલાકાત લઈ શકું ?"

"ના તમને મળવા જવા દેવામા નહિ આવે. એક તો ડૉકટરની મના છે અને બીજું કે તે તદ્દન બેભાન છે અને કોઇને પણ ઓળખી શકતા નથી."

"શું સરલકુમારની પ્રકૃતિ આટલી બધી બગડી ગઈ છે ? મને તો તે વાતની ખબર નથી પ્રભુ તેમને ઝટ આરામ કરો " બહેચરપ્રસાદ અ ત કરણથી બોલ્યો. જેવા શુદ્ધ અંત.કરણથી તે આમ બોલ્યો તેવાજ શુદ્ધ અ ત કરણથી તેણે સરલની પ્રકૃતિ સુધારવાને પ્રભુ પાસે માંગણી કરી

સ્વાર્થ વખતે નાસ્તિક પણ ઘડી વાર પ્રભુનુ અસ્તિત્વ સ્વીકારે છે, અહા ! સ્વાર્થ કેવી ગળી ચીજ હશે ? તેની આગળ હરકોઈ આધળુ બની જાય છે !

"ત્યારે એમને સાજા થતા હજી વખત લાગશે ?" બહેચરપ્રસાદે પૂછયું

"હા હજી એમની પ્રકૃતિ ભયભરેલી ખરી" સ્નેહલતાએ જવાબ આપ્યો —"ડૉકટર ધાસ્તિ રાખે છે કે ગમે તે વખતે પણ તેમનો શ્વાસ અટકે."

ઘણી જાતના વિચારો વિજળીની માફક બહેચરપ્રસાદના મગજમાથી પસાર થયા તે ઘણો બેચેન બન્યો. તેને સરલને માટે લાગ્યુ. કદાચ સ્નેહલતાના જેટલીજ તિવ્ર લાગણી તેને સરલકુમાર માટે થઈ

આવી એવું કહીએ તો તે ખોટું નહિ કહેવાશે. માત્ર લાગણીના પ્રકાર જુદા હતા. એ લાગણીના પ્રવાહના મુળમાં તફાવત હતો.

બહેચરપ્રસાદ ઉતરી ગયેલે મોઢે જવા તૈયાર થયો. જતે જતે તેણે સ્નેહલતાને કહ્યુ—" હુ થોડી વાર ઉપર કહી ગયો હતો કે સ્ત્રીઓના બોલવાનુ હું ખોટુ લગાડતો નથી, તે મે સાચુ જ કહ્યુ હતુ પણ તમે કુલીન સ્ત્રીને છાજે તેવા ગુણો ધરાવતા નથી તેથી તમને હવે હુ કુલીન સ્ત્રી તરીકે ગણીશ નહિ, અને કુલીન સ્ત્રીને અપાતી છુટ પણ તમને આપીશ નહિ. તમને હવેથી હું સાધારણ સ્ત્રી ગણી, વખત આવે તમારી પાસેથી મને આપેલા અપમાન—અને મારા ઉપર મુકેલા તહોમતનો જવાબ લઇશ, અને તમને એનો ઘટતો બદલો આપીશ. અત્યારે તો હુ જાઉં છુ "

" સુખેથી સીધાવો " ટાઢે પાણીએ ખસ કાઢતી સ્નેહલતા બોલી. બહેચરપ્રસાદ ભૈરવ કૉટેજમા પાછો આવી પહોચ્યો. ડૉકટર શાતિકુમાર અને સ્નેહલતા ઉપર વેર કેમ લેવુ તેનોજ આખે રસ્તે તેણે વિચાર કર્યો હતો. પણ ઘેર આવતા નોકરે તેની વિચાર સ કલના તોડી નોકરે કહ્યુ—" સાહેબ! બે માણસ આપને કયારના મળવાને દિવાનખાનામા ખોટી થાય છે "

" તેમના નામ પૂછયા ? " વિચાર-શુન્ય બનતો બહેચરપ્રસાદ બોલ્યો.

"તેમણે નામ આપવા ના પાડી. એટલુ જ કહ્યું કે આપની સાથે તેમને ઘણી અગત્યની પણ છાની વાત કરવાની છે. એ બે ગૃહસ્થ પૈકી એક તે આપણા ગામનાજ છે; પણ તેનું નામ મને ખબર નથી."

"જા તેમને કહે કે થોડી વાર રહીને હુ તેમને મળીશ." આમ કહી તેણે ગુસ્સામા આવી જઈ પોતાના રાઇડીંગ બુટ પગમાથી કાઢી ભીંત તરફ ફેંકયા. ટોપીને પણ અવ્યવસ્થિત રીતે ટેબલ ઉપર પછાડી પગમાં સ્લીપર પ્હેરી પહેરેલા કપડા કાઢવા બહેચર-પ્રસાદ મેડી ઉપર પોતાના ખાનગી ઓરડામાં ગયો.

આજે તેને ભૈરવ કૉટેજના દિવાઓ પણ નિસ્તેજ લાગતા હતા. ભૈરવ કૉટેજ—પોતાની જુની જગ્યા—આજે તેને ભયંકર લાગી નોકરો પણ જાણે બેવફા બન્યા હોય તેમ લાગ્યુ શુ આજે દિવાઓનું તેજ ખરેખર ઘટયુ હતુ ? ભૈરવ કૉટેજમા કશો નવો ફેરફાર થયો હતો ? ના, ના આજે બહેચરપ્રસાદની દ્રષ્ટીજ બદલાઈ હતી. "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એ કહેવત જેવુ આજે તેને થયુ હોય એમ લાગતું હતુ



# પ્રકરણ છવીસમું.



## જીતેંદ્રનો મંથનસાગર.

આ ભેદનો પડદો ઉઘડવાને હવે વખત પાસે આવતો જાય છે. ભૈરવ કૉટેજના દિવાનખાનામા બે ગૃહસ્થ બેઠા છે. સરલની સ્થિતિ ભરદરીયે ઝોલા ખાય છે અને તેની સારવાર માટે સ્નેહલતા પોતાનું બનતું કરી રહી છે. વાચક ! થોડા વખત માટે તું લીલાપુરને—સરલને અને બહેચરપ્રસાદને છોડ ચાલ, કલકત્તે ગયેલા જીતેંદ્રનો મંથનસાગર નીરખીએ.

જીતેદ્ર વારવાર મન સાથે વિચાર કરતો કે.—"મોહિની તરફ મને અભાવ કેમ થતો હશે? મોહિનીનુ નામ સાભળતા મારા કાન બહેર કેમ મારી જતા હશે? હા એટલુ તો ખરૂં કે તે સ્નેહલતાની પ્રતિસ્પર્ધી બની છે. એટલુ જ વાધાભર્યું આચરણ મને તેનામાં જણાય છે. બીજુ કંઈ જાણવામા આવતુ નથી. સ્નેહલતાનો વિવાહ આગળ સરલની સાથે થયેલ હતો તે તોડી મોહિની સાથે સરલ પરણે એવું સાહસ તેણે માથે લીધેલુ જોઇ બીચારી રવડી જતી બાળાનુ મને લાગી આવે છે "

" આફ્રીકાથી આવતી વખતે દરીઆઈ મુસાફરીના પ્રસંગમા મોહિનીને સરલની સાથે છૂટથી વાત કરતા કોઈ અટકાવનાર હોય તો તે માત્ર મહાબલી હતી.

તે જોઈ મને અજાયબી લાગે છે. તે દાસી તરીકે દેખાય છે પરંતુ ખરી રીતે તેવી હશે કે કેમ તેની મને શંકા છે, કારણકે મોહિનીના પર તેનો કાબૂ અસાધારણ છે.”

સુશીલાના ખુનની ખબર જીતેન્દ્રને થતાં તેને લાગ્યું હતુ કે આ વખતે મોહિની અગર મહાબલીનો તેમાં હાથ હોવો જોઇએ. જ્યારે તે ખબર સાભળી લીલાપુર આવ્યો અને ભાળ કાઢતા જણાયુ કે મોહિની અને મહાબલી બન્ને લીલાપુર એકાએક છોડી ચાલ્યાં ગયા છે ત્યારે તેના વહેમને પુષ્ટિ મળી. એની ખાસ ભલામણથીજ એના કાકા જે સરકારી વકીલ હતા તે સ્નેહલતાના બચાવને માટે એના તરફથી હાજર થયા હતા

જીતેંદ્રે કલકત્તે જવાનુ સ્વિકાર્યું તેનુ મુખ્ય કારણ એ હતું કે મોહિની ખરેખર ગુન્હેગાર છે કે નહિ એ તેને મળી તેની વાતચીત ઉપરથી શોધી કહાડવું

કલકત્તે જવા નીકળતાં પહેલા જીતેન્દ્ર મલીકરૉયને મળી આવ્યો હતો, અને પોતાનુ ત્યા જવાનુ કારણ સમજાવી આવ્યો હતો. તેણે પોતાનો વ્હેમ મહાબલી અને મોહિની એ એની ઉપર છે તે પણ કહ્યુ હતુ પણ તે વૃદ્ધ અનુભવી છુપી પોલીસના ઈન્સ્પેકટરે જીતેન્દ્રની ભુલ સુધારી સમજાવ્યુ હતુ કે ગુન્હો બહેચરપ્રસાદ અને માહાબલી એ બન્નેના હાથથી થયો છે.

જીતેન્દ્ર, મોહિનીના પત્રમા લખેલા ઠેકાણે કલકત્તામા આવી પહોંચ્યો. હોટલના મેનેજરને પૂછતાં

તેને બાતમી મળી કે થોડા કલાક પહેલાજ મોહિની અને તેની દાસી મહાબલી બન્ને જણા ત્યાંથી ચાલ્યા ગયાં છે.

"કેમ તમે એમના સગા થાવ છો?" ધીરે રહીને હોટલના માલીકે જીતેદ્રને પૂછ્યું.

"ના, માત્ર તેઓના પરિચયમાં આવ્યો છુ અને તેમને જરૂરી કામને માટે મળવું હતું."

"મારે પૂછવાનુ કારણ એજ કે એક ન્હાની પેટી તેઓ અહીં ભુલી ગયા છે અને પાછળથી અમને તે હાથ લાગી છે. જો તમે તેઓના ખાસ સ્નેહી હો તો તે પેટી તમારા દ્વારા તેમને પહોચતી કરવી એવી અમારી મરજી છે"

"તે કેવી જાતની પેટી છે?" આશ્ચર્ય પામતો જીતેદ્ર બોલ્યો

"તમે અદર ઑફીસમાં આવશો તો હુ તે તમને બતાવીશ."

જીતેદ્ર અંદર ગયો માલીકે અંદર જઈ કબાટ ઉઘાડી તે પેટી બહાર કાઢી પેટી ન્હાની હતી પણ સુખડની કારીગરીવાળી હતી તેને તાળુ નહોતુ પેટી ખોલતા અદર ન્હાના ન્હાના ખાના જોવામા આવ્યા અને તેમા બારીક શીશીઓ ગોઠવેલી હતી. દરેક શીશીમા કંઈ કંઈ જાતની બારીક ભૂકી યા પ્રવાહી પદાર્થ ભરેલો માલૂમ પડી આવ્યો. કેટલીક શીશીપર હિંદુસ્તાની ભાષામા નામ લખવામાં આવ્યાં

હતા, જ્યારે બીજી બે શીશીપર ઇંગ્રેજીમાં નામ લખવામા આવ્યા હતા. આ બેમાની એક શીશી ઉપર 'H–sym. 6 grs. Diem' એ પ્રમાણે લખ્યુ હતુ પણ જીતેદ્રને આ ટુકાક્ષરમા લખેલી દવાનુ નામ જાણતાં વાર ન લાગી. તે તરતજ સમજી ગયો કે એ દવાનુ નામ 'હાયોશીયામા' છે

"આ પેટીને બધ કરી તેને સીલ કરી તમારા કબજામા આપવાનો મારો વિચાર છે" જીતેદ્રે હોટલના માલીકને કહ્યુ

"કેમ, એમા તમને કઇ અજાયબી લાગે છે?"

"હા લીલાપુરમા ખૂન થયું છે, અને તે સબંધમાં તમારે ત્યાથી નહાસી જનારી બાઈ અગર તેની દાસી અગર બન્ને ગુન્હેગાર હોય એવો શક જાય છે."

"પણ તમે બાઇને આરોપી નથી માનતા ખરુ?"

"મને તેમ માનવાને પૂરતાં કારણો છે."

મેનેજર થોડી વાર અબોલો રહ્યો પણ થોડી વાર પછી બોલ્યોઃ—

"હવે મને કંઇક વહેમ જાય છે આજે સવારે ત્રણેક વાગ્યાના સુમારે કઈ જીભાઝોડી એ બેની વચ્ચે થયા કરતી હતી. એના ઓરડાની પાસે મારો સુવાનો ઓરડો હતો હુ બધુ સાભળી શકયો નથી તથાપિ થોડું તો સ્પષ્ટ સાભળી શકયો મોહિની તેની દાસીને કહેતી હતી કે.—"તુ ભલે મારા શરીરનો નાશ કરી શકશે પણ તું કાંઈ મારા આત્માને નુકશાન કરી

શકવાની નથી. હા ! હું કબુલ કરૂં છું કે હું અધોગતિને પામી છું. પણ આથી વધારે અધોગતિને પામવા હુ ના કહું છુ. મારી મરજી શિવાય તારી તાકાદ નથી કે હવે તું મને જરા પણ નીતિથી વેગળી કરે ! ”

“ જે કંઇ તમે કહ્યુ તેથી મારો વ્હેમ મજબુત થતો જાય છે. તમે મહેરબાની કરી પેટીને સીલ કરો અને મોહિની તથા તેની દાસીને શોધી કાઢવામાં મને મદદ કરો તમારી મહેનતનો બદલો હુ ભુલીશ નહિ. ”

“ પેટીને સીલ કરવામા કાઇ મુશ્કેલી નથી, તેમજ તેઓનો પત્તો મેળવવામા પણ મુશ્કેલી નડશે નહિ; ” એમ બોલી મેનેજરે ઘ ટડી વગાડી નોકર ત્યા હાજર થતા પેટીને બાંધવાની પટી અને લાખ આણવાને તેણે હુકમ કર્યો. સાહિત્ય આવી પહોચતાં પેટીને બરોબર બાધી સીલ કરી

“ આપણા સુખનિવાસ ગૃહમાં એક સ્ત્રી અને તેની દાસી ઉતર્યા હતા અને આજે સહવારે તે ચાલ્યા ગયાં છે તેઓ કઈ તરફ ગાડી હ કારી ગયા તેની ક ઇ તને ખબર છે ? ” મેનેજરે ત્યા હાજર રહેલા નોકરને પૂછ્યુ.

“ તે સ્ટેશન તરફ ગયાં હતાં ”

“ ત્યાંથી કયા ગયાં તેની ખબર નહિ હોય ? ”

“ ગાડીવાળાને સહજ મેં પૂછ્યું હતુ ત્યારે તેણે કહ્યુ કે મોહિની પાસે છૂટા પૈસા નહિ હતા. બધી

નોટો હતી. તેણે એક નોટ પોરટરને આપી તેને ટીકીટ લઈ આવવાનું કહી બાકીના પૈસામાંથી ગાડીના ભાડાના પૈસા આપવા ફરમાવ્યું હતું. પોરટર અને ગાડીવાળો બન્ને ટીકીટ કઢાવવા સાથે ગયા હતા, અને સેકન્ડ કલાસની બે ટીકીટ પટણાની માગી હતી એવુ ગાડીવાળાનું કહેવું હતું"

આટલું સાભળતા જીતેદ્ર એકદમ તૈયાર થયો અને ગાડી મગાવી પટણે જવા સ્ટેશન તરફ મારતે ઘોડે ગાડી હંકાવરાવી. એકસપ્રેસ ટ્રેનને ઉપડવાને પાચ મીનીટજ બાકી હતી, અને સુભાગ્યે તે ટ્રેન પકડી શકયો. પટણે પહોચતાં સ્ટેશન પર ઉતરી સ્ટેશનના પોરટર અને ગાડીવાળાને પૂછપરછ કરતાં તેને ખબર મળી કે સામેના હિંદુ રેલ્વે હોટલમા તેમણે ઉતારો લીધો છે. જીતેંદ્ર ત્યાં જઈ પહોચ્યો અને ઉતારો પણ ત્યાંજ કીધો. તે વખતે સાંજના પોણા સાત વાગ્યા હતા જમવાની માત્ર પદર મીનીટની વાર હતી જીતેંદ્રને આશા હતી કે જમતી વખતે મોહિનીનો મેળાપ થશે. અને એ અચાનક મેળાપ તેને વ્હેમમાં નાખશે નહિ. એક વખતે તેને જોયા પછી કોઈ યુક્તિથી તેની જોડે એકાંત સાધવાનુ ફાવી શકશે. વખત થયે જીતેંદ્ર જમવા આવ્યો પણ મોહિની ત્યાં જમવામા હાજર નહોતી. આશાભેર મોહિ-નીની વાટ જોતો અર્ધો કલાક સુધી બેસી રહ્યો. પાછળથી તેને ખબર પડી કે મોહિની બિમાર છે એટલે પોતાનું ખાવાનું તેના ઓરડામાજ તેણે

મંગાવી લીધુ હતું. આ સંદેશાએ જીતેંદ્રના ચ્હેરા ઉપર ગ્લાની પ્રસરાવી. તે કપડાં પહેરી પાછો બ્હાર નીકળ્યો થોડી વારે ઝરમર ઝરમર વર્ષાદ પડતો હોવાથી છત્રીના આશરામા બે જણને પોતાની તરફ આવતા જોયા. રાત્રી અંધારી અને વર્ષાદ પડતો હોવાથી તે એકદમ ઓળખી શકયો નહિ પણ પુઠ પરથી પારખી શકાયુ કે તે બેમાંની એક મોહિનીની દાસી મહાબલી હતી તુર્ત જીતેંદ્રની જીજ્ઞાસા વધી. તે કયાં જાય છે તે તેણે જોયું અને તેની પાછળજ તેણે પણ ધીરે ધીરે જવા માંડયુ. થોડે ગયા અને તે બન્ને અટકયા એટલે જીતેંદ્ર પણ અટકયો વળી પાછા ચાલતા થયા એટલે આપણા ડીટેકટીવ જીતેન્દ્રે પણ ચાલવા માડયુ દીવાના પ્રકાશમાં આવતા જીતેન્દ્રને જણાયુ કે મહાબલીની સાથે મોહિની નથી. ત્યારે તે બીજું કોણ હતુ ? તે ભૈરવ કૉટેજ-વાળા ઉસ્તાદ બહેચરપ્રસાદનો ચેલો રામગીર હતો. જીતેંદ્ર તેને ઓળખી શકયો નહિ હતો.

‘મોહિની હોટલમાં હશે માટે ત્યાં જઇને મળુ’ એવા ઈરાદે જીતેન્દ્ર પાછો હોટલમા આવ્યો ત્યા ખબર કાઢી; પરંતુ જણાયું કે વીસેક મીનીટ પર તે બાઇ ચાલી ગઈ હતી.

“તે કંઈ સંદેશો કહી ગઈ છે?” જીતેન્દ્રે મેનેજરને પૂછયું

“નહિ. એટલુ કહીને ગઈ છે તે થોડી વારમાં પાછી ફરશે.”

"તેના હાથમાં કશુ હતું ?"

"હા. તેની પાસે એક છત્રી અને ન્હાની બૅગ હતી."

જીતેન્દ્ર તુર્ત એના ઓરડામા ગયો. ટાઈમ ટેબલ જોયુ અને હમણાં રાતના ૯–૫૫ મીનીટે કલકત્તા જતી ટ્રેન છે એમ તેને જણાયુ તેને પાછો શક વધ્યો કે આ ટ્રેન સાધી પાછી કલકત્તા તરફ તે ઉપડતી હોવી જોઇએ પોતાની ઘડીઆળમાં જોયુ તો ૯–૪૫ થયેલા જણાયા હવે માત્ર તે ટ્રેન પકડવાને જીતેન્દ્રને દશ મીનીટજ બાકી હતી ઘણી ઝડપે તે તૈયાર રખાવેલી ગાડી પૂર વેગે હકાવતો સ્ટેશનપર આવી પહોંચ્યો કલકત્તાની એક સેકન્ડ કલાસની ટીકીટ લઈ તે એક ડબામા પેઠો કે તરત ટ્રેન ઉપડી. તે 'કોરીડોર' કેરેજ હતી તેથી જીતેન્દ્ર પોતાને માટે સારૂ બર્થ શોધવા નીકળ્યો એક કમ્પાર્ટમેટમા મો ઢાકી બેઠેલી એક સ્ત્રી ઉપર તેની નજર પડી અને તેને ભાસ થયો કે તે બીજી કોઈ નહિ પણ મોહિની છે તેણે તે કમ્પાર્ટમેન્ટની જોડેનાજ કમ્પાર્ટમેન્ટમાં પોતાની જગ્યા લીધી



# પ્રકરણ સત્તાવીસમું.

## મોહિની જીતેન્દ્રના હાથમાં!

ફાસ્ટ ટ્રેન હોવાથી તે વચમાં કશે ઉભી રહેવાની નહોતી, તેથી મોહિનીના બીજા કોઇ સ્ટેશન ઉપર ઉતરી પડવાની જીતેન્દ્રને ધાસ્તી રહી નહિ.

કલકત્તાનુ સ્ટેશન આવતા પોતાના ડબામાંથી ઉતરી મોહિનીની બ્હાર નીકળવાની રાહ જોતો જીતેન્દ્ર ઉભો મોહિનીવાળા ડબાના બધા ઉતારુઓ નીચે ઉતર્યા પછી તે પોતાની બેગ હાથમાં પકડી બ્હાર આવી મોહિનીને બ્હાર નીકળતી જોઈ જીતેન્દ્ર આગળ આવ્યો અને તેને કહ્યુ.—"બાનુ' તમને મદદ કરું?"

આ વખતે જીતેન્દ્રને જોતાં મોહિની ચીસ પાડત, પણ પોતે અત્યારે ઝટ ઓળખાઇ જાય તેમ નથી એવી ખાત્રી હોવાથી પોતાનો કુદરતી અવાજ બદલતી બોલી:—"કંઈ જરુર નથી, ભાઈ!"

ગાડીમાંથી ઉતરી ઉતાવળે ઉતાવળે મોહિની ચાલી જવા લાગી. આ વખતે તેમ કરતા તેને અટકાવી જીતેન્દ્ર બોલ્યો.—"ભાગશો નહિ મોહિની? હુ તમારી સાથે વાત કરવા માગુ છુ" ખરેખરી આફત વખતે બચાવ ન જડતાં જેવી રીતે એક માણુ-

•

સનો ચ્હેરો બદલાય તેવી રીતે મોહિનીનું થયું, તેનાથી બોલાઈ જવાયું:—

"મારું આવી બન્યુ! પ્રભુ મને ઉગારો!!"

"ના તેમ નથી તમારી નિયત સારી હશે તો હજીએ પ્રભુ તમને ઉગારશે. તે મહાન્ કૃપાળુ છે"

"તમારે શુ કહેવાનુ છે?"

"તમને તથા બીજાઓને જે ઘણુ અગત્યનું છે તે સબધી વાત કરવાની છે પણ તે સબધી વાત કરવાનુ આ સ્થળ કે વખત નથી, તમે કયા ઉતરવાનાં છો?"

"તમારે મને તે શુ કરવા પૂછવુ પડે?"

"તે જાણવામાં મારો હેતુ સમાયેલો છે તમને મળવા માટે હુ લીલાપુરથી કલકત્તે આવ્યો તમારો પત્તો ન મળતાં તમને શોધવા હુ પટણે ગયો. ત્યાં પણ તમે ન મલ્યા, તેથી તમારે માટે અહિં આવ્યો છુ"

"આટલુ બધુ શાને માટે કરવુ પડયુ?"

"લાવો તમારી બેગ, અને ઝાલો મારો હાથ, તમને અરબડીયા આવતા લાગે છે"

તેણે જીતેન્દ્રના કહ્યા પ્રમાણે બન્ને વાત કરી. જો તેણે જીતેન્દ્રનો ટેકો લીધો નહત તો જરૂર તે નીચે પડત.

"ગાડી મગાવશો?" સ્ટેશનની બ્હાર આવતાં મોહિની બોલી.

"હા મંગાવુ. પણ તમે કયાં જશો?"

"હું ખરેખર તે જાણુતી નથી. મને તો લાગે છે કે હુ મારી ઘોરમાં જાઉ છું."

"તમારે એવું બોલવું જોઈતુ નથી આપણે એક બીજાને બરાબર ખરા સ્વરૂપમાં જાણુતા નથી તેથી ગેરસમજુતીને જગ્યા મળે છે બે-બોલી અને કપટબાજીથી કશો લાભ કોઇને થવાનો નથી હું તમને એક પ્રશ્ન પૂછીશ. અને તેના જવાબ ઉપર, મારે તમારા મિત્ર બનવુ કે દુષ્મન થવુ, એનો નિર્ણય કરવાનો છે દુષ્મન બનીશ તો પણ દાનો દુષ્મન બનીશ–નહિ કે ગળાકાપુ—કપટી—તર્કટી—દુષ્મન! તમે તમારા મોં ઉપરથી લુગડાનો છેડો હવે કાઢી નાખો અને મારી સામુ જુઓ."

પોતાના મોઢા પરથી લુગડાનો છેડો દુર કરતી મોહિની બોલી.—"હુ તમારા પ્રશ્નની રાહ જોઉ છુ"

"ત્યારે મને ખરેખરું કહો! સુશીલાના ખુનમાં તમારો પરોક્ષ કે અપરોક્ષ હાથ છે?"

આંખનો પળકારો માર્યા વગર, ચ્હેરાની એક રેખા પણ બદલાયા વગર, જીભ લોચવાયા વિના, અવાજ બદલાયા વિના મોહિની બોલી·—"હુ પરમેશ્વરને હાજર જાણી કહું છું કે તેમા કોઇ પણ રીતે મારો હાથ નથી."

"સુશીલાનુ ખુન થવાનુ છે એવી ખબર તમને આગળથી મળી હતી?"

" ના. "

મોહિનીનો હાથ પકડી તે દબાવી, તેને તેનું મોઢુ પાછુ ઢાંકવા દઈ જીતેન્દ્ર બોલ્યો:—" હવે હું તમારો મિત્ર છુ, અને તમારો બચાવ કરવો એ મારુ કર્તવ્ય સમજીશ."

કસોટીનો કાળ વ્યતિત થયા મોહિનીની દ્રઢતા અને ધિરજ ગઈ તે ડુસકા ભરતી બોલી.—"પ્રભુ જાણે છે કે અત્યારે મારે કોઈ મિત્ર–યા સલાહકારની કેટલી જરુર છે ? મારી હાલત તદ્દન ક ગાલીયત અને દયાજનક છે "

" ત્યારે કહો મોહિની તમારો હવે શો વિચાર છે ? "

" મારો વિચાર હવે કોઈ એકાત અને અજાણી જગ્યાએ જઇ બાકી રહેલી આ ક ગાળ જી દગી પુરી કરી જીવનનો અ ત લાવવાનો છે. "

" આવા હીચકારા વિચારોને હવે ત્યાગી દો. "

" ત્યારે તમે શુ કરવાની મને સલાહ આપો છો ? "

" હાલ તો તમે કલકત્તામાજ રહો હુ તમને એક સારી હોટલમા ઉતારાની સગવડ કરી આપુ છુ કાલે આપણે ભવિષ્યનો વિચાર કરીશુ આજે આપણે થાકથી ત્રાસી રહ્યા છીએ પણ તમે મને વચન આપો આપો કે તમે ન્હાસવાની કોશિષ કરશો નહિ તેમજ મને ઉડાવવાનો—હવે પછી—પ્રયત્ન કરશો નહિ "

" આવા વચનની તમને જરૂર જણાય છે? એક સ્ત્રી, આફત વખતે તેને મળી આવેલો એકજ મિત્ર— તેને દગો દેશે? અથવા તેનાથી ઘડીભર પણ દુર થવા મથશે?"

" ત્યારે તમારામાં હુ મારો વિશ્વાસ મુકુ છુ "

" સુખેથી." મોહિનીએ પ્રત્યુત્તર આપ્યો

જીતેંદ્ર એક ભાડાની 'ટેક્ષી કેબ' લઈ આવ્યો, અને બન્ને જણ અ દર બેઠા. તેણે ડ્રાઈવરને 'હાઉરા હિંદુ લૉજ'મા કેબ લઈ જવા ફરમાવ્યુ

અ દર ગાડીમા બેઠા પછી હૈયુ ભરાઇ આવવાથી મોહિની રડી—એક દુ ખી અને પીડીત બાળકની મા-ફક રડી થોડી વાર તો જીતે દ્રે તેને રડવા દીધી પણ ઉતરવાની જગ્યા પાસે આવવાથી તે તેને શાત પાડવા લાગ્યો. તે બોલ્યો —

" મોહિની! રડશો નહિ તમને પશ્ચાતાપ થાય છે તે હુ સમજુ છુ એ અગ્નિ તમારા પાછલા પાપ ધોઈ નાખશે તમે હવ નવુ જીવન ગાળવા સરજાયા છો આજથી તમારા દિવસો બદલાયા જાણો પુન. કોઇના પત્નિ બની બાળકોનો લ્હાવો લેવાનુ તમારા કિસ્મતમાં હજી લખાયેલુ છે સરજનહારની એ કૃતિની સામે થવાને નાહક શું કરવા ફાફા મારો છો?"

"પરમેશ્વરની ખાતર મને એવુ કહેશો નહિ. મારે હવે કોઇની પત્નિ બનવાનુ ? મારે બાળગોપાળનો લ્હાવો લેવાનો? જીતેદ્રરૉયભાઈ! સસલાને હવે

શીંગડા ઉગાડવાનો ખાલી પ્રયત્ન ના કરશો. રેતીમાંથી તેલ કાઢવા નાહક ના મથશો."

"ના, ના. મોહિની! તે બનવુ અશકય નથી. તમે હજી ઉછરતી વયનાં છો, સુદર છો, એક પુરૂષને છાજે તેવા છો ખરેખર કોઈ પણ પુરૂષ મગરૂરીથી તમારો હાથ પકડવા તૈયાર થાય એમા મને તો અ-શકય લાગતુ નથીજ."

"ઓહ્! જીતેદ્રભાઇ, જેમ જેમ તમે બોલો છો તેમ તેમ મારૂં કાળજુ કપાતુ જાય છે હુ જાણું છુ કે જાણી જોઈ તમે મારા ભાગ્યની મશ્કરી કરતા નથી તમે જે વાતો કહી તે મારી સૃષ્ટિની બ્હારની વાતો છે તમને કયાથી ખબર હશે જીતેદ્રભાઈ! કે હુ કોઈકની પત્નિ કયારની બની ચુકી છુ હુ સા-ક્ષાત્ અસૂર–ખવીસ–ની પત્નિ છુ, કે જે રાક્ષસ, ક્રુર-તાનો અગભુત છે, અને જે દયા, ક્ષમા, દિનતા જેવી દૈવી સપત્તિઓથી હમેશા બાર ગાઉ દુર રહે છે." પાછી ડુસકા ભરતી મોહિની બોલી

"તમે આ તો ઘણો વિચીત્ર ખુલાસો કર્યો. તમારૂ જીવન ભેદ ભરેલુ છે તે મને કયારનુ લાગતું હતુ પણ આ તો તમે ભરમ ખોલ્યા જેવુ કહ્યુ તમારે માટે અનેક અટકળો મે બાધી હતી પણ તમે કોઈના પત્નિ છો એ ખ્યાલ તો મને સ્વપ્ને પણ આવ્યો નહોતો."

"તે ખ્યાલ તમને કયાથી આવે? આ ભરમ ફો-ડવા જેવુ કારણ મને અત્યાર સૂધી મળ્યુ નહોતુ.

આ મારી ગુહ્યતા સહજમાં સમજી, કે, માની શકાય તેવી નથી. મારે હવે મારા હૃદયનો ભાર ખાલી કરવો જોઈએ, નહિ તો હુ ગાંડી બની જઈશ મેં ઘણા કાળ સૂધી મારા મગજ ઉપર બોજો વધવા દીધો હવે સહેવાની હદ પણ આવી રહી. આખરે પણ હુ અબળા જાત પ્રભુ! પ્રભુ!! મને બચાવો!" આમ બોલી મોહિની જીતેદ્રના શરીર ઉપર અડધી બેભાન સ્થિતિમાં પડી મોહિનીને જીતેદ્રે આશ્વાસન આપ્યુ અને બેઠી કરી.

હોટલ આગળ ગાડી આવીને ઉભી. મોહિનીએ પોતાના રુમાલ વતી આંખોના આસુ લ્હોઇ નાખ્યા. તે એટલી બધી નબળી પડી ગઈ હતી કે જીતેદ્રને હાથ ઝાલી તેને ગાડીમાંથી ઉતારવી પડી

હોટલમા તેઓ પોતાના ઓરડામા ગયા મોહિનીએ તરત તો સુવાની રજા જીતેદ્રની પાસે માગી—"પ્રભુ તમારૂં કલ્યાણ કરે. જીતેદ્રભાઇ, તમે મારે માટે બહુ શ્રમ લીધો છે મારૂ માથુ ભમે છે માટે હાલ તરત મને સુવાની રજા આપો કાલે હું તમને મારૂં વૃતાંત બરાબર રીતે કહી સંભળાવીશ."



# પ્રકરણ અડાવીસમુ.

## મોહિનીનુ આત્મ વૃતાંત.

બીજે દિવસે શ્રમનો માર્યો જીતેદ્ર જરા મોડો ઉઠયો તે દિવસે પહેલુ કામ તેણે પટણાની રેલ્વે હોટલના મેનેજરને તાર કરવાનુ કર્યું મહાબલી ત્યા હતી, તેથી તેની ઉપર પૂરતી ચોકસાઈ રાખવાની જરુર હતી તે ત્યાંથી ન્હાશી ન જાય તેનો જાપ્તો રાખવા માટે તેણે પટણે તાર કર્યો હતો તારમા તેણે જણાવ્યું હતુ કે થોડાજ વખતમા મહાબલી ઉપર વૉરંટ નીકળશે, માટે તેને હાલ તરત કંઇ ચસકવા દેવી નહિ.

તાર કરી તે મોહિનીના ઓરડામા ગયો ધાર્યા કરતા તે વધારે અશકત દેખાઈ. તેનાથી બીછાનુ હજી સૂધી છોડી શકાયુ નહોતું જીતેંદ્રે મોહિનીને પૂછયુ કે ડૉકટરને બોલાવવાની જરુર છે કે કેમ મોહિનીએ તેના જવાબમા ના કહી તેણે કહ્યુ કે માત્ર તેને શાતિની જરુર છે એક જાતના હિસ્ટીરીયાના દરદથી તે પીડાતી હોય એમ જીતેદ્રને લાગ્યુ

મોહિનીને એકાત આપી જીતેદ્રરૉય પોતાના ઓરડામા આવ્યો, અને આરામ ખુરશી ઉપર વિચાર કરતો પડયો ઘણાખરા વિચારો તેને મોહિની માટેજ આવ્યા હતા. થોડા કલાકના સમાગમે, તેના મોહિની

માટે બાંધેલા વિચારોમાં એકાએક ફેરફાર કરાવ્યો. જ્યા તીરસ્કાર છવાઈ રહ્યો હતો ત્યાં દિલસોજીએ દેખાવ આપ્યો. ખરેખર! એ મોહિનીનાં હૃદયનોજ પ્રભાવ!!

જીતેંદ્ર અત્યાર સુધી કુંવારોજ હતો. તેના મનને રુચતી કન્યા તેને હજી જડી ન હતી. જ્ઞાતિબંધનનાં ખંડેર કીલ્લાઓમાં વસવા તેનો આત્મા રાજી ન હતો. રૂપાતર થઇ ગયેલી રુઢીની ગાડીમાં તેને બેસવુ ગમતું ન હતુ લગ્ન માટેના વિચારો તેના સાકડા ન હતા.

કેટલીકવાર પછી મોહિનીને પોતાની તબીયત સુધરેલી લાગી. તેણે જીતેંદ્રને પોતાના ઓરડામાં બોલાવ્યો.

જીતે દ્રે તરતજ મોહિનીના તેડાંને માન આપ્યુ તે મોહિનીના ઓરડામા આવ્યો મોહિનીનો ચહેરો તેને હજી ફિક્કો લાગ્યો. તે બોલ્યો:—

"મોહિની! તમારી તબીયત સુધરતી જોઇ ખરેખર, હુ ઘણો ખુશ થાઉંછુ, પણ તમારો ઉતરી ગયેલો ચ્હેરો મારાથી જોઇ શકાતો નથી."

જીતેંદ્રની ખુરશી આગળ પોતાની ખુરશી ખસેડતી મોહિની બોલી:—"હું મારા મનોવિકાર—મારા ભાવો—ને છુપાવી શકતી નથી. હું જાણું છું કે એ એક પ્રકારની નબળાઇ છે પણ હું નાઈલાજ છું. 'માણુસ નબળાઇથી ભરપુર છે' એ લોકવાકયનેજ મારા બચાવ અર્થે માત્ર આડે લાવી શકું છુ. હું

સમજુ છુ કે Frankness is foolishness નીખ-લસ બનવુ, સરળ થવુ એ બેવકુફાઈ છે છતા મારાથી મનના ઉડા બની રહેવાતુ નથી જ્યારે મારૂ મન મુઝાય છે ત્યારે મને પેલા તત્વજ્ઞાનીની શીખામણુ માનવાનુ મન થાય છે, કે જો આપણી વાત કોઇ સાભળનાર ન હોય તો ઝાડ આગળ જઇને પણ પોતાનુ મન ખુલ્લુ કરવુ "

"તમારૂ કહેવુ સત્ય છે, મોહિની! પણ દરેક માણુસે એકને તો પોતાનુ કરી રાખવુ, અથવા તો એકને તેના થઇ વળગી રહેવુ હવેની તમારી જી'દગીમા જો તમે મને તમારા સુખદુખના ભાગીયા બનાવવાની ઈચ્છા ધરાવતા હો, જો મારામા તમારો વિશ્વાસ હોય અને મારામા તમે મુકેલા વિશ્વાસનો ઘાત હુ નહિ કરૂ એમ તમારી દ્રઢ શ્રદ્ધા હોય તો, હુ તમને એક સાચા મિત્ર તરીકે સલાહ આપુ છુ કે આજે તમે તમારૂ સર્વ વૃતાત મને કહી સભળાવી, તમારા હૃદયનો ભાર ઓછો કરો પોતાના કીધેલા પાપની કબુલાત અને તેને માટેનો પશ્ચાતાપ એ પાપની મુકિતના દ્વાર છે હૃદય તિજોરીના ગુપ્ત દ્વારો ખોલી નાખો અને તેમા રહેલા બધા પાપો પણ ઉઘાડા કરો. છૂપુ રાખવાનુ મન થાય એ પણ પાપ હો!"

"આજે હુ બધુ જ કહીશ, જરે જર કહીશ જરા પણ છુપાવીશ નહિ પ્રભુ મારો સાક્ષી છે"

આમ બોલી મોહિનીએ પોતાની આત્મકથા આરભી

" મારી કથની એટલી બધી ખરાબ છે, એવા એવા ભય કર કૃત્યોની ભરેલી છે કે તેનો વિચાર પણ મને ક પારી છોડાવ્યા વિના રહેતો નથી બીજી સ્ત્રીઓ જેવી હુ બની શકી નથી. "

" મારી માતાનો મને ખ્યાલ નથી માતાને પેટે સ તાન જન્મ લેછે એ કુદરતી કાનુનની મને ખબર ન હત તો કોઈ પણ માતાને પેટે મે જન્મ લીધો છે એ વાતનો હુ સ્વીકાર કદી પણ કરત નહિ માતાનીજ સરત નથી તો પછી તેના લાડનુ તો પુછવુ જ શુ ? માતાનુ હેત, તેના લાડ, તેનું લાલનપાલન, એનો ખ્યાલ તો મને માતાના ઉછર ગે રમેલુ કોઈ બાળક આવીને સમજાવે તો તમને કહી શકુ ! "

પિતાનુ સ્મરણ છે તે ઘણુ તાજુ છે મારા પિતાનો ખ્યાલ આવતા અત્યારે મને તમ્મર આવી જાય છે તે વિશ્વદ્વેષી અને બહુ ગમગીન હતા તેમને એકનો વિચાર હમેશા આવતો—તેમને એકજ લક્ષ્યબિ દુ હતુ—તેમનો એકજ મુદ્દા લેખ—એકજ જીવનનો આશય હતો, અને તે પૈસો હતો પૈસો એજ એમનો પરમેશ્વર હતો પૈસો જ એમનુ સુખ—એમનુ સ્વર્ગ હતુ છતા મારે કહેવુ જોઇએ કે તે કરકસરીઆ કે ક જુસ નહોતા પૈસો, એશઆરામ, મોજશોખ એના એ ભોગી હતા. પોતાના શોખની પાછળ એટલો બધો પૈસો ખરચતા કે દરેક પળે અમે તેમને ક ગાલીયત ગરીબાઈના ભોગ થઇ પડવાની ધાસ્તીમા રહેતા છતા પણ તેમને કશી દરકાર નહોતી—જરા પણ તે વિવેકથી પૈસો ખરચતા

શીખ્યા નહિ. પૈસા આવતા તે ઉડાઉપણે ખરચી નાખી વધારે પૈસા ઘરમાં આવવાની વાટ જોતા પૈસો મેળવવા માટે તે હરેક પ્રકારનો ભોગ આપવા તત્પર રહેતા; ગમે તેવા રસ્તાઓ–પૈસો મેળવવા–પકડતા. દેશના કાયદાને તો તેમણે ઘોઈ પીધો હતો નીતિના કાયદાને તેમણે ફાડી કયારનોએ ફેંકી દીધો હતો.”

મોહિની જરા શ્વાસ લેવા થોભી

જીતેંદ્રે કહ્યું:—“તમારા પિતાની વાત સાંભળી તેમને માટે ખરેખર સારા વિચાર તો આવતા નથીજ.”

“સારા વિચારો તો બાજુએ રહ્યા, પણ હજી મારૂ વૃતાત સાભળી તમે હબકી ન ઉઠો તોજ બસ છે” મોહિની બોલી.—“મારૂ બચપણ એ એક મારે માટે કેદની સજાજ હતી. મને ઘરની બ્હાર નીકળવાની રજા નહોતી, મારે કોઈપણ સહી પણ નહોતી, મારે રમવા માટે સમોવડીયા છોકરા પણ નહોતાં. મારા બાપની આખમા અદેખાઇ પુષ્કળ હતી તેથી મને તે કોઈ પણ જોડે હળતા કે મળતા ટોકતા– તેમનો ધર્મ તેમની નીતિ, માત્ર એકજ શબ્દમા સમજાવી શકાય તેમ છે, અને તે ‘પૈસો’ હમેશા એમને હું ‘પૈસા’ નાજ વિચારમા લીન થયેલા જોતી ”

“મને યાદ છે કે હુ જ્યારે બાળક હતી ત્યારે એક વખત મને તેમણે ખોળામાં બેસાડી, મારે વાસે હાથ ફેરવી, મારે ગાલે બચી કરતા મને કહ્યુ હતુ કે.—

“બેટા! તુજ મારું દારિદ્ર ટાળશે તુજ મારી

મનોકામના પુર્ણ કરીશકશે. શુ તારી ખુબસુરતી છે? એના મને મનમાન્યા પૈસા મળશે."

"અરે એતો ગજબ કહેવાય!" વિસ્મય પામતો જીતેંદ્ર બોલી ઉઠયો.

"ગજબની વાત તો હજી આગળ આવે છે આટલેથી ના ભડકશો." મોહિની બોલી:—"મને નાનપણમાં કેળવવા તેમણે ઘણીજ બ ત લીધી હતી મારી સ ભાળ રાખવા, મને કેળવવા તેમણે એક ઇગ્રેજ ગવર્નેસ રાખી હતી. આથી ભરતાં, ગુ થતાં, શીવતા, પીયાનો વગાડતા, ગાતા તથા ઇગ્રેજી નાચ વિગેરે કળાઓમા હુ બચપણથી નિપુણ થતી ગઇ. ઇગ્રેજીનો પણ સારો અભ્યાસ થયો. હુ મારા પિતાનો જરા પણ ઉપકાર માનુ તો તે માત્ર આટલા પુરતોજ છે આટલુ પણ તેમણે બીનસ્વાર્થથી પણ કીધુ નથી મને કેળવવા જે એમણે તસ્દી લીધી, તે મને વિદ્યાદાન આપવા માટે નહિ, પણ જો હુ તેમના શબ્દોમા કહુ તો બજારમાં મારો ભાવ સારો ઉપજાવવાનેજ "

"ત્યારે મારી ઉમર આશરે ૧૩ કે ૧૪ વર્ષની હશે. નાનપણથી મારો બાધો મજબુત, અને ખોરાક સારો તેથી મારુ બદન કોઇ સોળ વર્ષની બાળા જેવું દીસતું હતુ આ વખતે મને તે રામપુર લાવ્યા. એક વખત મને કોઇ રાજાનો મહેલ જોવા લઈ ગયા, અને મને તેના એક પુત્રનુ ઓળખાણુ કરાવ્યુ તેનુ નામ મહદ્દસિ હ હતુ તે કોઈ પણ ધોરણ વગરનો દુરાચારી, દુર્વ્યસની, લ પટ વ્યભીચારી હતો જોકે

મને તે વખતે આ બધી ખબર ન હતી. તેનામાં બે વસ્તુ ખાસ ધ્યાન ખેચતી હતી. તેની મુખાકૃતિ સ્રીના જેવી હતી, અને તે ઘણું સારુ ઇંગ્રેજી બોલતો હતો તેનુ ઇંગ્રેજી સારુ જ્ઞાન તો તેને માટે રાખેલા ઇંગ્રેજ શિક્ષકોને લઈનેજ હતુ શરુઆતમા અમને એવું ઠસાવવામા આવ્યુ કે મહદ્‌સિંહ ઘણોજ પૈસાદાર છે હુ તમને કહી ગઈ કે મારા પિતાનો સિદ્ધાત પૈસાની પ્રાપ્તીજ હતી, આથી માખી મધપુડાને વળગવા લાગી "

" એક દિવસે મહદ્‌સિંહે મારી પાસે આવી મારે માટેનો તેમનો પ્રેમ જાહેર કર્યો ભાષા ઉપર તેનો એવો સારો કાબુ હતો કે થોડા કલાકના તેમના ભાષણે મને પાણી પાણી કરી નાખી મારી ઉમરમા હુ કોઇ જોડે એકાતમા મળી હોઉ, મે જો કોઈની જોડે કોઇ પણ દિવસ છુટથી વાતચીત કરી હોય તો તેજ દિવસે મે મહદ્‌સિંહ જોડે વાત કરી–તેને એકાતમાં મુલાકાત આપી કહેવાની જરૂર છે કે આ મે મારા બાપની આજ્ઞાથીજ કર્યું હતુ ?"

" કોણ જાણે શાથી પણ મહદ્‌સિંહ માટે મારા વિચારો બદલાયા તેને માટેની મારી માગણી ક્ષણીક ઠરી "

" પછીથી તેનુ ભાષણ મને ગમતુ નહિ હુ તે મને મળવા આવતો તેથી કંટાળવા લાગી. એક દિવસે મહદ્‌સિંહે મને તેની જોડે લગ્ન કરવા ફરમાવ્યુ મારા

બાપે તેમ કરવા હૂકમ ફરમાવ્યો મે ઘણી આનાકાની કરી પણ મારુ શુ વળે? મે કહ્યુ કે મહદ્દસિંહ રજપુત અને આપણે બ્રાહ્મણ આ બે કોમ વચ્ચે લગ્ન વ્યવહાર કેમ સંભવે? પણ તેમણે મારો તિરસ્કાર કરી મને કહ્યુ કે નાત જાત તો માત્ર ફાંફા છે તેમણે મને પુન મહદ્દસિંહની સત્તાનો, તેની દોલતનો ખ્યાલ આપ્યો તેમણે મને કહ્યુ કે મહદ્દસિંહનો પિતા હાલ બીમાર છે અને જો કદાચ તેનુ મૃત્યુ થાય—જેમ થવાનો તેમણે સંભવ મને દર્શાવ્યો—તો મહદ્દસિંહ મહારાજા બનશે અને જો હુ વેળાસર તેને પરણી બેસીશ તો હુ મહારાણી બનીશ ”

“ન્હાનપણથી મને નીતિનો પાઠ તો કોઇ દિવસ પઢાવવામા આવ્યો નહોતો પૈસા માટે ગમે તેમ કરવુ, ગમે તેનો ભોગ આપવો એજ સંસ્કારો મારા મગજ ઉપર ઠસાવવામા આવ્યા હતા આથી દુનિયાદારીનો મને ખરૂ કહુ તો કશોજ અનુભવ નહોતો હુ મારા પિતાના વચનો ઉપર ભોળવાઇ મહારાણી બનવાને મને મન થઇ આવ્યુ, અને મે મારા પિતાને-તેમની ઇચ્છાને તાબે થઈ–મહદ્દસિંહ જોડે લગ્ન કરવા કબુલાત આપી ”

“ ધર્મ શુ છે એ સમજાવવા મારા પિતાએ કદી તસ્દી લીધી નહતી ‘ પરમેશ્વર ’ એવો શબ્દ મારા પિતાને મોઢે મે કદી સાભળ્યો નહતો તેથી ‘કિરતાર’ અને ‘ધર્મ’ વસ્તુનુ મને જ્ઞાન કશુ પણ નહોતુ. મારા બાપે મારા અને મહદ્દસિંહના લગ્ન કરાવ્યા અમારા

લગ્ન એક પાદરીના દેવળમા થયા મને લગ્નવિધી ખબર નહિં તેથી તેમ થવા દેવા મેં તે વખતે વાધો લીધો નહિ હવે મને યાદ આવે છે કે અમને બન્નેને પહેલા ખ્રિસ્તી બનાવી પછી અમારા લગ્ન કરાવ્યાં હતા. ”

“ લગ્નની પહેલી સરત મારા પિતા અને મારા કોડીલા (?) ક થ વચ્ચે એ હતી કે તેમણે એક વર્ષ લગ્ન ગુપ્ત રાખવુ. આથી અમે આફ્રિકા તરફ જવા નીકળ્યા, કારણ કે હિ દુસ્તાનમા રહી લગ્નની વાત છાની રાખવી એ તેમને સ ભવીત લાગ્યુ નહિ ”

“ અફસોસ ! પરણવાની કબુલાત આપતી વખતે મે જે પતિસુખની આશા રાખી હતી, તે બધી ધુળધાણી થઇ ગઇ થોડા વખત પછી મહદ્દસિ હનો ભરમ પણ ફુટી ગયો તે નામનોજ રાજકુ વર હતો, ગાદીવારસ તો કોઈબીજો હતો મહદ્દસિ હ પાસે તો ફુટલી કોડી પણ નહતી. આતો ‘સાપને ઘરે સાપ જાય તો જીભ ચાટીને પાછો આવે’ એવો ઘાટ થયો મહદ્દસિ હને ફસાવવા જતા મારા પિતા પોતેજ ફસાયા, તેમના દારિદ્રને ટાળનારી તેમની ઢી ગલી તે પોતેજ ગૂમાવી બેઠા આ વાત જાહેર થઇ ત્યારે મારા પિતા અને મહદ્દસિ હ વચ્ચે ભારે ઝઘડો જાગ્યો પણ વાક મારા બાપનો હતો–મહદ્દસિ હનો નહિ મારા બાપે મહદ્દસિ હને સમજાવેલુ કે તે ઘણા પૈસાદાર છે અને મારી જોડે તે લગ્ન કરે તો તેને ( મહદ્દસિ હને) અઢળક દોલત આપવાની લાલચ આપી હતી.

કારણુમાં જણાવ્યુ હતું કે હુ તેમની એકની એક લાડકી દીકરી હતી; અને હુ આ જગતમાં દુનિયાનુ ઉત્તમ સુખ ભોગવું એજ એક અભિલાષા તેમની પૂર્ણ થવાની બાકી રહી હતી. મહદ્દસિ હે આ કન્યાદાનની રકમ માગી. અને અહિ થી ભરમ ફુટી કજીયાનું બી રોપાયું મારા પિતા ગાડા જેવા બની ગયા તે દિવસ પછી તે મહદ્દસિ હને ધિક્કારતા હતા. તેમનાં જી દગીમા ભોગવવાનાં સુખનું સ્વપ્ન નષ્ટ થયુ ”

“ મહદ્દસિ હ ચારિત્ર કે ધોરણુ વગરનો માણુસ હતો. મને રીઝાવવા માટે શરુઆતમા હાથ ધરવામા આવેલી કળાઓ તથા યુક્તિ પ્રયુક્તિઓ થોડા કાળમાજ અલોપ થઇ મને માલૂમ પડી આવ્યુ કે જેની જોડે હવે મારે પાનું પડયુ છે તે એક દયાહીન, હ્રદય વિનાનો હીચકારો છે એક વખત તેણે મને કહ્યુ હતું કે તે હ્રદયથી ખ્રિસ્તી ધર્મ પાળતો હતો પણ હવે તો તે ખ્રિસ્તી ધર્મની પણ મશ્કરી કરવા લાગ્યો તેણે મને કહ્યુ કે –“ હું ખ્રિસ્તી ધર્મને માનતો નથી. આપણા થયેલા લગ્ન કાયદાસર નથી કાયદા પ્રમાણે લગ્ન કરવા હતા તો બ્રહ્મા વિધીથી લગ્ન થવા જોઇતા હતા. આથી તમારૂ પોષણ કરવા હુ બધાયેલો નથી ” તમને શુ કહુ જીતે દ્રરોયભાઇ ! મારા હ્રદયની તે વખતે કેવી સ્થિતિ હશે ? મારો સ્રીસ્વભાવ તે દિવસ પછી બદલાયો હુ તે દિવસ પછી બહુ સ્વચ્છ દી બની હ્રદય મારુ લાગણી વગરનુ –બુઠુ બનતું ગયું ”

“ થોડા વખત પછી મારા પિતા પોતાના કિસ્મતની

સાથે લડવા તૈયાર થયા  તેમણે હવે જોયુ કે મહદ્-સિ હને બનાવવામા તે પોતેજ બની ગયા છે  એટલે તેમણે મહદ્સિ હને પોતાના શાગ્રીદ બનાવવા પ્રયત્ન કર્યો "આવો ભાઈ હરખા તો આપણે બન્ને સરખા" એ કહેવત પ્રમાણે થોડા સમયમા તેઓ બન્ને સ પી ગયા તેઓએ હવે કોઈ ખીસાના તર અને હૈયાના ફુટેલાને મારામા ફસાવી પૈસા કઢાવવાની તજવીજ કરી. આ વખતે અમે કેપ ટાઉનમા હતા  અમે તે પછી યુગન્ડા જવા નીકળ્યા "

બોલતા બોલતા થાકી ગયલી મોહિની શ્વાસ લેવા થોભી



## પ્રકરણ ઓગણત્રીસમુ.



### મોહિનીનુ આત્મકથન (ચાલુ)

"યુગન્ડા આવ્યા પછી બે મહિને મારા બાપ એક ગૃહસ્થને અમારે ઉતારે લાવ્યા  તેમનુ નામ નરેદ્રકુમાર હતુ  મારા બાપે મને કહ્યુ હતુ કે નરેન્દ્ર કુમાર ઘણા પૈસાદાર છે, તથા એક મોટી મીલકતના હકદાર વારસ છે, તેથી મારે તેમની જોડે ઘણી સભ્યતાથી વર્તવુ, તેમજ જો નરેન્દ્ર કોઇ દિવસ મારા હાથની માગણી કરે તો તેનો સ્વીકાર કરવા મારે

જરાએ વિલબ કરવો નહિ મારા બાપે નરેન્દ્રકુમારને એવુ ઠસાવ્યુ કે હું કુવારી કન્યા છુ એક જોડે હસ્ત મેલાપ થયા પછી તેની હયાતીમાજ કુવારા બની બીજાની જોડે લગ્ન કરવુ એ વિચારથી મને ત્રાસ છુટયો હુ કપી ઉઠી પણ મારૂ શુ ચાલે ? મારા બાપનો કાબુ મારા ઉપર એટલો હતો કે હુ કદી તેમના હુકમનો અનાદર કરી શકિત નહિ

" મી૦ નરેન્દ્રકુમાર થોડા બોલુ અને કરડા મીજાજના હતા એક યુવાન મુગ્ધાને પસદ પડે એવા એકે ગુણ એમનામા નહોતા તેમનો સ્વભાવ માયાળુ હતો અને મારે માટે તો તે અડધા અડધા થઈ જતા હતા છતા એક બાળા પોતાના ભવિષ્યમા થનાર પતિ તરફથી જે વ્હાલ–માયા–ની આશા રાખી શકે તે નરેન્દ્રકુમારમા ન હતી તેમની આખમા નેહ નહતો. "

" અમારા લગ્ન થયા. મે એક પતિ ઉપર બીજો પતિ સ્થાપ્યો મારે કહેવુ જોઇએ કે મારા નૂતન જીવનના પહેલા થોડા માસ ઘણા સુખમા પસાર થયા પહેલીજવાર જીદગીમા મને છુટ મળી સ્વતત્રતાનો કઈક ખ્યાલ આવવા લાગ્યો, હુ પહેલીજ વાર સ્વતત્રતાને ચ્હાવા–ઈચ્છવા લાગી, તે વખતે હુ છુટથી હરતી ફરતી હતી. નરેન્દ્રકુમાર મારા વિચારોની આડે આવતા નહિ. હુ જેમ કરૂ તેમ મને કરવા દેતા મારા ઉપર તેમનો વિશ્વાસ હતો "

મારા બાપે નરેન્દ્રકુમારને પણ મહદ્દસિંહની માફક થાપ આપી છે તેમણે કહ્યુ હતું કે તે પૈસાદાર છે, અને દીકરીને સુખી કરવાના એકજ ઇરાદાથી તેની જોડે મારાં લગ્ન થવા દે છે ”

“ પણ અફસોસ ! તર્કટ બહુવાર નભી શક્યું નહિ નરેન્દ્રકુમાર પૈસાદાર નથી એ સમજાતાં અમને —મને અને મારા પિતાને—વાર લાગી નહિ તેમજ નરેન્દ્રકુમારને પણ ખબર પડી ગઈ કે મારા બાપ પાસે પૈસો નથી નરેન્દ્રકુમારનો નિર્વાહ માત્ર તેમને મળતા વાર્ષિક રૂ ૮૦૦ કે ૯૦૦ ના પગાર ઉપરજ થતો હતો. પણ આટલો પૈસો તે મારા બાપને મન તો ભીખારડાને ટુકડો રોટલો નાખવા જેટલો હતો ”

“ ઉપરા ઉપરી ફટકા પડવાથી મારા પિતાનું લોહી બહુ ઉકળી આવ્યુ તેમણે કહ્યુ કે નરેન્દ્રકુમારે તેમને છેતર્યા મારા એ ગત્ પતિને ન્યાય આપવાની ખાતર મારે અહીં કહેવું જોઇએ કે કપટ તેમનુ ન હતુ—મારા પિતાનું હતુ ”

“ નરેન્દ્રકુમારને મોટી જાગીર હતી પણ તે બધી જપ્તીમાં હતી. અને તે છોડવવી એ નવી ખરીદ કરવા કરતા પણ વધારે પૈસા ખરચવા જેવું હતું. નરેન્દ્રકુમારની જો કાંઈ પણ કસુર હોય તો તે એટલીજ કે તેમણે આ વાત મારા પિતાને જણાવી ન હતી. ગમે તેમ પણ મારા પતિ અને મારા પિતાની વચ્ચે અંતર વધતો ગયો તેમના બન્નેનાં મન ઉંચા થયા. કજીયો વધ્યો અને મારા પતિએ મને મારા પિતાને

મળવા જવાની મના કરી પણ હું મારા પતિની આજ્ઞાની સામે થઈ મે જણાવ્યુ કે હુ કાઇ તેમની ગુલામ નથી, મને ફાવશે તેટલી વાર હુ મારા પિતાને મળીશ ”

“ ખરી વાત તો એ હતી કે મારા પિતાનો ત્રાસ મારા મનમાથી તે વખત સૂધી—અરે અત્યારની ઘડી સૂધી પણ—ખસ્યો ન હતો—ખસ્યો નથી એમણે જાણે મને ભુરકી નાખી હોય તેમ લાગે છે ખરેખર, એમણે મારુ મન એટલુ બધુ પોતાના દાબ હેઠળ રાખ્યુ છે કે તે મને જાદુગરની માફક નચાવી શકે છે હુ તેમની ખરીદાયેલી ગુલામ જેવીજ હતી. આ વખતે તમારા મિત્ર સરલકુમાર અને મારા પતિ નરેન્દ્રકુમાર એક ઑફીસમા એકઠા થયા ”

“ આ બનાવને બે મહિના થયા નહિ હશે એટ-લામા, મારા પિતા એક વખત રાત્રે મારે ત્યા આવ્યા. મારા બાપ અને નરેન્દ્રકુમાર વચ્ચે લડાઇ થયા પછી તેમણે પહેલીજ વાર મારે ત્યા પગ મુકયો તેમણે કહ્યુ કે પડોશના બંગલામા તે કંઈ કામે આવ્યા હતા, અને તેથી મને મળવા સહજ આવી ચડયા હતા. આ વખતે મારા પતિ ઘરમા ન હતા, કઈ કામે બહાર ગયા હતા જતી વખતે મારા પિતા પોતાની મુલા-કાત નરેન્દ્રકુમારથી છાની રાખવાની સુચના કરતા ગયા. કહેવાની જરૂર છે કે તે તેમના હુકમનો અના-દાર કરવાની મારામા તે વખતે તાકાદ ન હતી ! ”

“ મને મળવા આવવામા કશો મારા પિતાનો ગુપ્ત

હેતુ હશે એવી મને તે વખતે શ કા ન આવી. હુ તો માત્ર એટલુંજ જાણુતી કે એ બન્નેને બનતું નથી. પણ ધીમે ધીમે મારા પિતાની મુલાકાત વધતી ગઇ; લગભગ રોજ આવવા લાગ્યા એક વખત મારા પિતા તથા પતિનો ભેટો પણ થઈ ગયો બન્ને વચ્ચે ગાળા-ગાળ થઇ અને મારા બાપે નરેન્દ્રકુમારને 'છેતરનારો-ઠગારો' એ ગાળ આપી ”

“ એક વખતે મારા પિતાએ મને મારા પતિના નાજુક બદનની વાત કહી તેમણે કહ્યુ કે તેમને ક્ષયનુ પાસુ છે, તેથી તે કયે વખતે ઘળી જાય તેનુ કહી શકાય નહિ તેથી મારે નરેન્દ્રકુમાર—સ્વામિનાથના વિયોગ માટે તત્પર રહેવુ પણ મારે વૈધવ્યદશાનુ ઓછુજ દુ ખ ભોગવવાનુ હતુ ? મારે ક ઈ નરેન્દ્રકુમાર એકજ પતિ હતા ? ”

“ થોડા દિવસ પછી મારા પિતાએ મને તેમના મનના વિચારો જણાવ્યા અહા ! તે કેટલા બધા ઘાતકી હતા ? અરેરે, તે વાત કહેતા મને કમ્પારી આવે છે ”

આમ બોલતી બોલતી મોહિની પાછી રડી પડી તેનો શ્વાસ રુ ધાયો હતો જીતેન્દ્રરૉયે તેને રડવા દીધી થોડીવાર થયા પછી તે બોલ્યો —

“ મોહિની ! તમે તમારૂ વૃતાન્ત જલદી પુરુ કરો તો કેવુ સારૂ ? ”

“હા, હા મારે મારી વાત પુરી કરવીજ જોઇએ ”

મોહિની બોલીઃ—"મારા પિતાએ મને નરેન્દ્રકુમારને ઝેર દેવામાં તેમને મદદ કરવા સુચવ્યુ ”

જીતેન્દ્ર ચમકયો. કશું બોલ્યો નહિ

"મેં મારા પિતાને આવા કામમા મદદ કરવા સાફ ના પાડી. પણ તે પછી મને વારવાર મારી મદદને સારુ સતાવવા લાગ્યા તે કહેતા કે તેમની પાસે એવાં એવા ઉત્તમ પ્રકારના જીવલેણ ઝેર છે કે તે કોઈ પણ પરખી કે પકડી શકે નહિ તે ઝેરની મરનારના શરીર ઉપર કશી પણ અસર રહે નહિ પણ હું તેમની કોઈ પણ યુકિતને તાબે થઈ નહિ, એક વખત કંટાળીને મે તેમને કહ્યુ કે જો તે વધારે વાર મને સતાવશે તો હું નરેન્દ્રકુમારને તેમની સઘળી વાતોથી જાણીતો કરી દઈશ આ મારી ધમકી જેવી તેવી નહતી. તેમણે ફરીવાર એવી વાત મારી આગળ નહિ કરવાના સોગદ ખાઈ—હુ આ વાત મારા પતિને કહુ નહિ એવુ મારી પાસેથી વચન લઈ વિદાય લીધી. તે દિવસ પછી મારા પતિની હયાતીમા મારા પિતા મારે ઘરે કદી આવ્યા નહતા ”

"આ વાતને દશેક દિવસ થયા નહિ હશે અને અમારો નોકર એકાએક નાશી ગયો પણ બીજે દિવસે એક માણુસ અમારે ત્યાં નોકર રહેવા આવ્યો. તેને અમે અમારી ચાકરીમા રાખ્યો અમારે— અમારો ચાકર એકાએક નાશી જવાથી—ચાકરની એકદમ જરૂર પડી તેથી તેની અમે બહુ પુછપરછ ન કરી. તેણે પણ થોડા વખતમા સારૂ કામ કરી

અમારી બન્નેની મરજી સંપાદન સારી રીતે કરી; આથી અમારે તેના ઉપર અવિશ્વાસ રાખવાનુ કારણ પણ રહ્યું નહિ આ નોકરને રાખ્યે એક પખવાડીયું વિત્યુ નહિ હશે અને મારા પતિ એકાએક માદા પડયા. તેમને કોલેરા જેવું થઇ આવ્યુ. સાત કલાકની ટુંકી માંદગી ભોગવી તેમણે સ્વર્ગવાસ કર્યો. એમની માંદગી દરમ્યાન બે ડૉકટરને બોલાવવામાં આવ્યા હતા એકે 'કોલેરા થયો છે,' એવો અભિપ્રાય દર્શાવ્યો, પણ બીજા ડૉકટરે 'ઝેર દેવામા આવ્યુ છે' એવું જણાવ્યુ. માત્ર ત્રણજ જણ—હુ, મારા પતિ, અને ચાકર—હતા, તેથી મને મારા પતિનો સ્વર્ગવાસ તેમને કોઇએ ઝેર આપ્યુ તેથી થયો છે એવો સ્વપ્ને પણ ખ્યાલ ન આવ્યો. પણ મને ઘડી મોડી ખબર મળી કે મારે ત્યા રહેલો નોકર મહદ્દસિ હનો ખીજમતદાર હતો અને તેને ખાસ આજ કામને માટેજ—મારા પતિને ઝેર દેવાનેજ—મારે ત્યા મોકલવામા આવ્યો હતો"

જીતેન્દ્ર તો મોહિનીની આત્મ–કથા સાંભળી સ્તબ્ધ બની ગયો આટલા વખત સૂધી મોહિનીનુ કોમળ હ્રદય આવા આવા ભયકર બનાવોની સ્મૃતિનો ભાર કેમ ઝીલી શકયુ હશે તેનો વિચાર કરવા લાગ્યો

મોહિનીએ પોતાનુ વૃતાન્ત આગળ ચલાવ્યુ "પાછી હુ મારા આગલા ભર્થાર મહદ્દસિ હને શરણે આવી મારા આ સ્વામિનાથની એક વાત કહેવાની રહી ગઈ તે મારા બાપના ચેલા હતા, તેમના ભાગીયા

પણ હતા, મારા ઉપર તેમને કમાવવા દેવા રાજી હતા, પણ હુ કોઈની સ્ત્રી થઇને રહુ તે જોઈ સાંખી શકે તેમ નહોતા મારા બાપે નરેન્દ્રકુમાર જોડે મને પરણાવી હતી તે મહદ્દસિંહની સમ્મતી વગર, આથી પાછળથી એ બન્ને વચ્ચે પાછી તકરાર થઈ હતી. એ બેની તકરારને પરિણામેજ નરેન્દ્રકુમારનો જીવ ગયો.”

“ નરેન્દ્રકુમાર સ્વધામ પહોચ્યા પણ તેમા મારા બાપના કે મહદ્દસિહના હાથમા શુ આવ્યુ ? હવે બીજો કયો શિકાર શોધવો એના વિચારમા એ બન્ને પાછા પડયા મારા બાપની બુદ્ધિ બહુ ચપળ હતી તેમને સાભરી આવ્યુ કે સરલકુમારના પિતાના સ્વર્ગ-વાસથી તે પુષ્કળ દોલતનો ધણી બન્યો હતો નરેન્દ્ર-કુમારના સ્વર્ગવાસ પછી સરલકુમાર મારે ત્યા બહુ વાર આવતા હતા તે મારા બાપને ખબર હતી આથી તેમણે સરલકુમારને તેમનો શિકાર બનાવવાનુ નકકી કર્યું, અને મને તેમનુ હથિયાર બનાવ્યુ ”

“હું આગળ કબુલ કરી ગઈ તેમ તે વખતે ઘણીજ નફ્ટ બની ગઇ હતી હુ સુકાન વગરના વહાણ કે પડઘી વગરના ભોટવા જેવી તે વખને હતી આથી તરત તો હુ પણ મારા બાપ તથા પતિની ટોળીમા ભળી, અને સરલકુમારને ચકલી બનાવવાનુ બીડુ ઝડપ્યુ મારા દીલની કુદરતી લાગણીઓ પણ મારા પિતા તથા પતિ જેવા સસ્કારી (?) મહાત્માઓની સોબતથી બુઠી બની ગઇ હતી જો મારા પતિએ સરલકુમાર જોડે

મને પરણાવવાની મારા બાપની માંગણી સામે વાંધો ઉઠાવ્યો ન હત તો કયારનાએ સરલકુમાર અત્યાર સૂધીમાં મારા બાપના હાથમાં રમકડું થઈને પડયા હત પણ મને કહેવા દ્યો કે ધિમે ધિમે હુ સરલ-કુમારને ખરેખર ચહાતાં શીખી મને સરલકુમાર માટે મારા બન્ને પતિના કરતાં વધારે સારા વિચાર હતા તથા તેમને માટે મને મૂળથીજ પક્ષપાત હતો ”

“ સરલકુમારનાં સહવાસમાં આવી ત્યા સૂધી તો મારામા સ્ત્રીને છાજતા ગુણો રહેવા પામ્યા ન હતા, આથી બાળગોપાળનુ , પતિનુ સુખ અને સંસારના વૈભવની મારી આશા તદ્દન નિરર્થક હતી પણ સરલ-કુમારના થોડા વખતના સહવાસથી મારામા એ સુખ મેળવવાની આશા જાગૃત થઈ આથી મને સરલ-કુમાર તરફ વ્હાલ વધવા લાગ્યો, અને તેનુ પહેલુ બી આફ્રિકાથી આવતા સ્ટીમર ઉપર જ રોપાયુ જ્યારે હુ લીલાપુર રહેવા ગઈ ત્યારે તો ખરેખર એક પતિવૃતા સ્ત્રી પોતાના પતિને જેવા ખરા અંતઃકરણથી ચહાય તેવીજ રીતે હુ સરલકુમારને ચહાવા લાગી અને તેની ખરી નીશાની એજ કે મે ચીઠ્ઠી લખી સરલકુમારને તેમના ઉપર આવી પડનાર આફતના વાદળથી ચેતતા રહેવા સુચવ્યા હતા.”

‘ જીતેન્દ્રરૉય ! પછીની સર્વ હકીકત તમે જાણો છો આથી આ મારી કમનશીબ કહાણી અહીંયાજ સમાપ્ત કરીશ. મે તમારાથી કશુંજ છાનુ રાખ્યુ

નથી. મારી બધીજ વાતો મેં તમને હવે કહી દીધી છે."

આમ બોલી મોહિનીએ એક દીર્ઘ નિશ્વાસ મૂકયો, અને માથું ખુરશી ઉપર પછવાડે નાખી દીધું. જીતેન્દ્ર તો આ વાત સાભળી તદ્દન પુતળાની માફક સ્થિર થઈ ગયો હતો.

કેટલીક વારે જીતેન્દ્ર બોલ્યો

"પણ તમે તમારા બાપનુ નામ તથા તેમનુ ઠેકાણુ તો કહ્યુ નહિ"

"બહેચરપ્રસાદ એજ મારા બાપ."

"ત્યારે તમારા પતિ હાલ કયા છે?"

"દાસી વેષે ગુપ્ત રીતે—મારી દાસી તરીકે— રહેતી મહાબલી એ મારો સ્વામી મહદ્દસિંહ છે"

"ત્યારે બહેચરપ્રસાદ એ તમારા બાપનુ ખરું નામ છે?"

"ના, તેમનુ ખરૂ નામ 'મ ગળકુમાર' છે," મોહિનીએ જવાબ આપ્યો "એમણે તેમની ઘણી નાની ઉમ્મરમાં પોતાનુ નામ બદલ્યુ હતુ તે શા કારણથી તે હુ જાણુતી નથી."

મોહિની શાંત પડયા પછી તેને ઘટતા શબ્દોમા દિલાસો દઈ જીતેન્દ્ર જવા ઉઠયો તે બોલ્યો:—

"મોહિની! મને હજી એક પ્રશ્ન તમને પૂછવો બાકી રહ્યો છે અને તે એ છે કે તમને હવે તમારા પતિ કે પિતા—પ્રત્યે જરાએ લાગણી છે?"

"અરેરે ! એ અધમ નરપીશાચો માટે હવે મારા હૈયામા જરાએ લાગણી વાસો કરી શકે ?"

"ત્યારે હુ અહિ થી રજા લઈશ અને લીલાપુર તાર કરી મહાબલી ઉપર વાર ટ કઢાવી તેને પટણામાં પકડાવીશ હવે પકડાવવામા ઢીલ કરવી જોઇતી નથી. બહેચરપ્રસાદનુ શુ કરવુ તે હવે પછી વિચાર કરીને નકકી કરીશુ પણ તમે હવે સુઈ જઈ આરામ લ્યો. તમારા કિસ્મતને હવે મારા હાથમા રહેવા દ્યો અને હુ તે ભવિષ્યમાં કેવી રીતે ઉજ્જવલીત થાય તેને માટે વિચાર કરી પ્રયત્ન કરીશ"

સજળ નેત્રે મોહિની જીતેન્દ્ર સામુ જોઈ રહી

× × × ×

જીતેન્દ્ર મોહિનીથી છુટો પડી તાર ઓફીસમા ગયો. અને મલીકરૉયને નીચે પ્રમાણે ગુહ્ય ભેદમા અરજન્ટ તાર કર્યો

"White clean Black is red Issue" આનો અર્થ એ હતો કે "મોહિની નિર્દોષ છે, મહાબલી ગુન્હેગાર છે તેને પકડવા વૉર ટ કાઢો"

બીજો અરજન્ટ તાર તેણે પોતાના કાકા જે લીલા-પુરમા સરકારી વકીલ હતા તેને કર્યો, અને એમા એણે મોહિનીને મોઢેથી સાભળી લીધેલી વાતના સારનો સમાવેશ કર્યો હતો આથી સરલકુમાર તથા

બહેચરપ્રસાદને તે સહેલાઇથી સુશીલાની તપાસ દરમ્યાન કોર્ટમાં પ્રશ્નો પૂછી શકયા હતા

# પ્રકરણ તેત્રીસમું.

## બહેચરપ્રસાદે મલીકરૉયને આપેલી છેલ્લી મહાત.

પ્રિય વાચનાર ! ચાલ આપણે પાછા લીલાપુર જઇએ, અને ભૈરવ કોટેજમા બહેચરપ્રસાદની છેલ્લી મુલાકાત લઇએ

ગુસ્સામા ને ગુસ્સામા બહેચરપ્રસાદ ઉપર ગયો એ વાત આપણે પાછલા પ્રકરણમા જણાવી ગયા છીએ ઉપર જઈ થોડીવારમા તેણે ઘટડી વગાડી નોકરને બોલાવ્યો.

અત્યારે શેઠ ગુસ્સામા છે એ વાત સર્વ નોકર વર્ગમા તરતજ ફેલાઈ ગઈ હતી તેથી ઉપર જનાર નોકર ધ્રુજતે પગે શેઠની રૂબરુમા હાજર થયો બહેચરપ્રસાદે આગળ કોઇ પણ દિવસ નહિ દર્શાવેલા-એવા ક્રોધમા આવી જઇ કહ્યુ —“ મારી ગેરહાજરીમા નીચે બેઠેલા બે ગૃહસ્થોને તેમનુ નામ, ઠામ કે મને મળવાનુ કામ જાણ્યા શિવાય દિવાનખાનામા કેમ પેસવા દીધા ?”

"મને માફ કરો શેઠ, પણ—" ધ્રુજતા અવાજે નોકર આગળ બોલવા જતો હતો, એટલામા ઉતાવળે બહેચરપ્રસાદ બોલ્યો

"પણ–પણ? શુ –સત્યાનાશીયા! આવી ભુલની તે માફી મ ગાતી હશે–અને માફી મળે પણ? જા ઝટ નીચે જા, અને આવેલા ગૃહસ્થોને મારી સલામ સાથે જણાવ કે હુ બહુ કામમા છુ અત્યારે તેમને ઘણા અગત્યનુ કામ હોય તોજ મને નીચે આવવાનુ જણાવજે મારે ઘણી બીજી અગત્યની બાબતો ઉપર લક્ષ આપવાનુ છે."

સ દેશો આપવા નોકર નીચે ગયો, અને બહેચર-પ્રસાદ મેડીમા ટહેલવા લાગ્યો પછી કપડા ઉતારી બાહ્યો ચડાવી હાથ મોઢું ધોવા ખાળ આગળ ગયો. એટલામા જવાબ લઇ નોકર ઉપર આવ્યો તે બોલ્યો – "નીચે આવેલા ગૃહસ્થો જણાવે છે કે ઘણાજ જરુરના કામ સારૂ તેઓ આપને મળવા આવ્યા છે. એમાંના એકે તો પોતાનુ કાર્ડ પણ આપને મોકલાવ્યુ છે તે આ રહ્યુ" એમ કહી નોકરે બહેચરપ્રસાદના હાથમા વીઝીટીગ કાર્ડ મુકયુ તે કાર્ડ 'મલીકરૉય'નુ હતુ

નામ વાંચી 'મલીકરૉય' 'મલીકરૉય' એમ બે ચાર વાર એ નામનો ઉચ્ચાર કર્યો પછી તેણે નોકરને પુછયું.

"તુ આ ગામમા 'મલીકરૉય' નામના માણુસને ઓળખે છે? તે 'મલીકરૉય' નામ સાભળ્યુ છે?"

"ના" નોકરે જવાબ આપ્યો

બહેચરપ્રસાદ બેચેન બનતો ગયો, પણ પોતાની બેચેની પોતાના નોકર આગળ ખુલ્લી ન પડે તેથી તેને વિદાય કરતો બોલ્યો.—

"જા, હવે બીજુ કામ નથી પણ ઉભો રહે પેલા ગૃહસ્થો નીચે કયારના ખોટી થાય છે તેમને પૂછ કે તેમને કઇ જોઇએ છીએ ? જા, થોડા બીસ્કીટ તથા ફ્રુટસ તેમની આગળ મૂક અને ચા કોફી જે તેમને જોઇએ તે કરાવી આપ"

નોકર કઈ પણ પ્રત્યુત્તરમા બોલ્યા વિના નીચે આવ્યો, પણ તેના મનમાં એમ તો નકકી થયુ કે શેઠ આજે તેમને મળવા આવેલા બે ગૃહસ્થોથી ડરે છે

નોકર નીચે ગયો કે તરતજ બહેચરપ્રસાદે ઓરડાનુ બારણુ બધ કર્યું કબાટમાથી વાળ ઓળવાનાં બે બ્રશ કાઢી પોતાના વાળ બરાબર ઓળ્યા તેમાં પણ માથાના પાછલા ભાગથી તે છેક બોચી સૂધીના વાળ ઘણીજ સભાળથી ઓળ્યા પછી આયના આગળ ઉભા રહી એક ચાટલુ માથાની પછવાડે ધરી તેનુ પ્રતિબીંબ પોતાની સામેના અરીસામા પાડી પોતાના માથાની પછવાડેના ઓળેલા વાળ બરાબર નીહાળવા લાગ્યો થોડી વાર તો આ પ્રમાણે પોતાનો આગલો ચ્હેરો તથા પાછળનો માથાનો ભાગ જોઈ રહ્યો પછી ગણગણવા લાગ્યો.—

"ભલે બાજી હાથથી જાય, પણ મ્હાત તો

નહિજ થાઉ." આમ બોલી તેણે એક સુદર નકસીદાર ઉસકોત્રો ઉઘાડયો અને અદરથી એક નાની દાબડીમાથી એક લંબગોળ કાચની બારીક નળી કાઢી. આ નળી ભાગ્યેજ પા ઇચ લાંબી હશે નળીના બન્ને બાજુના છેડા એક સરખા હતા નળીની અદર કશુ ભરેલુ હતુ. તે નળી તેણે જીભની મદદથી મોનાં નીચેના જડબા અને ગાલની વચ્ચેની જગ્યામા સેરવી દીધી પછી પાછો આયના આગળ આવી પોતાનુ મોઢુ જોઇ હસ્યો તેનુ હાસ્ય તિરસ્કારયુક્ત હતુ "હવે તેઓ મ્હાત થશે જોઇએ કોની બાજી જીતે છે?" બહેચરપ્રસાદ પેલી દાબડી ઈસકોત્રામા મુકી ઈસકોત્રો બધ કરતો બબડયો પછી બહેચરપ્રસાદ દિવાનખાનામા બેઠેલા ગૃહસ્થોને મળવા નીચે આવ્યો.

"ગૃહસ્થો! તમને આટલી વાર ખોટી કરવાને માટે મને માફ કરશો" હસતે ચ્હેરે દિવાનખાનામાં દાખલ થતો તથા બન્ને આવેલા ગૃહસ્થોનો ચ્હેરો ઘણીજ બારીકીથી નીહાળતો બહેચરપ્રસાદ બોલ્યો:— "કહો સાહેબો! તમારે અત્યારે તસ્દી લેવાનુ કારણ શુ છે?"

મલીકરૉયે જવાબ આપ્યો —"તે એક વિચિત્ર કારણ છે–જરા અણગમો ઉપજાવે તેવુ છે"

બહેચરપ્રસાદ ચમકયો, પણ વર્ષોથી ટેવાયેલો હોવાથી પોતાની મુખમુદ્રામા ફેરફાર થવા દીધો નહિ.

"તમારો ચ્હેરો મને પરિચિત લાગે છે. મેં તમને ક્યાં જોયા હશે?" બહેચરપ્રસાદ બોલ્યો.

મલીકરૉયે હસીને કહ્યુઃ—"કદાચ કોરોનરની કોર્ટમાં."

"ખરી વાત; હવે મને યાદ આવ્યુ" બહેચરપ્રસાદ બોલ્યો·—"તમે મને ત્યા ટીકીટીકીને જોઇ રહ્યા હતા. પણ હવે તમે મને તમારા અત્રે આગમનનું કારણ જણાવશો?"

"હા. હુ અહિયા તદ્દન નવો માણુસ છુ મારી સાથે આવનાર ગૃહસ્થ મી. માઇકલ–હું ધારૂં છુ કે તમે એમને સારી રીતે પીછાનતા હશો–મારા ભોમીયા તરીકે મારી સાથે આવ્યા છે."

"મી. માઇકલ!" બહેચરપ્રસાદ વિચાર કરતો બોલ્યો·—"હુ ધારૂ છુ કે એ નામ મેં સાંભળ્યું છે મી. માઇકલ! તમે અહિયાજ રહો છો?"

"હા," માઇકલે જવાબ આપ્યો, "અને મારી આખી જીદગી આજ ગામમા ગઈ છે"

બહેચરપ્રસાદ ચૂપ રહ્યો તેથી મલીકરૉયે પોતાનું બોલવું પાછુ શરૂ કર્યું.—

"મારે અહિંયા આવવાનુ કારણ 'ભૈરવ કોટેજ'ના સબંધમાં છે હું આપને કહી ગયો કે અત્રે કશાથી ભોમીયો નથી તેથી કૃપા કરીને મી. માઇકલે મને બધી વાતથી માહીત કરવાનુ અને—"

"તે હશે, પણ તેથી તમારે અત્યારે મને મળવા

આવવાનુ શું કારણ ?" બહેચરપ્રસાદ વચમાં બોલી ઉઠયો:—

"અને મી. માઇકલ—જો કે હું ભુલતો ન હોઉં—તો ખેડુત છે!"

"સાચી વાત છે." માઇકલે પ્રત્યુત્તર વાળ્યો

મલીકરૉયે ખુલાસો કરતાં આગળ કહ્યુ·—"મારે આ 'ભૈરવ કોટેજ'માં કેટલીક તપાસ કરવાની છે. ઘણાં વર્ષ ઉપર અહિંયા કમકમાટ ઉપજાવનારો બનાવ બની ગયો છે."

"મેં પણ તે સાંભળ્યુ છે" બહેચરપ્રસાદે ઉમેર્યું.

"તમને એ પણ યાદ હશે કે તે બનાવ પછી અહિંયા ભારે ઉશ્કેરણી લોકોમા ફેલાઇ હતી. એક ગૃહસ્થ અને એની સ્ત્રી—માતા તથા પિતા—નુ ખુન પુત્રને હાથેજ થયુ હતુ"

"ખુનની વાત તો સાભળી હતી તે બનાવને આજે પચીશ વર્ષ થઇ ગયાં છે; પણ પુત્ર આ માતપિતાનો ખુની હતો એ વાત મને યાદ નથી." બહેચરપ્રસાદ બોલ્યો.

"પુત્ર ખુની છે, એ વાતના પાછળથી ઘણા પુરાવા મળ્યા છે એક તો, એકાએક તે નાશી ગયો એ પહેલો પુરાવો."

"ત્યારે તે છોકરો ભારે ચાલાક હોવો જોઇએ.

કાયદાના પંજામાથી નાશી જાય અને તેનો પત્તોજ ન મળે એવો દાખલો તો આ એકજ કહેવાય—"

"ખુની ચાલાક ખરો તેમાં શક નહિ." મલીકરૉયે જવાબ આપ્યો:—"પણ ભલભલા ગુન્હેગારોને પણ શોધી કાઢવામાં આવ્યા છે! સુર્યના–ચોવીસે કલાક–તેજ નીચે રહેતા આ બ્રિટિશ મહારાજ્યમાં ગુન્હેગારો-ને છુપાવવાને અંધારી જગ્યા નથી."

"પકડનાર પણ એટલોજ બાહોશ હોય તો ગુન્હે-ગાર પકડાઇ શકે તેમા આશ્ચર્ય જેવુ કશુ નથી. પણ તમારી વાત જોડે મને કશો સબંધ નથી. મને હવે ઉંઘ આવે છે એટલે મહેરબાની કરી મારુ શું કામ છે તે તમે મને જલદી જણાવો." બહેચરપ્રસાદ આ ગૃહસ્થોને ત્યાંથી કાઢવાને રસ્તા શોધવા લાગ્યો.

"તમને તકલીફ આપવા માટે મને માફ કરશો." મલીકરૉયે કહ્યુ:—"પણ મારા ધંધાને લગતી એ વાત રહી એટલે મને તો તે ઘણી અગત્યની અને રસની લાગે એમા નવાઇ નથી."

"તમે વકીલ છો?" બહેચરપ્રસાદે પૂછ્યુ

"ના. મારૂ કામ ગુન્હા શોધી કહાડવાનુ છે."

"ત્યારે તમે ડીટેકટીવ છો?"

"હા, અને આ 'ભૈરવ કોટેજ'મા ૨૫ વર્ષ પૂર્વે થયેલા બે ખુનના ખુનીનો પત્તો મે મેળવ્યો છે."

"એ ખરુ પણ તે વાત જોડે મને કશી નીસબત નથી—"

મલીકરૅાય મુંઝવણુમા આવી પડયો. બહેચર-પ્રસાદ તેના ધાર્યા કરતા વધારે ચાલાક નીવડયો. તે માઇકલ સામુ જોવા લાગ્યો અને માઇકલ તેની સામું જોઇ રહ્યો થોડીવાર પછી મલીકરૅાય બોલ્યો.—

"તમને મળવા આવવાનુ કારણ આ ખુનની પુરતી સાબીતીઓ એકઠી કરવામા તમારી મદદ મેળવવાનુ છે"

"ત્યારે કહો મારી શી મદદની તમને જરૂર છે ?" એક પ્રકારના તિરસ્કારની લાગણીયુક્ત હાસ્યથી બહેચરપ્રસાદે જવાબ આપ્યો

"જે ઓરડામા ખુન થયા હતા તે ઓરડો તપાસવાની મારી ઇચ્છા છે તે દેખાડવામા તમને કાંઈ વાધો છે ?"

"ના, જરાયે નહિ પણ તે ઓરડા માટે મને એટલો બધો તિરસ્કાર છે કે મેં કદી તેને ઉઘાડયો નથી"

તરત બહેચરપ્રસાદે નોકરને બોલાવી તે ઓરડાની કુચી શોધી કહાડવા કહ્યુ એટલામાં આ ગૃહસ્થો માટે અગાઉથી આપેલા ઓરડર પ્રમાણે કોફી તૈયાર થઇને આવી બહેચરપ્રસાદે બન્ને ગૃહસ્થોને આગ્રહથી કોફી પાઈ; એટલામા નોકર કુચી શોધીને પણ આવી પહોચ્યો.

"મી મલીકરૅાય ! આ નોકરની જોડે જાવ તમને તે ઓરડો દેખાડશે." બહેચરપ્રસાદે કહ્યું

"મને માફ કરશો મી. બહેચરપ્રસાદ! પણ જો તમે અમારી જોડે આવશો તો મોટી કૃપા થશે"

મલીકરૉયની આ માંગણીએ બહેચરપ્રસાદને મુઝવણમા નાખ્યો; પણ હમેશની તેની રુઢી મુજબ ગભરાયા વિના તેણે જવાબ આપ્યો:—

"ભલે તમારી એવી ઇચ્છા હશે તો હુ પણ સાથે આવીશ" પછી નોકરને મીણબત્તી લાવવા કહી બહેચરપ્રસાદ પેલા બન્ને ગૃહસ્થો સાથે પેલા ઓરડા તરફ ગયા ઘણા વર્ષોનુ જુનુ કટાયેલુ તાળુ તેને મારેલુ હોવાથી ઓરડો ઉઘાડતા કેટલીક વાર થઈ ઓરડો ઉઘાડતા તેની અ દરથી કુગી–શરદ–હવા બ્હાર આવી.

સળગતી મીણબત્તી સાથે બધા અંદર પેઠા એ ખરેખર એક ભયાનક ઓરડો હતો અ દરની હવાને લીધે દીવો પણ નિસ્તેજ બળવા લાગ્યો. ઘોરના જેવોજ તે ઓરડાનો દેખાવ હતો

મલીકરૉય સળગતી મીણબત્તી હાથમા લઇ ભીંતો–બારીબારણા–સર્વ બારીકીથી જોવા લાગ્યો. પછી તેણે તે ઓરડાની ભોય પણ નીચા વળીને જોઈ. બહેચરપ્રસાદ જ્યાં ઉભો હતો ત્યા લોહીના ડાઘા હજી સ્પષ્ટ દેખાતા હતા.

વાંકો વળેલો મલીકરૉય ટટાર ઉભો થયો અને બહેચરપ્રસાદના મો સામે બરાબર મીણબત્તી ધરીને તેને પૂછવા લાગ્યો·—"આ લોહીના ડાઘા છે, નહિ?"

બહેચરપ્રસાદનો ચહેરો ફિક્કો પડતો ગયો. તેણે પ્રત્યુત્તર આપ્યો:—"હા! એમ લાગે છે ખરૂ."

મલીકરૉયે હજી મીણબત્તીને પોતાના ડાબા હાથમાં ધરી રાખી હતી. જમણા હાથવતી પોતાના કોટના ખીસ્સામાંથી એક ફોટો કાઢી દીવા આગળ ધરી બહેચરપ્રસાદ જુવે તેમ તેનો ચ્હેરો ફોટા સાથે સરખાવવા લાગ્યો. પછી તેણે બહેચરપ્રસાદને કહ્યુ.–"તમે આ ફોટામાંનો ચ્હેરો આગળ કયાંએ જોયો છે?"

"ના."

"તમે એ ચ્હેરાને ઓળખો છો. તમે એને કયાં જોયો હશે એ મારાથી કહી શકાય નહિ પણ મારે તમને જણાવવુ જોઇએ કે જ્યા હમણા તમે ઉભા છો ત્યાજ આગળ નિર્દોષ માતપિતાનુ ખુન કરનાર પુત્રનો એ ફોટો છે."

"તમે તે કેવી રીતે જાણ્યું?" ધ્રુજતા અવાજે બહેચરપ્રસાદ બોલ્યો

"મારૂ તે અનુમાનજ છે, મી. બહેચરપ્રસાદ! જેમ જેમ તમારો અને આ ફોટામાનો ચ્હેરો સરખાવતો જાઉં છુ, તેમ તેમ મને વધારે ખાત્રી થતી જાય છે કે આ ફોટામાનો પુરૂષ એજ તમે છો"

મલીકરૉયે બહેચરપ્રસાદની સાંમે હજી મીણબત્તી ધરી રાખી હતી અને દ્રઢતાથી એકી ટસે તેના ચ્હેરા સામું જોઇ રહ્યો હતો.

"એમ?" તુચ્છકારની નજરથી જોતાં બહેચર-

પ્રસાદ બોલ્યોઃ—" મી. મલીકરૉય! મને કહેવા દો કે તમે હુંશીયાર માણસ છો પણ તમે હજી હુંશીયારીની પરિસીમાએ બરોબર પહોંચેલા તો નથી જણાતા."

આમ બોલી મી. બહેચરપ્રસાદે થોડીવાર મૌન્ય ધારણ કર્યું. પછી પોતાના મોઢામાંની કાચની નળીને કચડી તેનો રસ ગળે ઉતાર્યો. કાચની શીશી ભાંગ્યાનો અવાજ તેના મોઢામાંથી બહાર આવ્યો એક ક્ષણમાં તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો તેનું શરીર લથડવા લાગ્યું. એકાએક તેણે મલીકરૉયની ઉપર પડતું નાખ્યુ મલીકરૉયના હાથમાંની મીણબત્તી નીચે પડી, ઓલવાઇ ગઈ, અને એ ઘોર જેવો ઓરડો અંધકારથી છવાઇ રહ્યો. તે ક્ષણે બહેચરપ્રસાદ પણ એક પથ્થરના પુતળાની માફક અક્કડ થઈ નીચે ભોંય ઉપર પડયો.

મલીકરૉય તથા માઇકલ ઝ ખવાણા પડી ગયા. તેઓ આભા બની બહેબાકળા—ધ્રુજતા—આમતેમ બહાર આવી હોલમા દોડવા લાગ્યા. તેઓએ બુમો પાડી, બંગલાના માણસોને એકઠા કરી, દીવો લાવવાને કહ્યુ. આખા 'ભૈરવ કૉટેજ'મા મુંઝવણ વ્યાપી રહી નોકરો પણ આમતેમ દોડાદોડ કરવા લાગ્યા પણ શું બન્યું અને શુ કરવુ તેની ભાગ્યેજ તેમને ખબર હતી

"દીવો લાવો—કોઇ ઝટ દીવો લાવો!" એમ મલીકરૉય બોલ્યો.

કેટલીકવારે એક નોકરે એક દીવો આણ્યો

"કોઈ ડૉકટરને બોલાવવા દોડો" એમ માઇકલે બુમ પાડી.

માઇકલ તથા મલીકરૉય દીવો આવતાં અંદર ઓરડામા ગયા, અને નોકર વર્ગ ગુચળુ વળી બહાર ઉભો રહ્યો

કાળા લોહીના ડાઘ આગળ શબવત પડેલા બહેચરપ્રસાદ તરફ નીચે વળી બન્ને—માઇકલ અને મલીકરૉય-જોવા લાગ્યા

"ડૉકટરનુ આવવુ હવે ફોકટ છે" મલીકરૉય ચમકી-બોલી ઉઠયો.

અને ખરેખર તેમજ હતુ! બહેચરપ્રસાદ મરણને શરણુ કયારનોએ થઇ ગયો હતો!!



## પ્રકરણ ૩૧ મુ.



### બહેચરપ્રસાદનુ જીવનચરિત્ર.

બહેચરપ્રસાદના ભેદભરેલા મરણુથી લીલાપુરમા પાછી ઉશ્કેરણી પ્રસરી.

મરનારનુ કોઈ વારસ મળી આવતા સૂધી તેની બધી માલમીલકત પોલીસે જપ્ત કરી મોહિની, એકજ મરનારની પાસેની સગી છે એવી માન્યતા લોકોની

હતી પણ કલકત્તે ગયા પછી તેના તરફના કશાજ સમાચાર લીલાપુરમા કોઇને મળ્યા ન હતા. તેથી અત્યારે તે કયાં હશે તેની કોઇને ખબર પડી નહિ

બહેચરપ્રસાદનુ મરણ જાહેર થતા તેની લાશ ઉપર જ્યુરી ભરાઈ. તેની લાશને ચીરવામાં આવી હતી. મોઢામાંથી કાચના બારીક કકડા મળી આવ્યા હતા. તેના મોઢામાંથી નીકળતી વાસથી એવુ સીદ્ધ થયુ કે પ્રુસીક એસીડથી તેનુ મરણ નીપજ્યું હતુ પાછળથી તેના ઘરની ઝડતી લેતાં ઇસ્કોત્રામાથી એક નાની દવાની પેટી મળી આવી હતી, જેમાં ઘણી નાની નાની કાચની નળી બન્ને બાજુથી બંધ એવી શીશીઓ મળી આવી હતી. તેમા કડવી બદામના તેલનું સત્વ ભરેલુ હતું તે એટલું બધું ઝેરી હતું કે એક શીશી ઓછામા ઓછા ત્રણ માણસનો જીવ લેવાને બસ હતી

તેના શરીરની તપાસ લેતા તેની બોચી ઉપર કુહાડીના આકારનો ઘા પણ મળી આવ્યો જીવતા બહેચરપ્રસાદે ઘણી સાવચેતી વાપરી, વાળથી એ ઘાને ગુપ્ત રાખ્યો હતો. આથી સર્વ કોઇની ખાત્રી થઇ કે એજ 'ભૈરવ કોટેજ'મા આશરે પા સદી ઉપર થયેલા રાજેન્દ્રલાલ અને તેની પત્નિના ખુનોનો ખુની પુત્ર મંગળકુમાર—એજ બહેચરપ્રસાદ હતો

જ્યુરરોએ તપાસ પુરી થતા ચુકાદો આપ્યો કે:—"પોતે કરેલા અપરાધની શિક્ષા ન પામવા મંગલકુમાર ઉર્ફે બહેચરપ્રસાદે આત્મઘાત કરી પોતાના પાપી જીવનનો અંત—આણ્યો છે."

આ–Felo–de–se–આત્મઘાતનો ચુકાદો મળતા પોલીસે મંગળકુમારની લાશને બાળવાની રજા આપી. લોકલાગણી એટલી બધી મુળથીજ એ 'ભૈરવ કોટેજ' નિવાસી તરફ ખરાબ હતી કે કોઇ પણ માણસ તેને બાળવા જવા ગામમાથી તૈયાર થયો નહિ. તેમાં પણ નિર્દોષ માતાપિતાનો ઘાતકી પુત્ર મંગલકુમાર–બહુચરપ્રસાદના શરીરમાં ઓળખાઈ આવતા, એની લાશ તરફ એટલી બધી લોકલાગણી તિરસ્કારની ઉશ્કેરાઈ આવી કે, ગામની આજુબાજુમાં કેટલેક દુર સૂધી તે લાશને નહિ બાળવા દેવા લોકોએ ઠરાવ કર્યો. આખરે પોલીસને ઢેઢા પાસે તે લાશને પરાણે ઉચકાવરાવી ગામથી પાચ માઇલ દુર હુગલી નદીને હવડ કિનારે બાળી નંખાવવાની ફરજ પડી

બહુચરપ્રસાદના ઘરની જડતી લેતા તેની ડાયરી બુકો પકડાઇ આવી હતી. તે દરેક બુક એટલી બધી બીનાઓથી ભરેલી હતી કે દરેક વર્ષની ડાયરી બુક જો છપાવે તો એક દળદાર પુસ્તક બને. આવી લગભગ ૩૦ ડાયરી બુકો જુદા જુદા વર્ષની મળી આવી. વાચનાર ! તારી જાણને માટે તેમાના થોડાકજ ફકરા નીચે ટાકીશુ. લખાણ કંઇક ઇગ્રેજી, કઇક બગાલી તો કંઇક તદ્દન ભેદી ભાષાઓમા લખાયેલુ હતુ.

—

## ડાયરી બુકોમાંથી થોડાએક ઉતારા.

"મારી ફોઇએ મારૂ નામ મ ગળકુમાર શુ કરવા રાખ્યુ હશે? હુ તો હમેશા અમ ગળ વિચારો કરૂ છુ"

× × ×

"અનેક પ્રકારની કળાઓ હોય છે. જીવન પણ એક કળા છે જે તે કળા શીખે તે સારી રીતે જી દગી પસાર કરી શકે છે એ કળાની ગુપ્ત કુ ચીઓ ક્યા રહી હશે? પૈસામા!"

× × ×

"This is my marriage day It does not produce in me any of those emotions, which I understand most men feel on such an occassion Marriage should mean a marriage of hearts—welding of a bond by which two people think and act in unision But this can only be, where there is mutual sympathy and love Love! What is it? Do I know it? No I love nothing I worship gold–riches–wealth."

× × ×

"રમતા રમતા, તળાવને કાઠેથી પડી ગયો તે વખત પછી મારા વિચારોમા એકાએક ફેરફાર કેમ થઈ ગયો હશે?"

× × ×

"પૈસો કેવી રીતે મેળવવો? પારસમણી •શોધી લાવુ, કે બધુ

લોઢું ખરીદી લઇ તેનું સોનું બનાવી નાખું ! Is there no shorter road to El Dorado ?"

× × ×

"પૈસાને માટે કેટલા પ્રાણ ફોગટ લીધા ! પણ તેથી શું વળ્યું ? આખરે મારા નશીબમાં તો ધુળની ધુળજ રહી "

× × ×

" People talk that my wife is beautiful Perhaps she is But were it not for her to earn or bring for me the glitter of the gold, she would be foul to me "

× × ×

" A dead wife, a living child These are what a short twelve months have brought to me .. . . . .I gazed for the last time the dead wife's face, but I felt no sorrow I tried to feel, but could not "

× × ×

"મારી પત્નિનું સંભારણું—મારી પુત્રી ! કેટલી બધી ખુબસુરત !! હવે હું અઢળક દોલતને મારી પાસે દોડતી આવતી જોઈ શકું છું !"

× × ×

"Life is a game of science. Tha skilled player wins Bold triumphs over the timid, and slow I do not believe in fate A man makes his own fate, and he calles it luck or ill-luck, according to how he wins or loses"

× × ×

" મહદ્દસિંહ બનાવી ગયો પણ ફીકર નહીં એથી કાંઇ મારો આશા-ચંદ્ર અસ્ત પામતો નથી સંસાર હારજીતની બાજી છે"

× × ×

" નરેન્દ્રકુમાર પણ મહદ્દસિંહનો ભાઇ નીવડયો. પણ આ વખત વેર વાળ્યા વગર નહિ રહુ તેને મારી નાખી મારી ઢીંગલી—પારસમણી—પાછી લઇશ હું કાંઈ આવા બનાવોથી નાશીપાસ થઉ એવો નથી એકાદ બે દાવ ખાલી ગયા તેથી શું ?"

× × ×

" ત્રીસ વરસ પછી પાછો લીલાપુર આવુ છુ. લીલાપુરમા કશો ખાસ ફેરફાર થયેલો લાગતો નથી 'ભૈરવ કોટેજ' પણ હજી હસ્તિમા છે ખંડેર જેવુ મકાન થઇ ગયુ છે, પણ તેની ફીકર નહિ મે મારૂ નામ બદલ્યુ છે. વર્ષોની અથડામણીથી મારો ચ્હેરો પણ બદલાઇ ગયો છે, તેથી મારે ઓળખાઇ આવવાની ધાસ્તી રાખવાની જરૂર નથી મારૂ ખરૂં નામ તો મંગળકુમાર. અત્યારે બધા મને બહેચરપ્રસાદ તરીકે ઓળખે છે, એટલે પકડાઇ જવાનો ભય નથી. માથા પછવાડેનો ઘા માત્ર બચપણની સ્મૃતિ કરાવે છે પણ મારા બચપણના ગોઠીયા શુ હજી જીવતા હશે ? અને હોય તો તો કાઇ લીલાપુરમાજ બેશી રહ્યા હશે ?'

× × · ×

" 'ભૈરવ કોટેજ'ના ઓરડાની ભોય ઉપરના લોહીના ડાઘ શુ ન ભુસાઇ શકે તેવા હશે ? ત્યા જાઉ છુ, ત્યારે જાણે મે ખુન કાલેજ કર્યા હોય તેમ મને ભીતી લાગે છે "

× × ×

" સરલકુમાર સારો શીકાર છે એ જરૂર મારા હાથમા ફસાશે પણ તેની બ્હેન સુશીલા, હજી કુવારી છે તે પણ પૈસાવાળી છે. તેને હુ કેમ ન પરણુ ? અલબત તે ડૉકટર શાન્તિકુમારને ચહાય છે મારી અને એની ઉમરમા પણ ફરક છે. પણ તેથી શુ ? ઉમેદવારી કરવામા શુ ગયુ ?'

× × ×

" અફસોસ ! મારી ધારણા ફલીભુત થઇ નહિ સુશીલાએ મારી જોડે લગ્ન કરવાની ના પાડી Really a woman is a riddle "

× × ×

" સુશીલાએ કરેલુ અપમાન હુ ભુલી ગયો નથી તેના બદલાની યોજના ઘડાઇ ગઇ છે તેનુ જીવવુ હવે નિરર્થક છે તેના મોતથી સરલકુમારની દોલત વધશે અને હુ વધારે પૈસા મેળવી શકીશ "

× × ×

" મહદ્દસિહે મહાબલીમા ઠીક પાઠ ભજવ્યો છે પણ તે બહુ ઇર્ષાખોર છે મોહિનીને સરલકુમાર જોડે છુટ લેતા વારવાર અટકાવે છે "

× × ×

" મહાબલી–મહદ્દસિહ–એ સુશીલાને ઝેર દેવાનુ માથે લીધુ છે. સ્નેહલતાના પોષાકમા તે પોતાનુ કામ બનાવશે એટલે આળ આવશે

સ્નેહલતાને માથે સ્નેહલતા, મોહિની અને સરલકુમારની વચ્ચે કાંટો છે, તે દુર થયો કે મારો બેડો પાર !"

× × ×

" સુશીલા ગુજરી ગઈ એ સારૂ થયુ તેના મરણુની સાથે મારો જુનો ભય પણ જતો રહ્યો છતા નવો ભય પેદા થતો લાગે છે કાતો હુ ચડુ છુ અથવા તો હમેશને માટે પડુ છું "

× × ×

" મોહિની મને દગો દેવા લાગતી હોય તેમ જણાય છે પણ તેને ખબર નથી કે છછેડાયો સાપ તેનો પણ જીવ લીધા વિના રહેશે નહિ એને કયાથી ખબર હોય કે મારે મન માણસ મારવુ એ મગતરૂ મારવા બરાબર છે "

× × ×

" આજે મારી જુબાની પુરી થઇ મને ભય ભાસે છે રામગીરે આણેલો સદેશો દહેશતને વધારે છે પણ શુ કરવુ ? નાસવાથી કશુ વળવાનુ નથી આખી દુનિયા મારી દુશ્મન બનતી જણાય છે હુ એકલે હાથે બધાને કેવી રીતે પહોચી શકીશ ? શુ ત્યારે મારે પકડાઈ ફાસીને લાકડે લટકવુ ? ના, ના તેમ તો કદીજ બનશે નહિ હુ જીવતો તો કદી કોઇથી પકડાઇશ નહીં "

× × ×

આ થોડાક ફકરા બહેચરપ્રસાદનુ જીવનચરિત્ર સમજવા ટાકયા છે તે ખરેખર જીવતો પકડાયો નહિજ. તેના હરિફોને તેણે હફાવ્યા તેના મરણ પછી લીલાપુરની શાત પ્રજાને શાતિ મળવાની આશા આવી



# પ્રકરણ બત્રીસમું.

## ધિરજનું ફળ.

મંગળભુવનમા પથારીવશ પડેલા સરલકુમારની તબીયત હવે સુધરતી જાય છે

એક સંધ્યાકાળે સરલકુમાર એક આરામખુરશી ઉપર બારી આગળ બેઠો હતો તેની બાજુમાં તેની સામે મોં કરી—તે વખતે તેની બ્હેન સુશીલાની જગ્યા સંભાળતી—સ્નેહલતા બેઠી હતી.

સરલકુમાર ખુરશી ઉપર ઉંચોનીચો થતો હતો તે જોઈ સ્નેહલતા બોલી.—"તમારે કશું જોઇએ છીએ ?"

"હા, સ્નેહલતા ! તમારી ખુરશી પાસે આણો એટલે તમને હું કહું." સરલકુમારે પ્રત્યુત્તર આપ્યો.

સ્નેહલતાએ ખુરશી પાસે આણી સરલ બોલ્યો -

"હું બહુ દિવસ બેભાન રહ્યો. તમે એ બધો વખત મારી પાસે રહી મારી સારવાર કરતા હતાં ?"

"હા."

"આટલી બધી તસ્દી મારે માટે લેવી તમને કેમ ગમી ?"

"શામાટે નહિ કોઇને માટે—રસ્તાના જનારને માટે—પણ એટલું હું કરૂં તો પછી તમારી સારવાર કરૂં તેમા શી નવાઈ ?"

"પણ-પણ-" અચકાતો અચકાતો સરલ બોલ્યો.

"પણ સ્નેહલતા! તમારા દીલમા મારે માટે ડાઘ નથી? ખરેખર! મારા કૃત્યો માફીને પાત્ર તો નજ હતાં!"

"સરલકુમાર! આમ શુ બોલો છો! મારામાં ભુલો કયાં ઓછી છે કે હુ પારકો વાક મારા દીલમા વસાવી શકું?"

"પણ હું તમારી તરફ કેટલી બધી ક્રુરતાથી વર્ત્યો હતો? અહા! હું કેટલો અધમ! કેટલો નીચ!!"

"મારાથી એ સ ભળાતુ નથી, સરલકુમાર! તમે અધમ કે નીચ નથી! તે વખતે માત્ર તમારામાં મુર્ખાઇએ વાસો કર્યો હતો."

"હા! પણ મે તમને કેટલુ બધુ દુ.ખ દીધુ?" સરલકુમાર નિશ્વાસ મુકતો બોલ્યો

સરલકુમારને આશ્વાસન દેતી સ્નેહલતાએ પ્રત્યુત્તર આપ્યો:—"ના તમે જરાએ દુ ખ દીધુ નથી પણ એ વાતને આપણે અહીં અટકાવીએ ગઈ વાત ગુજરી ગઈ"

"સ્નેહલતા! સ્નેહલતા!! હુ પાપી છુ અપરાધી છુ. તમે મોટા દીલથી મને માફ કરો છો તેથી તો મને મારુ પાપ વધારે સાલે છે!"

"સરલકુમાર! આમ ગાડાઇ ન કાઢશો આથી તમને પાછુ દરદ થઈ આવશે નાહક શરીરને હેરાન શું કરવા કરો છો?"

"આકાશના ફીરસ્તા જેવી દેવી! તને મારો વાંક ક્યારે વસવાનો છે?"

"ના. સરલકુમાર! તમારો વાંક થયો નથી એવું હું કહેતી નથી" સ્નેહલતા ઘણીજ દીનતાથી કહેવા લાગી.—"પણ મનુષ્યે પોતાનો વાંક તપાસવા પ્રથમ પ્રયાસ કરવો જોઇએ જ્યાં સૂધી હુ દોષ રહિત ન થાઉ ત્યાં સૂધી મારાથી બીજાનો દોષ કેવી રીતે જોવાય? બીજુ તમે સ્ત્રીનો સ્વભાવ બરાબર જાણુતા નથી જ્યા શુદ્ધ પ્રેમ નિવાસ કરી રહ્યો હોય ત્યાં દોષ નિહાળવાને માર્ગ કયાથી હોય?"

સરલકુમારે જવાબ ન આપ્યો બન્ને કયા સૂધી ચુપ રહ્યા. સરલકુમાર બારી બ્હાર દુર કુદરતને નિહાળી રહ્યો હતો ત્યાથી પાછી ફરતી તેની આખો સ્નેહલતાની આખો સાથે મળી અને એક તારામૈત્રક રચાયું સરલકુમારથી બોલાઈ જવાયું.—"વ્હાલી!"

'વ્હાલી' સબોધનથી સ્નેહલતા ચમકી તે સમજી ન શકી કે કેવા ભાવથી સરલકુમાર તેને બોલાવે છે. તે તો તેની સામે હજી જોઈજ રહી હતી. સરલકુમારના મોઢામાથી એ શબ્દ અચાનક નીકળી ગયો હતો

શાતીને તોડતો સરલ બોલ્યો —"સ્નેહલતા! હુ ખરેખર મુર્ખ હતો હુ મારૂ હીત શેમાં છે તે સમજી શકયો નહિ નહિતો પેલા બહેચરપ્રસાદને મારા મન ઉપર એટલો બધો કાબુ લાવવા જેટલો અવકાશ આપતજ નહિ હવે મારી ખાત્રી થઈ છે કે તે અવલ

દરજ્જાનો બદમાશ છે. મારી તબીયત બરાબર સુધ-રશે ત્યારે હું તેને બોલાવી તેના કૃત્યોનો જવાબ માંગીશ."

સ્નેહલતાને સરલની દયા આવી તેણે તેનો હાથ લઈ પોતાના બન્ને હાથની વચમાં દાબી, દયા અને દીલગીરીની લાગણીથી સરલ સામુ થોડી વાર સૂધી જોયા કર્યું પછી તે બોલી.—

"બહેચરપ્રસાદ તેના કૃત્યોનો જવાબ આપવા ઉપડી ચુકયો છે"

"હું સમજ્યો નહીં. શુ તે મરી ગયો?"

"હા"

"એકાએક એ કેવી રીતે ગુજરી ગયો?"

"તેના પોતાના હાથથી"

પાછી ચુપકી પ્રસરી રહી સરલ પાછો બારી બહાર નજર ફેરવવા લાગ્યો કુદરત તદ્દન શાત હતી હવા તદ્દન બ ધ હતી ઝાડનુ પાન પણ હાલતુ ન હતુ પક્ષીઓના કલરવ વિના આખા બાગમા તેમજ મ ગળ ભુવનમા શાતિ હતી

સરલકુમાર બોલ્યો.—

"સ્નેહલતા! મારા મગજ ઉપર ઘણોજ બોજો રહે છે અને તેથી મારે તે ઓછો કરવો જોઇએ મને એકજ વસ્તુ સાલ્યા કરે છે અને તે મે તમને કરેલો અન્યાય છે તમે તે ભુલી જઈ શકશો નહિ, છતા પણ

તેને માટે મને ક્ષમા કરો. તમે ઉદાર છો અને તેથીજ તમને વિનવું છુ કે મનમાં કશું પણ રાખ્યા શિવાય મારી ભુલો સામું ન જોતાં મને ક્ષમા આપો.”

“જ્યાં અપરાધ થયો છે એ વાતનો સ્વિકાર થયો નથી ત્યા માફી આપવાની વાત કયાંથી સ ભવે? છતાં પણ જો મારી આપેલી માફીથી તમારૂ હૃદય શાત થતું હોય, તમારા મગજ ઉપરનો બોજો દુર થતો હોય તો હું ઈશ્વરને હાજર સમજી કહુ છુ કે મારા દીલમાં તમારે માટે કશુ જ નથી મારા તરફથી તમને પૂર્ણ રીતે ક્ષમાજ છે.”

“સ્નેહલતા! તમારા આ શબ્દોથી મારા મન ઉપરનો બોજો કમી થશે અને હવે મારી તબીયત પણ જલદીજ સુધરશે હવે માત્ર મને એક વાતનો ખુલાસો કરો મારે માટેનો તમારો આગલો સ્નેહ હતો એવો ને એવો છે? કે તે હવે તદ્દન નાબુદ થઈ ગયો છે?”

“સરલકુમાર, તે કેમ બને? આપણો પરીચય કઈ આજકાલનો છે! તેમા પણ તમારી બ્હેન અને મ્હારી વ્હાલી સખી સુશીલાના અકાલ અવસાનથી મારે આ ‘મ ગળ ભવન’મા તેની જગ્યા સ ભાળવાની છે.”

“નહિ સ્નેહલતા! હુ એ વાત કરતો નથી. મારો ભાવ સમજવામા તમે ભુલ કરો નહિ. હું તમને મ્હારી બ્હેન બનવા સુચના કરતો નથી. તમે મારા ધર્મ પત્નિ—સ્નેહપત્નિ— થશો?”

સ્નેહલતા આભી બની. આ સરલકુમારનો પ્રશ્ન તેને અણધાર્યો આવ્યો હતો. શુ જવાબ આપવો તે તેને સુઝયો નહિ.

સ્નેહલતાને માટે તે કેવી સુદર પળ હતી? તેના સૌભાગ્યના ચ દ્રનો તે વખત ઉદય થવા લાગ્યો. તેને મળેલા અન્યાયનો, તેણે વેઠેલા સ કટનો બદલો વળવાની તક આવી પહોંચી હતી

સરલ પોતાના સવાલનો જવાબ ન મળતાં અધિરો બન્યો તે બોલ્યો.—"સ્નેહલતા! મારા સવાલનો જવાબ નહિ આપશો?"

"વ્હાલા સરલકુમાર! તમારો ઉપકાર માનું છુ, અને તમને મારા સૌભાગ્યના ચ દ્ર સ્થાપુ છુ."

સ્નેહલતા ઉભી થઈ અને આરામ ખુરશી ઉપર પડેલા સરલકુમારને કપાળે પ્રેમનુ ચુ બન કરી સ્નેહયોગની ગાઠ સજ્જડ કરી

"પ્રિય સ્નેહલતા, મારા જીવનની આ એક ઉત્તમ ઘડી છે. આપણે કદી છુટા પડીશુ નહિ. હવે હુ તમને કોઇ દિવસ દુ:ખી કરીશ નહિ"

"વ્હાલા! તમે જરા હવે આરામ લ્યો તમે બહુવાર ખુરશી ઉપર પડી રહ્યા છો."

આમ બોલી સ્નેહલતાએ સરલકુમારને બીછાના ઉપર લઇ જઈ સુવાડયો.



# પ્રકરણ તેત્રીસમું.

## સુખી અન્તની શરૂઆત.

માનસીક ચીંતાઓ દુર થવાથી સરલકુમારની તબીયત ઘણીજ ઝડપથી સુધરવા લાગી

સ્નેહલતા તથા સરલકુમારને માનસીક લગ્નગાઠ બાદ્યે પખવાડીયુ વિતી ગયુ છે સ્નેહલતાનો ચ્હેરો પણ બદલાઇ ગયો છે ને હવે મગ્ન રહે છે

સ્નેહલાને પત્નિ તરીકે સ્થાપ્યા પછી 'મ ગળભુવન' પણ ઘણુ ભવ્ય લાગવા માડયું. ગૃહદેવી જેવી સ્નેહલતાના પૂન્યશાળી પગલાથી 'મ ગળભુવન' પાવન થવા લાગ્યુ બહેચરપ્રસાદ જેવા પાપી પુરૂષોના સ સર્ગથી બગડેલી 'મ'ગળભુવન'ની હવા સ્નેહલતાના પવિત્ર–સ સ્કારી–સુવિચારોના આંદોલનોથી સુધરતી ગઈ

કોઇ કોઇ વાર સખી સાભરી આવતા સ્નેહલતાનો ચ્હેરો બદલાતો, એકાત શોધી તે સુશીલાને સ ભારી રડતી એ શિવાય સ્નેહલતા હવે સર્વ વાતે સુખી હતી

સરલકુમાર કોઇ પણ દિવસ મોહિનીને સ ભારતો નહીં તેમજ પોતે મોકલેલા પોતાના મિત્ર જીતેન્દ્રરૉયની પણ ખબર પૂછતો નહિ છતા સ્નેહલતા એ બન્નેની વાતથી વાકેફગાર હતી જીતેન્દ્રે તેની જોડે પત્રવ્યવહાર નિયમીત રીતે જાળવી રાખ્યો હતો

બદ્રીશ્વરપ્રસાદના મરણની અને મહાબલી ઉપર વૉરંટ નીકળ્યાની વાત સ્નેહલતાએ સરલને કરી હતી. પણ જીતેન્દ્રનો સંદેશો સરલને કહેવો કે નહિ તેની ગુંચવણમાં તે બહુવાર રહી. આખરે એક વખતે સરલની શાંત પ્રકૃતિનો લાભ લઇ સ્નેહલતા તેને કહેવા લાગી:—

"વ્હાલા! મારે તમને આજે એક વાત કહેવી છે"

"શુ કહેવાનુ છે, પ્રિયે!"

"મારા ઉપર ગુસ્સે તો નહીં થાવ?"

"ના. શામાટે તમારી ઉપર ગુસ્સે થાઉ?"

"તમને કોઇ પણ વખત પેલી કમનશિબ સ્રી મોહિની સાભરે છે?"

"હા" થોડી વારે સરલે પ્રત્યુત્તર આપ્યો. તે સ્નેહલતાને આમ પુછવાનુ કારણ સમજી શકયો નહિ.—"કોઇ કોઇ વાર તેની યાદ આવતા મને અ-જાયબી ઉત્પન્ન થાય છે મોહિની માટે મને દયા આવે છે પણ તમારે આજે મને આ પ્રશ્ન કેમ પૂછવો પડે છે?"

"કારણ, મારી એવી ઈચ્છા છે કે તમે તેની તરફ દયા અને ક્ષમાની નજરથી જુવો."

"સરલ બાળે! પ્રભુ તમારુ કલ્યાણ કરો. ખરે-ખર! તમારું હૃદય ઘણુ જ ઉદાર છે. પણ પ્રિયે! મને એમ લાગે છે કે તેણે મને બહુજ છેતર્યો"

"શરૂઆતમાં તેમ કદાચ હશે, પણ પાછળથી તેણે તેમ કર્યું નથી."

"તમારું કહેવુ ખરુ હશે, પણ તમે આ વિષય ઉપાડયો તો પૂછુ છુ કે જીતેદ્ર મોહિનીને શોધી કાઢવામા ફાવ્યો હતો ?"

"હા"

"ત્યારે મને તે મળવા કેમ ન આવ્યો ?"

"કોઇ કારણસર તે કલકત્તે રોકાયા છે"

"અને મોહિની હજી હયાત છે ?"

"હા, જીવતી છે"

"તે કુશળ છે ?"

"હા, હુ તેમ ધારૂ છુ"

"તેની ઉપર આરોપ પુરવાર થયો ?"

"ના જીતેંદ્રરૉય મને જણાવે છે કે તે તદ્દન નિર્દોષ છે, અને આ 'મગળ ભુવન'મા જે નાટક ભજવાયુ તેમા તેનો હાથ ન હતો"

"પ્રભુની એટલી કૃપા"

આ વખતે બારીમાથી પવન સીધો સરલકુમાર ઉપર આવતો હતો તેથી સ્નેહલતા બારી બંધ કરવા ઉઠી તેમ કરતા તેને અટકાવી સરલ બોલ્યો.—

"બારી બધ કરશો નહિ. મને ઉકળાટ ઘણો થાય છે."

"પણ વ્હાલા ! પવન તમને હજી સદશે નહિ"

"મને થોડી વાર આમ ખુરશી ઉપર પડી રહેવા દ્યો" આમ કહી સરલે સ્નેહલતાને પાસે બોલાવી તેને એક મધુરુ ચુમ્બન કર્યું.

સરલકુમારનુ એ એક ચુમ્બન સ્નેહલતાને તેના બધા દુઃખી દિવસો ભુલાવવાને બસ હતુ તે મહા સુખસાગરના આનદી મોજાઓમા અથડાવા લાગી.

થોડી વારે સ્નેહલતાએ સરલકુમારની સાંમે જોયુ તો તે આરામ ખુરશી ઉપર નીંદ્રાવશ થયેલો લાગ્યો તેની પાસે જઈ તે બોલી:—

"સરલ! વ્હાલા સરલ!!"

સરલકુમારે તે સાભળ્યુ નહિ

સ્નેહલતાએ પુન. સરલને બોલાવ્યો પણ તે ખરે-ખર નિદ્રાવશ થયેલો હતો તેથી તેને સુવા દઈ તે બારીમા જઇ ઉભી તે ત્યા ઉભી ઉભી મોહિનીના વિચારો કરવા લાગી તેને હવે કેવી રીતે ઉપયોગી થઇ પડવુ તેની યોજના ઘડવા લાગી એટલામા તેને ઘણા ધીમા અવાજે બોલાયેલા શબ્દો સભળાયા.–

"સ્નેહલતા! ઉભા ઉભા શા ઉંડા વિચારમા નિ-મગ્ન થયા છો? તમારા દરદીને આમ હવામા ખુલ્લા સુવા દેવા જોઇતા ન હતા. આને માટે મારે તમને ઠપકો આપવો પડશે"

"પધારો ડૉકટર સાહેબ!" શાતિકુમારનો સાદ ઓળખતા સ્નેહલતા બોલી.—"સરલકુમારને અહી સુવા દીધા તે મારી ભુલ છે. પણ ઘસઘસાટ ઉઘમા

છે એટલે તેમને મે ઉઠાડયા નથી હમણાં મોહિનીનો વિચાર કરતી હતી."

"એમ? મોહિનીનો વિચાર તમને ભલો આવ્યો પણ મને કહો, તમને મોહિની માટે કેવા વિચાર છે?"

"એના જેવી સુંદર અને બુદ્ધિશાળી બાઈને આવી ખરાબ હાલતમાં જોઈ મને દયા આવે છે તેને કેવી રીતે મદદગાર થઈ પડાય તેના વિચાર કરૂં છું."

"તમે ધારશો તો તેને મદદ કરી શકશો"

"પણ એને એના કાકાના મરણની ખબર પડી છે?"

"મને તે ખબર નથી પણ બહેચરપ્રસાદ એનો કાકો નહિ પણ તેનો બાપ અને મહાબલી તેની દાસી નહિ પણ તેનો વર હતો"

"હે! તમે શું કહો છો?" શાંતિકુમારની વાત સાંભળી હેબક ખાતી સ્નેહલતા બોલી

"હા બહેચરપ્રસાદના મરણ બાદ તેની ડાયરી બુકો પકડાઈ છે મે તે બધી વાંચી છે તેથીજ કહુ છુ" શાંતિકુમાર બોલ્યો

થોડીવાર બન્ને ચુપ રહ્યા પછી બન્ને વિચાર કરી મોહિનીને કાગળ લખી આ બધી વાતથી તેને વાકેફ કરવાના નિશ્ચય ઉપર આવ્યા



# પ્રકરણ ચોત્રીસમુ.

## મહાબલીની ધરપકડ અને ઉપસ હાર.

મોહિની પટણાથી નાશી ગઇ ત્યારથીજ મહાબલીને પોતાની બાજી હારની લાગી એટલામા તેની સામે લીલાપુરના માજીસ્ટ્રેટે વૉર ટ કાઢયુ છે તે વાતની ખબર પડી. સાથે સાથે બ્હેચરપ્રસાદના અન્તકાળની વીગત પેપરમા ચર્ચાયેલી હોવાથી તે વાત પણ એના જાણવામાં આવી. તેને લાગ્યુ કે હવે તેનુ આવી બન્યુ છે. આથી તેણે પોતાનો સ્રીવેશ ઉતારી–પુરૂષ વેશે પલાયન કર્યુ. સાધારણ રીતે જનસમાજની આખો તેને સ્રીવેશે જોવાને ટેવાયેલી હોવાથી, તેનુ પુરૂષ વેશે પલાયન કોઇની ધ્યાનમાં આવી શકયુ નહિ. તેને પડકવાને માટે મોટા મોટાં ઇનામો કાઢવામા આવ્યા હતા છતાં પણ હજી સુધી તે પકડાઈ ન હતી. તેની સાંમે વાર ટ કાઢયે છ મહિના થઇ ગયા હતા

મહાબલીને હવે આપણે તેના ખરા નામથીજ ઓળખીશુ. મહફ્સિહ પટણેથી કલકત્તે ન જતા બહારોબ્હાર મુબઈ આવ્યો અને ત્યાથી પી. એન્ડ ઓ. કું ની સ્ટીમર 'એરેબીઆ' માર્ફતે વિલાયત નાશી જવાને પ્રયત્ન કર્યો, પણ રસ્તામા એડન આગળ પરખાઈ જતા તે પકડાયો તેને પકડીને પાછો લીલાપુર લાવવામા આવ્યો.

તેની તપાસ ઘણી લ બાણથી ચાલી હતી વાંચનાર! તેનુ લંબાણથી અહિં વિવેચન કરી તારો નકામો વખત લઇશુ નહિ એટલુ જ કહેવુ બસ છે કે મહદ્દસિહે ઘણા કાબેલ કાઉન્સેલને પોતાનો બચાવ કરવા રોકયો હતો

એ તપાસ દરમ્યાન સરલકુમારની જુબાની લેવાઈ ન હત તો કદાચ મહદ્દસિંહ પોતાને નિર્દોષ ઠરાવી શકત

બચાવપક્ષ તરફથી જણાવવામા આવ્યુ હતું કે બહેચરપ્રસાદ જોડે બપોરે જમ્યા પછીથી સુશીલા બીમાર પડી તે દીવસે મહાબલી કે મોહિની કોઇ 'મ ગલભુવન'મા આવ્યુ ન હતુ આથી ઝેર બહેચરપ્રસાદે દીધુ એવુ સાબીત સહેલથી થઇ શકે તેમ છે બીજા પુરાવા તરીકે બચાવ પક્ષના બૅરીસ્ટરે એ વાત આગળ આણી કે સ્નેહલતાએ બારણુ બાર વાગે બ ધ કર્યું હતુ દવા રાત્રે બે વાગે આપી હતી, અને તે દવાની શીશી ડૉકટરે પેક કરીને મોકલી આપી હતી આથી પણ પુરવાર થઇ શકે છે કે તેમા મહાબલીનો હાથ ન હતો, કારણ કે બાર વાગ્યા પછી મહાબલી સુશીલાના ઓરડામા આવી ન હતી.

પણ આ લુલો બચાવ સરલકુમારની જુબાનીથી તુટી ગયો તેણે જણાવ્યુ કે.—

"મારા સુવાના ઓરડાની બાજુના ઓરડામા મે મોહિનીને ઉતારો આપ્યો હતો. મોહિની ઉપરથી સાડા દશ વાગે નીચે આવી તે પછી હુ તેના ઓર-

ડામાં તેની જોડે કેટલીક વાતચીત કરવા ગયો હતો તે વખતે મહાબલી ત્યા ન હતી. મે તે વખતે ઘડીયાળમા જોયુ હતું તે વખતે સાડા અગીયાર વાગ્યા હતા ઘડીયાળમા અડધા કલાકનો તેમજ કલાકના ટકોરા થતા હતા અડધા કલાકનો ટકોરો એક થયો હતો. તે વખતે એક વાગ્યો ન હતો, કારણકે કેટલીક વાર પછી મે બારના ટકોરા ગણ્યા હતા હુ મોહિની મારી પત્નિ થશે કે નહિ તે પૂછવા તેના ઓરડામા ગયો હતો પણ તેમ થવા તેણે ઇનકાર કર્યો હતો મને તેણે જણાવ્યુ હતુ કે તે મને ચહાય છે તે વખતે ઘડીયાળમા બાર વાગ્યા, અને મહાબલી તે ઓરડામા દાખલ થઈ ”

ઉલટ તપાસમા સરલકુમાર ડગ્યો નહીં. તેની જુબાની કોઇ તોડી શકયુ નહિ સરલકુમારની જુબાની ઉપરથી એટલુ સાબીત થઇ શકયુ કે મહાબલી રાતના બાર વાગતા સૂધી સુશીલાના ઓરડામા હતી. સ્નેહલતાની જુબાનીથી આપણે આગળ જાણી શકયા હતા કે તેની આખ મળી હતી, અને તે રાત્રે બારને સુમારે જાગી હતી તે પછી તેણે ઓરડાના દ્વાર બધ કર્યા હતા

જો કે તે પુરવાર નહોતુ થયુ પણ સ્નેહલતાને મહાબલીએ કલોરોફોર્મ સુઘાડયુ હતુ તે પછી સ્નેહલતાની શાલ મહાબલીએ ઓઢી પોતાનુ કાર્ય સાધ્યું હતુ.

મહાબલી—મહદ્દસિંહ—ને બચપણથી સાયન્સ માંટે ઘણો શોખ હતો હોટેલમાથી મળી આવેલી ઝેરી દવાની પેટીની તપાસ કરવામાં આવી હતી, અને એ કે ત્રણ શીશી શિવાયની બીજી શીશીઓના ઝેર લેબોરેટરીમા પણ પરખાઈ શકાયાં ન હતા

મહદ્દસિંહ કેવી રીતે પકડાયો એ એક અજાયબની-જ વાત હતી સ્ટીમર ઉપર એક સ્રીનો કુતરો ઘણો બીમાર પડયો અને ડૉકટરે તેને મારી નાખવાની સલાહ આપી તે સ્ત્રી પોતાના કુતરાને ગોળીથી મારે તે જોવા રાજી ન હતી આ ઉપરથી મહદ્દસિંહે —પેઇનલેસ ડીસ્ટ્રકશન (painless distruction)— ઝેર દઈ કુતરાને મારી નાખવાને માથે લીધુ જે શીશીમાથી તેણે બે ચાર દવાના ટીપા લીધા હતા, તેના ઉપર 'હાયોશીયામા' એવુ હીંદુસ્તાનીમા લખેલુ હતુ આ નામ એક બીજા હીંદુસ્તાની માણસના વાચવામા આવતા લીલાપુરવાળો ખુનનો કેસ તેની આખ આગળ તરી આવ્યો તેને મહદ્દસિંહ માટે વ્હેમ આવવાથી તેને એડન આગળ પોલીસને હવાલે કર્યો હતો

આવા આવા પુરાવાઓ મળી આવતા જુરીને એકમતે ખુનના વાક માટે મહદ્દસિંહને આરોપી ઠરાવતા વાર ન લાગી

× × ×

ત્રણ અઠવાડીયા પછી લીલાપુરની પ્રજાએ જેલના

કમ્પાઉન્ડ આગળ, મહાબલી—મહદ્દસિ હને ફાંસીને લાકડે લટકવા ખુનીઓને રાખવાના ભોયરામાંથી બહાર નીકળી હથિયારબ ધ પોલીસની ચોકી નીચે આવતો જોયો તે શાંતિથી માચડા ઉપર ચડયો એક ક્ષણુમા આ દુનિયાની શાંતિનો ફરી વાર ભ ગ ન કરવા, કરેલા અપરાધોની ફરી તપાસ કરાવવા, અને તેની શીક્ષા ખમવા યમરાયના દરબારમા પહોચ્યો

* * *

સ્નેહલતાએ મોહિનીને લખવાનુ શાતિકુમારને આપેલુ વચન પાળ્યુ તેણે નીચે પ્રમાણે એક પત્ર મોહિનીને લખ્યો —

મ ગળ ભુવન, લીલાપુર
તા ૩ જી જુલાઈ, શનિવાર.

પ્રિય બ્હેન મોહિની !

‘ તમારી ઉપર આવી પડેલી આફત વખતે તમને મારાથી બનતી મદદ કરવાનો વિચાર આવતા આ પત્ર લખાય છે મારો તમને આ પહેલોજ પત્ર છે તેથી તમને કેવી રીતે અને શુ લખી મારી લાગણી—તમારા તરફની—તમને દર્શાવુ તેનો વિચાર કરૂ છુ. પણ એક સ્ત્રી તરીકે તમે મારુ—સ્ત્રીનુ અ ત.કરણ પારખી શકશો જો હુ તમને મદદ કરી શકુ તેમ હોય તો સુખેથી મને ફરમાવજો ”

લી શુભેચ્છક
સ્નેહલતા.

મોહિની આ પત્ર વાચતા ખરેખર વિચારમા પડી ગઈ સ્નેહલતાની આટલી બધી ભલમનસાઈ માટે તેણે ઘણો ઉચો મત બાધ્યો તેણે જવાબમા લખ્યુ કે'—

વ્હાલાં બ્હેન સ્નેહલતા !

"તમારો કાગળ વાચી આનદ થયો એક સ્ત્રી તરીકે મારે તમને જણાવવુ જોઇએ કે તમે તમારી તરફથી આશા રાખી ન શકાય તેટલી ઉદ્દારતા દર્શાવી છે ખરુ કહીએ તો હુ તમારી દુશ્મન જેવી હતી તેને તમે મદદ કરવા તૈયાર થયા છો તે તમારુ મોટુ મન દેખાડી આપે છે"

"હુ પશ્ચાતાપના આગ્નીમા બળી પાવન થઇ છુ તમારી લાગણી જે વખતોવખત મે દુખાવી છે, તેને માટે મને લાગી આવે છે મને આશા છે કે ઉદ્દાર હૃદયથી તેની મને માફી આપશો"

"મારી જીદગીનો હવે નવો સફો ખુલે છે હુ હવે પત્નિ બનીશ અને એક નિમકહલાલ પત્નિ તરીકે મારા થનાર પતિની સેવા કરી પાછલા પાપો ધોઈ નાખીશ તમને જાણી આશ્ચર્ય તો લાગશે પણ સરલકુમારના મિત્ર મી જીતેન્દ્રરૉયે મને તેમની પત્નિ તરીકે સ્વીકારી છે થોડાજ વખતમા બ્રહ્મો સમાજમા

અમારા લગ્ન થશે. હુ પતિતને તેમણે પાવન કરી હું અધમનો તેમણે ઉદ્ધાર કર્યો છે ”

લી તમારી માફી ચહાતી,

મોહિની.

સરલકુમાર તથા સ્નેહલતા આ દ પતીના લગ્નની વાત સાભળી ઘણુા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા

સરલ બોલ્યો.—“ જીતેન્દ્ર સારો માણસ છે મોહિની તેને પરણી સુખી થશે ”

થોડા વખત પછી જીતેન્દ્રનો કાગળ સરલકુમાર ઉપર આવ્યો તેમા તેણે પોતાની પત્નિ–મોહિનીના પુષ્કળ વખાણ કર્યા હતા, તથા મોહિનીને પરણી પોતે ઘણો સુખી થયો છે એમ જણાવ્યુ હતુ

× × ×

સુશીલાના બાર મહિના પુરા થયા પછી સરલ-કુમારે–સ્નેહલતા જોડે લગ્ન કર્યા તે પછી તેઓ કદી દુ.ખ અનુભવવા પામ્યા ન હતા.

× × ×

સુશીલાને અગ્નિદાહ દીધેલી જગ્યાએ સરલકુમારે એક ભવ્ય શિવાલય બધાવ્યુ હતુ સરલકુમાર અને સ્નેહલતા બન્ને રોજ ત્યા દર્શન કરવા જતા

મ દીરમાં સુશીલાનો એક સુંદર ઓઇલ પેઇન્ટીંગ ફોટો ટાંગવામા આવ્યો હતો. ત્યા આગળ આ દંપતિ ઘુ ટણે પડી પ્રભુપાર્થના કરતા

× × ×

'ભૈરવ કોટેજ'ને પછીથી રહેવા આવનાર કોઈ ભાડુત મળ્યો નહતો. તેથી તે જગ્યા પાછી એક ખ ડેર જેવી થઈ હતી. એક વખતે એક બાવાઓની જમાતે ત્યાં વાસો કર્યો હતો તેઓએ સળગાવેલી ધુણીથી—તાપણીથી—'ભૈરવ કોટેજ'નો પુરાણો કાટ સળગી ઉઠયો, અને એ જગ્યા થોડા કલાકમા બળીને ભસ્મ થઇ ગઈ.

